# દરેક લાયબ્રેરીમાં ખાસ વસાવવા લાયક ઉપયોગી પુસ્તકો

| | |
|---|---|
| ૧ હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ ભા. ૧-૨-૩ | ૧૧- ૦-૦ |
| ૨ રાજયોગી યાને પરમાર ધારા વર્ષદેવ ભા. ૧-૨ | ૮- ૦-૦ |
| ૩ બલહદ બંકા દેવડા ભા. ૧-૨ | ૬- ૮-૦ |
| ૪ મહાત્મા ગાંધીજીનું જીવન | ૪- ૦-૦ |
| ૫ વિશ્વભારતી | ૧- ૦-૦ |
| ૫ ફુલવાડી | ૦- ૪-૦ |

## શ્રી સયાજી સાહિત્યમાળા

| | |
|---|---|
| શ્રી સયાજીરાવ ગાયકવાડનું જીવનચરિત્ર ભાગ ૧-૨ (સચિત્ર) | ૭-૧૨-૦ |
| ૧ ઋગ્વેદ સંહિતા ભા. ૧ થી ૫ | ૧૦- ૪-૦ |
| ૨ વેપારની ચાવી | ૧-૧૨-૦ |
| ૩ વિદ્યુત | ૧-૧૨-૦ |
| ૪ વિજ્ઞાનના વિધાયકો | ૧-૧૨-૦ |
| ૫ મારું જીવન અને કાર્ય ક્ષેત્ર | ૧-૧૨-૦ |
| ૬ ઇલ્સીંગના સમયનુ હિંદ | ૧-૧૦-૦ |
| ૭ જુવાનીની ચાવી | ૧- ૮-૦ |
| ૮ કેનેડાનું જવાબદાર રાજતંત્ર | ૧- ૮-૦ |
| ૯ કેળવણી | ૧- ૮-૦ |
| ૧૦ ભારતીય સમાજશાસ્ત્ર | ૧- ૬-૦ |
| ૧૧ આપણું પ્રાચીન રાજતંત્ર | ૧- ૪-૦ |
| ૧૨ ઉદ્‌ભીજોની ઉત્ક્રાંતિ | ૧- ૪-૦ |
| ૧૩ ફળ ઝાડનો બગીચો | ૧- ૨-૦ |
| ૧૪ ભાષા વિજ્ઞાન પ્રવેશીકા | ૧- ૧-૬ |
| ૧૫ મહીપતરામ | ૧- ૧-૦ |
| ૧૬ નેલ્સનનું જીવન ચરિત્ર | ૧- ૦-૦ |
| ૧૭ વલ્લભ | ૧- ૦-૦ |
| ૧૮ ઇંગ્લાંડ અને હિંદુસ્તાન | ૦-૧૫-૦ |
| ૧૯ ખેતીના ઉપદ્રવો | ૦-૧૪-૦ |
| ૨૦ સરોવરના જીવો | ૦-૧૩-૦ |
| ૨૧ ગર્ભ વિદ્યા | ૦-૧૨-૦ |
| ૨૨ સૂર્ય | ૦-૧૨-૦ |
| ૨૩ મનુષ્ય શ્રમણ | ૦-૧૨-૦ |
| ૨૪ પ્રાચીન પૂર્વ | ૦-૧૨-૦ |
| ૨૫ હિંદુસ્થાનમા જુદા જુદા શક | ૦-૧૨-૦ |
| ૨૬ નરસિંહ મહેતા | ૦-૧૧-૦ |
| ૨૭ સામાજીક સુખરૂપતા | ૦-૧૧-૦ |
| ૨૮ નૌકાબળ | ૦-૧૧-૦ |
| ૨૯ ધન વિદ્યા | ૦-૧૧-૦ |
| ૩૦ હિંદની સફરે નીકળેલા વહાણવટીઓ | ૦-૧૧-૦ |
| ૩૧ પરિવર્તનવાદ | ૦-૧૦-૦ |
| ૩૨ હિંદુસ્તાનના લોકો | ૦-૧૦-૦ |
| ૩૩ પ્રાણીઓનાં શુભાશુભ લક્ષણો તથા વય વિજ્ઞાન | ૦-૧૦-૦ |
| ૩૪ સ્થાનીક સ્વરાજ્યની સંસ્થાઓ | ૦- ૯-૦ |
| ૩૫ જગતની રાજનીતી અને હિંદ | ૦- ૮-૦ |
| ૩૬ મેગેસ્થીનીસના સમયનું હિંદ | ૦- ૮-૦ |
| ૩૭ રેડીઓ અને ટેલીવીઝન | ૦- ૮-૦ |
| ૩૮ કળા વિષે પ્રવચન | ૦- ૭-૦ |
| ૩૯ તરવાની કળા | ૦- ૭-૦ |
| ૪૦ વડોદરા | ૦- ૮-૦ |
| ૪૧ સૂરત (ભાગ ૧-૨) | ૧ ૯-૦ |

## શ્રી સયાજી બાલજ્ઞાન માળા

| | |
|---|---|
| ૧ પંચતંત્ર વાતો ભા. ૧-૨ | ૧- ૦-૦ |
| ૨ સૂર્ય નમસ્કાર | ૦- ૮-૦ |
| ૩ સીતા | ૦- ૬-૦ |
| ૪ બુદ્ધ ભગવાનની વાતો | ૦- ૬-૦ |
| ૫ મહમદ બેગડો | ૦- ૬-૦ |
| ૬ વાઘેલાઓનું ગુજરાત | ૦- ૬-૦ |
| ૭ આર્યોનું આદિ નિવાસ સ્થાન | ૦- ૬-૦ |
| ૮ કરોળીઆનાં કાતરા | ૦- ૬-૦ |
| ૯ મીવતી મુલાકાત | ૦- ૬-૦ |
| ૧૦ પચાસ પ્રેરક પ્રસંગો | ૦- ૬-૦ |
| ૧૧ છોડવાનું જીવન | ૦- ૪-૦ |

આજેજ લખોઃ—

**વ્યવસ્થાપક : લુહાણામિત્ર પ્રેસ, રાવપુરા—વડોદરા**



# નામાંકિત ડૉક્ટરો
### શક્તિ માટે
# નામાંકિત દવા જ
### બતાવે છે

ઝંડુનું નામાંકિત <u>રક્તો-ફોસ્ફો-મૉલ્ટ</u> નબળાં સબળાં બધાંને ઉપયોગી છે. સાજાં માણસોની શક્તિ એનાં સેવનથી સચવાઇ રહે છે, અને માંદાંને, માંદગી પછીની નબળાઇ દૂર કરી, નવજીવન આપે છે.

ઝંડુનું <u>રક્તો-ફોસ્ફો-મૉલ્ટ</u> સ્વાદિષ્ટ અને ઝટ દે તાજગી આપનાર છે. અને તેથી નાનાં બાળકો તેમજ મોટાં સૌ કોઇ સહેલાઇથી લઇ શકે છે. તાકાત આપનાર, સ્ફુર્તિ પ્રેરનાર અને ખાસ કરીને લોહીની લાલી વધારનાર—

ઝંડુ રક્તો ફોસ્ફોમાલ્ટ




## ઝંડુ
## રક્તો-ફોસ્ફો-મૉલ્ટ

એક વાર અવશ્ય અજમાવો !

**ઝંડુ ફાર્મા. વર્ક્સ લી. મુંબઇ-૧૪**

વડોદરાના એજન્ટો :—

(૧) વૈદ ભવાનીશંકર અને હરીશંકર કું,
(૨) મેસર્સ બી. એમ. ઠક્કરની કો.
ટાવર પાસે, વડોદરા.

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રી:
સૌ. જયવતી દેસાઈ

# ગુણસુન્દરી

સહતંત્રી :
સૌ. કનકબાળા દેસાઈ બી. એ
સૌ. રમા ઠાકોર બી. એ

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર : હિતેચ્છુમિત્ર પ્રેસ, વડોદરા

પુ. ૪૩ મું ] સપ્ટેમ્બર : ૧૯૪૪ [ અંક ૧

## અનુક્રમણિકા



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૫-૦-૦ : વિદેશ માટે શિલીંગ દસ : છુટક નકલ ચાર આના



પુસ્તક ૪૩મું | સપ્ટેમ્બર : ૧૯૪૪ | અંક ૧ લો

# સંત-જયંતી

આજે જયંતી સંતની—
ધન્ય દિન આજે જયંતી સંતની
ઝાંખા મોહન વિશ્વવંદ્યની—ધન્ય દિન૦

સુતેલા ભારતને જેણે જગાડ્યું
અમૃત આઝાદીનું પીધું ને પાયું
ધૂનિ લગાવી સ્વાતંત્ર્યની—ધન્ય દિન૦

પ્રેમ-અહિંસાના મંત્રો પઢાવ્યા
સત્ય-અસહકાર શસ્ત્રો સજાવ્યા
હણવાને બેડી પરતંત્રની—ધન્ય દિન૦

કીધું છે વિશ્વ જેણે તપથી ડોલાવી
સત્તાનાં મૂળ ઊંડાં નાખ્યાં હલાવી
આશિષ છે જેને અનંતની—ધન્ય દિન૦

જીવતાં ને મરતાં તો જગને શિખાવ્યું
ગીતાનું જ્ઞાન કર્મયોગી ! તેં પચાવ્યું
દુનિયા નમાવી હિંમતની—ધન્ય દિન૦

તપસી ભગીરથે સગર-કુળ તારવા
તપસી મોહન તેમ ભારત ઉદ્ધારવા
ગંગા વહાવશે મુક્તિની—ધન્ય દિન૦

આજે જયંતી વીર વિભૂતિ-દેવની
ગરજો આગાહી ; બંધ તૂટે ત્રિલોકના
ઘૂંટી પીવાય લોકતંત્રની—ધન્ય દિન૦

ભારતનો ભાગ્યરવિ ઝાઝું એ જીવજો
મુક્તિનો તાજ શિર, એને શોભાવજો
યાચના પ્રભુ ! એ અંતરની—ધન્ય દિન૦

શ્રી. ગંગાશંકર લલ્લુરામ પંડ્યા

# ચૂડલો

રાતું રાતું ઉષાનું મુખ રાતું, સંધ્યાનું આભ રાતું
ને ચૂડલો રંગ રાતો.
રાતું રાતું કુમકુમ રંગ રાતું, કમળ પુષ્પ રાતું
ને ચૂડલો રંગ રાતો.
એક હાથીના દાંતનો ઘડેલો, ને રંગમાં રસેલો
કે ચૂડલો રંગ રાતો.
ઝીણી ઝીણીશી ઘૂઘરી મૂકેલો, ને સોનલે મઢેલો
કે ચૂડલો રંગ રાતો.
મામીમામાના લાડનો ભરેલો ને ગૌરવે ઘડેલો
કે ચૂડલો રંગ રાતો.
માત–તાતે પ્રકાશમાં મૂકેલો, આશિષનો ભરેલો
કે ચૂડલો રંગ રાતો.
સ્વામી સંસાર સ્નેહનો સજેલો ને સ્વામીએ ભજેલો
કે ચૂડલો રંગ રાતો.
કૈંક હૈયાની હોંસનો ભરેલો, સોહાગને વરેલો
કે ચૂડલો રંગ રાતો.

શ્રી. જયમનગૌરી પાઠકજી



# શામાટે ?

:: બાગેશ્રી ::

પ્રભુ હૃદયમાં બિરાજે છે, ભજું હું નામ શા માટે ?
મળી નૌકા જલ માંહિ, પછી તરવું જ શા માટે ?

છે પારસ ઘર માંહિ, કરૂં ધન ભેગું શા માટે ?
લખ્યું નક્કી લલાટે તો, પછી ભાગ્યને જોવું શા માટે ?

કીધાં છે સ્નાન ગંગામાં, પછી ન્હાવું જ શા માટે ?
કર્યાં છે સત્યનાં કામો, પછી દાન દેવું શા માટે ?

ભજનની છેજ તલવારો, પછી ડરવું જ શા માટે ?
" કનકે " પીધું છે અમૃત, પછી મરણ દરકાર શા માટે ?

અ. સૌ. કનકકુંવરબા

# નાની નર્સ

લેખક : શ્રી. શારદાચરણ પંડિત

"અરે રાધા ! આટલું બધું મોડું ! તું આમ આવી મોડી મોડી આવે તે ન ચાલે."

"બહેન ! ગઈ રાતના એટલો સખત તાવ આવ્યો હતો કે નછૂટકે મરતી મરતી પણ હું આવી છું."

"તે ગમે તેમ કર, પણ આટલું બધું મોડું, તે કેમ ચાલે ? જોને, રાતનાં ઠામવાસણ ઉકકવાનાં પડયાં છે, અને ચાનાં વાસણો તો વહેલી સવારમાં જોઈએ જ; તે તું કયાં નથી જાણતી ? માટે હવે આવી રીતે મોડું કરીશ તે નહિ ચાલે."

"સારું બહેન ! હવે મોડું નહિ કરું. કાઢી આપો, રાતનાં વાસણ હું માંજી નાખું છું."

સવારના આઠ વાગ્યા હતા. સૂર્યનારાયણ અને મેઘમાળા વચ્ચે દ્વંદ્વ જામ્યું હોય તેમ, કદીક કાળાં કાળાં વાદળાં સૂરજને સહેજ પણ ડોકાવા ન દેવાની તકેદારી રાખી રહ્યાં હતાં, ત્યારે સૂર્ય પણ તેના માથાનો થઈને કોઈ કોઈ વાર પોતાના સોનેરી પ્રકાશનાં દર્શન, આ અવની પરની માનવીઓને કરાવી જવાનું સાહસ ખેડી જતો.

સૌ લોકો છેલ્લા પંદર દિવસો થયાં સતત મુસળધારે વહી રહેલા વરસાદથી થાકીને કંટાળી ગયાં હતાં; નદી-નાળાં છલ-કાઈ છલકાઈને સ્વેચ્છાવિહાર કરતાં વહી રહ્યાં હતાં ગામની શેરીઓમાં ભરાઈ ગયેલો કીચડ પણ ધોવાઈ જઈને, જાણે હમણાં જ રસ્તા સાફ કરી નાખ્યા હોય તેમ સ્વચ્છતાનો આદર્શ રજૂ કરતા હતા.

ત્યારે બીજી બાજુ,

ગામનું એક પણ ઘર તાવ-મૅલેરિયા તાવની શુશ્રૂષાથી વંચિત ન હતું.

ચંપાબહેનની કામ-વાળી રાધા પણ એ જ મૅલેરિયાનો ભોગ બની પથારીમાંથી તરફડતી તરફડતી ચંપાબહેનનાં રાતનાં વાસણ માંજવા આવીને હાજર થઈ હતી. તાવને લીધે લાલઘૂમ જેવો તેનો ચહેરો થઈ ગયો હતો, છતાં પોતાની નોકરી ટકાવી રાખવા માટે પોતે અશક્ત છતાં નિત્યના વખતથી જરા મોડી પણ પોતાના કામે હાજર થઈ ગઈ હતી. અને હાજર થતાં વેંત એણે ચંપાબેનના મોડા આવવા માટે ઠપકાના શબ્દો સાંભળ્યા અને એને મૂંગે મોંએ અને આંખો મીંચીને ગળે ઉતારી ગઈ.

[ ૨ ]

"હેં બા ! આ રાધાને તાવ આવે છે તો, તમે મારા બાપુને તાવ આવતો હતો ત્યારે મંગાવેલી પેલી ક્વિનાઇનની ટીકડીઓ આપો ને ?" નાની બેબીએ રાધાનો રાતો ચોળ ચહેરો જોઈ તેની દયા ખાતાં તેની માતાને અપીલ કરી.

"બેસ, બેસ ! ડાહ્યલી ! મોટી દયાની પૂંછડી જોઈ ના હોય તો ! !"

"બા ! તે દિવસે બાપુને તાવ આવ્યો ત્યારે એ કેવા તરફડતા હતા ! એમને ટાઢ ચઢેલી ત્યારે કેટલા ગરમ કામળા અને ગોદડાં ઓઢાડ્યાં હતાં ! તોય તેમને તાવ મટયો નહિ અને દાક્તરને બોલાવ્યા ત્યારે તેમને તાવ ઊતર્યો હતો ! બા ! તમે એ કેમ ભૂલી જાવ છો ?" દયાર્દ્ર અવાજે બેબીએ ચંપાબહેન સમક્ષ રાધા માટે કાકલુદી દાખવી.

"તે તો આપણા છે; એમને માટે તો બધું જ કરવું પડે. અને આ કામ કરનારીને તો હમણાં તાવ ઊતરી જશે. એ તો કામ કરશે એટલે જોજેને, એનો તાવ તો ક્યાંનો

ક્યાંય ચાલ્યો જશે ! ! " ચંપાબેને બેબીની દલીલને દબાવવાના ઉદ્દેશથી કહ્યું.

" ના, બા ! એ રાધા બિચારી આપણા ઘરનું બધુંજ કામ કરે છે. સવારથી આવીને મોડી રાત્રે ઘેર જાય છે. એટલા વખતમાં એ ક્યારેય નવરી જ રહેતી નથીને ! એ પણ આપણીજ છે ને! બિચારીને ક્વિનાઇનની ટીકડીઓ આપોને ! " બેબીએ ફરીવાર આજીજી કરી.

" સારું આપીશું; તારા બાપુ બપોરે મિલમાંથી આવશે ત્યારે કબાટમાંથી કઢાવીને આપીશું. " નાની બેબીને બોલતી બંધ કરાવવાના ઇરાદે ચંપાબહેને કહ્યું અને એટલો સંતોષકારક જવાબ મળતાં બેબી ચૂપ રહી.

## [ ૩ ]

રાધા રૂંધાયેલા હૈયે વાસણ માંજતી હતી. થોડાં ઘણાં વાસણ માંજ્યાં ન માંજ્યાં તેટલામાં તો તેને ટાઢ ચઢી આવી; તેના શરીર પર તેણે પહેરેલી–શરીરે વીંટાળેલી અડધી સાડી જ તેની પાસે એક માત્ર કપડું હતું. એવા અર્ધાવસ્ત્રે ઢંકાયેલા દેહે એ વાસણ માંજતી થરથરતી હતી. વાસણ ઘસતી જતી અને વીછળવા માટે ઉપર પાણી રેડયે જતી. અને પાણીનો સતત સંપર્ક રહેતાં તેના શરીરનો સંપૂર્ણ કબજો તાવે લઇ લીધો હતો. હજી રાધા કણ્ણુ કાળજું કરીને કામ કર્યે જતી હતી. આખરે એનાથી ન રહેવાયું. તાવની ગરમીથી એનું આખું શરીર ધગી રહ્યું હતું, આંખો તો લાલ ઇંગળોકનો રંગ ઓળખાવવા માટે જાણે હરિફાઇ કરી રહી હતી. રાધાએ વાસણ પડતાં રાખ્યાં. નળ આગળથી તે જરામ ખસી શકી નહિ; તેને તાવના ધખારામાં કંઇ ભાન રહ્યું નહિ.

બેબી રાધાને આ સ્થિતિમાં જોઇ ગઇ. તેણે ચંપાબેનને બોલાવી એની સ્થિતિ બતાવી. રાધા બેભાન બનીને ત્યાં પછડાઇ પડી હતી.

" બા ! તું કહે તો આપણી પડોશમાં રહે છે તે દાક્તર કાકાને બોલાવી લાવું. બિચારી રાધાને આ શું થયું ! ! હવે એનું શું થશે ? " કોમળહૃદયા બેબીનું દિલ ધડકવા લાગ્યું.

" એ તો મટી જશે, એને આરામ થઇ જશે; એમાં તું આટલો વલોપાત શાનો કરે કરે છે ? " ચંપાબેને બેબીનું કુમળું અંતર પારખ્યું.

" ના, બા ! રાધાને માટે હું હમણાં જ દાક્તરને બોલાવી લાવું છું. હું તો આ ચાલી. " બેબી દોડતી દોડતી પડોશમાં રહેતા રતિલાલ દાક્તરને બોલાવી લાવવા ઉપડી ગઇ.

***

" રતિકાકા ! રતિકાકા ! તમે હમણાં જ ચાલો ! અમારે ત્યાં કામ કરે છે તે રાધાને કંઇક થઈ ગયું છે. મારી બાને મેં એને ક્વિનાઇન આપવા કહ્યું, પણ તેણે તો એને ના જ આપ્યું અને એ તો લાંબી છટ થઇને ચોકડીમાં જ સૂતી છે ! જલદી ચાલો, દાક્તર કાકા ! બેબીની કાલી કાલી બોલી સાંભળીને દાક્તર રતિલાલે તેને આશ્વાસન આપવા માંડયું. પણ બેબીના જીવને ધરપત નહોતી. તે તો એમને તે જ વખતે લઇને જ ત્યાંથી ખસવા માગતી હતી ! ! અને જ્યારે દાક્તર તેમની દવાની પેટી લઇને તેની સાથે ચાલ્યા ત્યારે જ તેને કંઇક ટાઢક વળી.

આગળ બેબી અને પાછળ દાક્તર એમ બન્નેયે ઘરમાં પ્રવેશ કર્યો. ચંપાબેન તો દાક્તરને જોઇને આભાં જ બની ગયાં ! અને ' આ નાની છોકરીએ ગજબ કર્યો ' એમ વિસ્ફારિત નયને જોતાં બોલી ઊઠયાં. દાક્તરે ઘરમાં જઇ જોયું તો રાધા ચોકડીમાં વાસણના ખડકલા પાસે બેભાન અવસ્થામાં પડી હતી. દાક્તરના આવતાંવેંત ચંપાબહેન પણ તેમની સાથે ચોકમાં આવી ગયાં હતાં. રાધાની

આવી સ્થિતિ જોઇ અને ત્યાંથી તેને ખસેડી નહિ તે માટે ડાક્તરે ચંપાબહેનને ખૂબજ ઠપકો આપ્યો અને પોતાને બોલાવવા માટે એવી દોડી આવી તે માટે ધન્યવાદ આપી તુરત જ પેટીમાંથી ઇન્જેક્શન ટ્યુબ કાઢી રાધાને ઇન્જેક્શન આપ્યું. થોડી વારે રાધાને પરસેવો થઇ આવતાં તે શુદ્ધિમાં આવી. તેણે પાણી માગ્યું. એવી જે તેની તહેનાતમાં હાજરજ હતી તેણે તરત જ પાણી લાવી આપ્યું.

રાધા સ્વસ્થ થઇ. અને થોડી વાર આશા-યેશ લઇ તેને ઘેર જવાને તૈયાર થઇ. ડાક્તરે તેને તેમ કરતાં અટકાવી, ચંપાબહેનને ત્યાં જ રોકાવા આગ્રહ કર્યો. પણ ચંપાબહેનને તો આ લોહ-બલા આવી પડી હોય તેમ થઇ ગયું અને ડાક્તરના ગયા પછી તેમણે રાધાને એને ઘેર વિદાય કરી.

[ ૪ ]

રાધા પથારીમાં પડી છે, હજી તેનાથી ઉઠાતું નથી. તેની બાજુમાં તેનું સગું કોઈ નથી. પરંતુ એક નવ-દશ વર્ષની બાલિકા તે જે માગે તે લાવી હાજર કરે છે. રાધા માટે તે ડાક્તરને ત્યાંથી દવા લઇ આવે છે, એને માટે પોતાને પૈસે માતાને કહીને મોસંબી પણ લાવે છે તેનો રસ કાઢી તેને પીવરાવે છે. ફરી ફરી રાધાને બેઠાં થઇ તકિયે અઢેલવાની ઇચ્છા થાય છે તો એવી તેને માટે તકિયાની ગરજ સારે છે. અને ફરી ફરી રાધાનું શરીર દુઃખતું હોય છે ત્યારે તેના હાથ પગ પંપાળી દબાવે પણ છે.

## ચલ, ઉઠ, નવજુવાન!

ચલ, ઉઠ, નવજુવાન,
આવી ગયું છે જો તુફાન
તારી માતા મુક્તિ કાજે
જિંદગી ઝુકાવી જા (૨) ચલ ઉઠ.

જિંદગીમાં શી મજા,
જો દીલને નથી કંઈ કજા
જિંદગીની એ મજા
જિંદગી ઝુકાવી જા (૨) ચલ ઉઠ.

ફરકે ધ્વજ આકાશમાં,
આજ તારી આશમાં
એની રુધિર પ્યાસમાં
જિંદગી કુરબાન હો (૨) ચલ ઉઠ.

મુખે સમરગાન હો
આઝાદી તુજ પ્રાણ હો
આઝાદીની મંઝીલપર
દેહનાં બલિદાન હો (૨) ચલ ઉઠ.

કુચ કદમ મિલાવી જા,
મુક્તિગીત સુણાવી જા
એ ગીતની બસ પ્રીતમાં
જિંદગી ઝુકાવી જા (૨)
ચલ ઉઠ નવજુવાન.

શ્રી. પ્રમોદ દેસાઇ

# ભણેલી બહેનો !

લેખક :

છેલ્લાં પચીસેક વર્ષો થયાં હું સ્કૂલ-કૉલેજનાં છાત્રો સાથે નિકટના પરિચયમાં છું. પરંતુ હું પ્રમાણિકતાપૂર્વક નથી કહી શકતો કે, એક શિક્ષક તરીકે તેમના શિક્ષણ કાર્યમાં હું કંઇ મદદરૂપ થયો હોઉં. કારણ કે તેમને માટે હું ગમે તેટલો ઉપયોગી હોઉં તો પણ પુસ્તકોના વાતાવરણમાંથી નીકળી મેં તેમને જીવનોપયોગી એવું કંઇ જ જ્ઞાન નથી આપ્યું. એમાં કેટલોક દોષ મારો પણ છે. પરંતુ વિનમ્રતાપૂર્વક હું એટલું તો કહી શકું કે, આજકાલની શિક્ષણસંસ્થાઓનું જે રીતે સંચાલન ચાલે છે તે પણ આવા દોષમાં કેટલેક અંશે કારણભૂત છે.

એક રીતે તો દેશમાં જે સાક્ષરતાવિકાસ થઇ રહ્યો છે તેનાથી હું ખુશ થાઉં છું, જો કે એનો વિકાસ કંઇક કીડીને વેગે વધી રહ્યો છે. પરંતુ જ્યારે હું આ બાબત પર ઊંડી નિગાહ નાખી વિચાર કરું છું ત્યારે મને અત્યંત દુઃખ થાય છે કે, શિક્ષણને નામે શિક્ષણ પ્રાપ્ત કરનારને જે અલ્પસ્વલ્પ નામ માત્રનું પણ જ્ઞાન મળે છે તેનો પણ તેઓ તેમના ભાવિ જીવનમાં જરા પણ ઉપયોગ કરતાં નથી. આવી ખેદજનક ખામીથી દેશને જે નુકસાન થઇ રહ્યું છે તે અર્થવ્યય અને મગજમારીના મુકાબલે ખરેખર, અપવ્યય-રૂપ જ લેખી શકાય. આ વાત, આજની નવશિક્ષિત બહેનો તરફ દૃષ્ટિ કરતાં સહેજે જણાઇ આવે છે. સ્કૂલ કે કૉલેજમાં તે જે કંઇ શીખે છે જ્ઞાન, દર દસ બહેને સાત બહેનોના આગામી જીવનમાં તો એમના મગજના કોઇક અવાવરૂ ખુણામાં લપાઇ જ રહે છે. તેના વ્યક્તિગત કે સામાજિક જીવનમાં કેમ જાણે કંઇ જ પ્રભાવ પડતો જણાતો નથી. એટલું જ નહિ પરંતુ એ ભણી ગણીને જાણે ઊલટી મુશ્કેલીમાં જ પડી હોય તેમ તેને લાગે છે. તે તેના સાંપ્રત જીવનમાં કંઇ ઉપયોગી નીવડી શકતી નથી તેમ જ તે પોતે બદલાતા સમાજને અનુકૂળ પણ થઇ શકતી પણ નથી. આનું પરિણામ એ આવે છે કે, તેના જીવનમાં કંઇક અંશે ઊંડી નિરાશા જ વ્યાપી જાય છે. આવી બહેનોમાં જે સ્થિતિસંપન્ન હોય છે તેઓ તો કલબોમાં કે પાર્ટીઓમાં પોતાનો સમય વીતાવે છે, અને જેઓ મધ્યમ સ્થિતિની હોય છે તેઓ, કેટલાક અપવાદને બાદ કરતાં, ઘણી ખરી, નવીન વિચારો કે કાર્યોની શરૂઆત કરવામાં પ્રેરણાભૂત કે મદદ-રૂપ થવાને બદલે પોતાની જાતિ અથવા કોમની રૂઢિઓ અને નિષ્કર્મતાના વાતાવરણમાં ઢંકાઈ રહે છે. એથી ઊલટું, ગરીબ બહેનો સ્કૂલ કે કૉલેજનાં વર્ષો દરમિયાન તે જે કંઇ શીખે છે તે બધું જ લગભગ પાછળનાં વર્ષોમાં ભૂલી જાય છે.

આપણા દેશની શિક્ષિત બહેનોનો મોટો ભાગ મુખ્યત્વે મધ્યમવર્ગનો છે. જો તેઓ ત્યાગની ભાવનાથી કામ કરે તો તેઓ "ઉચ્ચ" ગણાતી અને "નીચી" લેખાતી બહેનો વચ્ચે સાંકળની કડીરૂપ બની શકે. પરંતુ ખેદની વાત છે કે, ઘર કે સમાજનો કોઇ સમન્વય સાધી શકાતો નથી. તે ભિન્ન ભિન્ન કૌટુંબિક કાર્યોમાં પણ કંઇ સક્રિય કાર્ય કરી શકતી નથી તેમ જ એ સામાજિક જીવનના શ્રેયાર્થે કરવામાં આવતા કોઈ પણ પ્રયત્નમાં સાથ પણ આપતી નથી. આ ઉપરાંત અન્ય લોકો સાથે પોતાનો મેળ ન મળવાને કારણે તેના જીવનમાં, લગ્નને અંતે ભારે નિરાશા ફેલાઈ જાય છે. તે સંયુક્ત કુટુંબનો સંબંધ

# કયે રસ્તે ? ? ?

શ્રી. ગુરુ દયાલ

તોડી નાંખે છે, તેનું જે પરિણામ એને ભોગવવું પડે છે તેનાથી કંઈ જ વળતું નથી. અને જો તે પોતાના ગૃહસ્થજીવનમાં સ્થાપી રહે છે તો નોકરો પર હુકમ કરવાને જ જાણે એ સર્જાઈ હોય તેવું રૂપ ધારણ કરે છે. કારણ કે સંયુક્ત કુટુંબમાં રહીને એને માતા અથવા સાસુ પાસેથી ઘરબાર સંભાળવાનું શિક્ષણ તો મળ્યું હોતું નથી. એટલે હવે, એને ઘરબાર ચલાવવાનું બજેટ બનાવવા માટે તેમ જ રાંધવા-સીવવા માટે પુસ્તકોનો આશરો લેવો પડે છે અને તે પણ નવે નાકે જ !

પ્રણયથી સંતતિ જન્મતાં તેના પર વળી એક નવી આફત આવે છે. કારણ કે તેથી જીવનનો એકાંતિક તેમ જ જવાબદારી વિનાનો આનંદ ભોગવવાને માટે એ હમેશાં પોતાના બાળકને દૂર ને દૂર જ રાખવા પ્રયત્ન કરે છે. આના પરિણામે દુનિયાદારીના ભાન વિનાની અને જૂની પુરાણા વિચારોથી ભરેલી એવી આયાઓના આશરે એના બાળકને એ સોંપે છે. આથી એના બાળકને માતાપિતા સાથે બેસી જમવાનો, રમવા-ખેલવાનો, વાતચીત કરવાનો કે પ્રાર્થનાનો કોઈપણ પ્રકારનો માબાપનો સહકાર મળતો જ નથી—એનાથી એ વંચિત જ રહે છે.

આ પ્રમાણે, એના બાળકના વિચારો અને ટેવો પાડવા માટેનાં શરૂઆતના પાંચ વર્ષ તો નિરર્થક જ જાય છે. એનામાં સારી ટેવો કે સુરુચિના કોઈ સંસ્કાર પડતા નથી. બાળકની આ અવસ્થામાં જ્યારે સો શિક્ષકો કરતાં એક માતાના સંસ્કારોની વધુ છાપ પડે છે તેવી વયમાં એ બાળક બિલકુલ સંસ્કારવિહીન અને કોરું જ રહી જાય છે. આવે વખતે પણ આ માતા પોતાના બાળકને પોતાની પાસે પણ રાખતી નથી કે તેના શિક્ષણ માટે કોઈ પ્રબંધ પણ કરતી નથી. અરબસ્તાનના એક પયગંબરે કહ્યું છે કે, " માતાનાં ચરણોમાં સ્વર્ગ રહેલું છે. " અને આ સ્વર્ગનાં દ્વાર ખાસ કરીને " શિક્ષિત " ગણાતી માતાઓ પોતાનાં બાળકો માટે બંધ જ રાખે છે. કારણ કે એને માટે તો પ્રેમ, સુખ અને જીવનની જરૂરિયાતોની પરિતૃપ્તિ સિવાય આ સ્વર્ગ છે પણ શું ? નોકર-ચાકરો અને આયાઓથી પળાતાં-પોષાતાં આ બાળકોની સ્થિતિ જોઈને તો બિચારા ફિરસ્તાઓ પણ આંખોમાં આંસુ લાવતા હશે !

આ બાબતમાં કલિંગવુડની " ધિ ન્યૂ સેવિઝેશન "માંથી એક અવતરણ અહીં ઉતાર્યા વિના રહી શકતો નથી:

" માતાઓ ! તમારી પાસે આયા ( ગવર્નેસ ) રાખવા જેટલી સંપત્તિ હોય તો પણ તમે તમારાં બાળકોને એ આયાને સુપ્રત કરશો નહિ. તમે તમારાં બાળકોને તમારી પાસે જ રાખો. જો તમે તમારાં બાળકોને શીખવી શકો તેમ ન હો તો પણ એને કોઈ મનોરંજક પુસ્તકમાંથી કંઈક વાંચી સંભળાવો, જેનાથી એને કંઈક આનંદ મળશે, અને જો તમે જુવાન હો તો એની સાથે એવી રમત રમવા લાગો કે જે એ બાળકને ખૂબ જ ગમી જાય. એની સાથે ખેલવા-કૂદવામાં તમને પણ ખૂબ મઝા આવશે. જો એ તમને હદ ઉપરાંત પજવે તો તેટલો વખત તમે એને ભલે દૂર રાખજો, પણ એની કોઈ વાતને અવગણી નાખશો નહિ. એટલું તો જરૂર યાદ રાખજો કે, તમે તમારા ઘરનાં માલિક બની રહો છો. તમારાં બાળકને તમે કેવી રીતે રાખો છો એ બાબત

પાડોશી કે કોઇ પિછાનવાળાને કંઈ જ કહેવાપણું ન રહે તે ખાસ જોશો."

પોતાનો વખત કલબોમાં બરબાદ કરવો અથવા બાળક પ્રત્યે બેદરકાર રહેતી માતા એને પોતાનાં પ્રેમ અને પ્રેરણાથી વંચિત રાખે છે, તેની પૂર્તિ એ બાળકો માટે હરકોઈ પ્રકારની સુખ-સગવડથી પણ નહિ થઇ શકે. કારણ કે પહેલી ચીજ માતાના આત્મવરદાનરૂપ છે અને બીજી તો ચાંદીના ટુકડાઓ વડે ખરીદી શકાય છે. જો શિક્ષિત માતાઓ આ બાબતનો વિચાર કરે, જો એઓ પોતાનાં બાળકોથી બેદરકાર રહેતી હોય તો તેને દૂર કરવાનો પ્રયત્ન કરે. બાકી, ઉપર જણાવ્યા પ્રમાણેના બહેનોના વર્તનથી તો તે પોતાની જ મહેચ્છાઓની પૂર્તિ કરે છે. સમાજે તેમનૃ પર જે જવાબદારી નાખી છે તેની તેઓ ઉપેક્ષા કરે છે અને બાળકને પોતાના સહકાર સંપર્કથી વંચિત રાખીને તેના શિક્ષણ માટે જરૂરી વાતાવરણ સર્જાવતી નથી તેથી તેના એ શિક્ષણકાર્યમાં વિઘ્નરૂપ પણ થઈ પડે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે, "શિક્ષિત" માતાઓ પોતાના કર્તવ્યનું યોગ્ય પાલન ન કરવાથી તે પોતાના જ બાળકના શિક્ષણ-વિકાસમાં બાધક થઇ પડે છે. એટલું તો નક્કી જ છે કે, બાળક સર્વપ્રથમ પોતાની માતાના ચહેરામાં પ્રભુનું દર્શન કરે છે. યહૂદી ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે, "ઇશ્વરે કહ્યું છેઃ હું સર્વ સ્થળે રહેવા ઇચ્છું છું;" અને એટલા જ માટે એણે માતાઓને ઉત્પન્ન કરી છે.*

* ઑગસ્ટ '૪૪ ના "વિશાલભારત"માંથી.

---

## અંગાર

:: રાગ-મિશ્ર કાફી તાલ-દાદરા ::

[ લય-કાળી કાળી વાદળીમાં વીજળી ઝબુકે ]

મેઘશ્યામ વાદળીમાં ઝબકી સૌદામિની,
પળમાં તિમીર હરનાર.. નયણાંમાં જ્યોતિ ચમકાર—ટેક૦
ગાજ્યા ઘનરાજ ઘોર છાયા અંધારથી,
ભૂલી ! કયાં ? પંથ સૂઝનાર—નયણાંમાં૦
લોભિયે ભમાવી ભોળી ભાળ્યો સંસાર નથી,
લૂંટયું પવિત્ર . કૌમાર...નયણાંમાં૦
ભોળી ભૂલી લોભિયાની ઓઠાશથી,
શ્યામવદને જીવન સડનાર...નયણાંમાં૦
સડતી, પતન ન્યાળે મોહાંધ દૂરથી,
રુઢિ કૂપ કાયર પડનાર...નયણાંમાં૦
પ્રજળે પાશવતાને સળગ્યા સમાજથી,
ઉડતા ચોપાસ અંગાર...નયણાંમાં૦
ઉડી ચીનગારી કો'ક પ્રજળેલા ઉરથી,
ભસ્મિભૂત શાપિત સંસાર...
નયણાંમાં જલતા અંગાર.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ

# એગ્નેસ સ્મેડલી

હિંદની રાજકીય મુક્તિમાં રસ ધરાવનાર એક આંતરરાષ્ટ્રીય ખ્યાતિ-શીલ અમેરિકન પત્રકારની આ સંક્ષિપ્ત જીવનકથા છે. કાયદેસર એ પરણી નહોતી, છતાં એક હિંદી ક્રાન્તિકારીને એ હૃદયના પ્રેમથી ચાહતી હતી. બ્રિટિશ સરકારે એને પકડવા વૉરંટ કાઢેલું ત્યારે ચીનના અમેરિકન એલચીને એણે કહેલું: " હું બ્રિટિશ પ્રજાજન છું" એમ જણાવવાને બદલે મારી ઓળખ ભલે એક રખાત તરીકે અપાતી "

આ એક એવી જીવનકથા છે કે જે દરેક હિંદીએ જાણવી જોઈએ. આ કથાની નાયિકા છે એગ્નેસ સ્મેડલી અને એનો કથાસાર છે: " સ્વાતંત્ર્ય. "

હિંદવાસીઓને આ કથા વાંચતાં આનંદ આવશે; જો કે તેને માટે હિંદના દરવાજા સદાને માટે બંધ જ હતા. આ આઝાદ નારી વ્યક્તિગત તેમ જ રાજકીય દૃષ્ટિએ હિંદ સાથે ગાઢ સંબંધ ધરાવે છે.

## એગ્નેસ સ્મેડલી કોણ છે ?

બરાબર છે; એ કોણ છે ! અને એને વળી હિંદ સાથે શું સંબંધ ! એના સંબંધે મેં જે પહેલવહેલું વાંચેલું તે ૧૯૩૭ માં અમેરિકન લેખક અપ્ટન સિંકલેરે લખેલું:

અપ્ટન સિંકલેર જેવાના આ શબ્દો, સાચે જ એગ્નેસની ખરી પ્રશંસાના દ્યોતક છે. પરંતુ આટલાથી કંઈ આપણને એના વિષેની પૂરી હકીકત મળી શકતી નથી. પરંતુ "ચીનનું યુદ્ધગીત" ગાતાં ગાતાં એ પોતે જ આપણને એની જીવનકથા કહે છે: ખુલ્લા દિલથી, નિર્ભય-પણે, છતાં વિનયપૂર્વક, જેમાં એ કહી જાય છે રાતા "ચીન"ના બળવાનો નજરે જોયેલો ઇતિહાસ.

## સ્ત્રીસ્વાતંત્ર્યની હિમાયતી

એનો જન્મ તો મજૂર ગણાતા વર્ગનાં માબાપને ત્યાં દક્ષિણ-પશ્ચિમ અમેરિકાના નાના ગામડામાં થયેલો. એના સ્વભાવમાં, એનાં માબાપના બળવાખોર સંસ્કારો

સમક્ષ વ્યાખ્યાનો વખત લોકશાહી સંબંધે ઘણી વાર કહેતા. પરંતુ એ બધું નિરર્થક હતું; કારણ કે તેમાંનું કંઈજ હું ગ્રહણ કરી શકી નહિ."

એની માતા ગુજરી ગઈ ત્યારે એગ્નેસ ૧૬ વર્ષની હતી. ત્યારે એણે ખાણોમાં કામ કરનારાઓની આર્થિક પરિસ્થિતિ અને ગરીબાઈ પરત્વે બળવો પોકારેલો. આમ છતાં એનો પહેલો બળવો સ્ત્રીઓ પ્રત્યેના પુરુષોના જુલ્મો પરત્વે હતો. આ ઉપરાંત સમાજમાં સ્ત્રીઓના તે વખતે પ્રચલિત, ઊતરતા દરજ્જા પરત્વે હતો. એ વખતે સ્ત્રીઓને ઘરમાં ગોંધાઈ રહી બાળકો ઉછેરવા સિવાય બીજી કંઈ જ સ્વતંત્રતા ન હતી. એ જ ક્ષેત્રમાં પ્રથમ એણે ઝુકાવ્યું હતું અને ઇસાડોરા ડંકન તેમ જ ઇથેલમેનીનની માફક તેણે કામ કર્યું હતું. જાતીય વિગ્રહને અંગે જ્યાં ત્યાં એગ્નેસ માટે ખૂબ જ બોલાતું.

એ કહે છે :

"પુરુષ અને સ્ત્રીની વચ્ચેની જાતીય ગ્રંથિ એ જ મહત્ત્વની વસ્તુ છે, એ સિદ્ધાંતની હું વિરોધી છું. મેં મારી જાતને જાતીય સંબંધો માટે જરાય તત્પરતા દાખવી નથી. કારણ કે એને તો હું એક પિંજરારૂપે જ લેખું છું, કે જેમાં ગોંધાઈને સ્ત્રીઓની મર્યાદા જ બંધાઈ જાય છે. સ્ત્રીઓ માટે લગ્ન એ સદ્ધર આર્થિક મૂડી છે, ત્યારે ગુલામીની એ પગકડી પણ છે. આ પ્રશ્નનો સરળ ઉકેલ આણ્યો હોય તેવો કોઈ સમાજ મેં જોયો નથી, વર્ષો બાદ લેનીનના બાવલાના પગથિયે ઊભી રહીને રાતારૂસનાં માનવીઓને મેં આ વિષે ઘણી વાર કહ્યું છે."

## હિંદની આઝાદી માટે

એની વીસેક વર્ષની ઉંમરે, એગ્નેસ સ્મેડલી ન્યુયોર્ક શહેરમાં આવેલી. ત્યારે એ દિવસે કામે જતી અને રાત્રે ન્યુયોર્ક યુનિવર્સિટીનાં વ્યાખ્યાનોનો લાભ લેતી.

ત્યારે એને રાજદ્વારી વિષયનો ખ્યાલ પણ નહોતો. પરંતુ એના વતનથી હજારો માઇલ દૂર જે એને મન માત્ર ભૌગોલિક બિન્દુ હતું ત્યાં એવા બનાવો બનતા હતા, જે આ અમેરિકન યુવતીને એટલે દૂર ખેંચી ગયા અને આમ એનો જીવનમાર્ગ અચાનક જ પલટાઈ ગયો. ૨૩ કે ૨૪ વર્ષની વયે એ શિક્ષિકા બની, પત્રકાર થઈ, એણે દાક્તરીનો વ્યવસાય સ્વીકાર્યો અને એ ઉંમરે પરણી જઈને સુખી પણ થઈ હોત, પરંતુ હિંદે એના ભાગ્યમાં કોઈ જુદો જ ભાગ ભજવી બતાવ્યો.

ત્યારે હિંદમાં ક્રાન્તિકારી ચળવળ પૂરજોસમાં ચાલતી હતી અને સંખ્યાબંધ ક્રાન્તિકારીઓને હિંદ છોડી નાસી છૂટવું પડ્યું હતું અને કોઈ સલામત સ્થાને રહેવાનું તેઓ શોધતા હતા; તેઓમાંના કેટલાક ન્યુયોર્ક શહેરમાં રહેતા હતા. એ ક્રાન્તિકારીઓના પ્રથમ સંસર્ગ સંબંધે સ્મેડલી લખે છેઃ—

"મને જે મિત્રો મળ્યા તે પૈકીના એક વૃદ્ધ મો. લાલા લજપતરાય હતા. તેઓ મને હિંદી ઇતિહાસ ભણાવતા. અને તેમાં તેમનો ઉદ્દેશ મને શિક્ષિકા તરીકે હિંદ મોકલવાનો હતો. એમના કેટલાક જુવાન દેશવાસીઓએ મને સમજાવેલું કે, જેમ ક્રાન્તિ દ્વારા અમેરિકા મુક્તિને વર્યું છે તેમ હિંદ બ્રિટિશ હકૂમત હેઠળથી મુક્ત નહિ થાય ત્યાંસુધી હિંદ જરાપણ આગળ વધી શકશે નહિ. આ લોકોના કહેવાની મારા પર અસર થઈ અને હું તેમની પ્રવૃત્તિઓના એક કેન્દ્રરૂપ થઈ પડી હું તેમનો પત્રવ્યવહાર તેમજ સાહિત્ય ભાષા અને સરનામાં સાચવતી આના પરિણામે ૧૯૧૮ માં મારી ધરપકડ થઈ, અને મને ન્યુયોર્ક શહેરની કબરોના એકાંતવાસમાં રાખવામાં આવી."

ઍગ્નેસે એના આ કારાવાસ દરમ્યાન લેખન કરતાં શીખી લીધું અને યુદ્ધની સુલેહને અંતે એ બહાર આવી ત્યારે એની પાસે એણે લખેલ ટૂંકી વાર્તાઓ નામે 'Cell Mates' (કોટડીનાં ભેરુ)ની હસ્તપ્રતો લઇ આવી.

૧૯૧૯માં એ યુરોપના પ્રવાસે ઉપડી. એ વખતે સાંની પરિચારિકા તરીકે તેણે તેનો પાસપોર્ટ કઢાવ્યો હતો. એ યુરોપના પ્રવાસે ઉપડી ત્યારે પોતે કયા નિર્ણિત સ્થળે જઇ રેહી છે તે બાબત તેણે કંઇ જ ચોક્કસ કર્યું નહોતું. તેમ જ ત્યાં પોતે કયા ધ્યેય માટે જઇ રહી છે અથવા પોતે કયાં ઊતરશે વગેરે કોઈ બાબતનું કંઇ જ ઠેકાણું ન હતું. તેને ત્યાંની કોઈ સંસ્થા સાથે સંબંધ પણું નહોતો, સિવાય કે દેશનિકાલ પામેલા થોડાક હિંદી ક્રાન્તિકારીઓ. ત્યાંથી તેણે, સ્ટીમર પર કંઇ કામ મેળવી લઇને હિંદ આવવાનો મનસુબો સેવ્યો હતો.

*

તેને હિંદ આવવા માટેનો પાસ તો ન જ મળ્યો. આવી શાહીવિરોધી બાઇને બ્રિટિશ સરકાર ન જ જવા દે એ પણ સ્વાભાવિક જ હતું. આથી તે હિંદ આવી શકી નહિ. પરંતુ શ્રીમતી સરોજિની નાયડુના ભાઇ વીરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય સાથે તેણે લગ્ન કર્યું હતું. એણે વિરેન સાથેના પોતાના જીવનનું સુંદર શબ્દચિત્ર આપ્યું છે:

"પહેલા જે માણસને હું ત્યાં (બર્લીનમાં) મળી તે એક હિંદી ક્રાન્તિકારી વિરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય હતા. તેમના વ્યક્તિત્વની મારા પર છાપ પડી અને તેના વ્યક્તિત્વથી અંજાઇને ફરજિયાત તેમની સાથે જોડાઇ, અને હા, એ લગ્ન કાયદેસરનું નહોતું. પરંતુ હું સર્વત્ર એના નામની ઓળખ આપતી અને એટલે હું એની પત્ની તરીકે સર્વત્ર સ્થળે ઓળખાતી ..

"હું તેમને ચાહતી હતી કે નહિ તેની મને ખબર નથી. તે પછી ઘણાં વર્ષે હું વિરેનથી છૂટી પડી. મારા એક અમેરિકન મિત્રને આ બાબતમાં મેં લખેલું યાદ છે કે 'મારા આશ્ચર્ય વચ્ચે વિરેન્દ્ર મારી અંતરની ઊર્મિઓના કેન્દ્રસ્થાને છે અને કદાચ એ કોઇ મુશ્કેલીમાં હોય તો હું બેઠી હોઉં ત્યાંથી ઊઠીને ગમે તે સ્થળે એની મદદે દોડી જાઉં. આમ છતાં હું એની સાથે રહું નહિ.'

"આ વાતને આજે ઘણો વખત વીતી ગયો છે અને સમયના પ્રવાહે દુઃખ ભૂલાવવાનું કામ કર્યું છે. એ મને ચાહતો એ વાત તો નિઃશંક છે. આમ છતાં હું પણ એ નથી જાણતી તેમજ બીજું પણ કોઇ નથી જાણતું કે કેમ ? કારણ, સ્ત્રીઓના પ્રશ્નોમાં એ બિલકુલ રસ ધરાવતો નહિ."

વિરેનનાં અગાઉ લગ્ન થયેલાં તેથી તેઓના લગ્નને કાયદાની મહોર મળી ન હતી. તેણે એક આઇરીશ કેથોલિક બાળા સાથે લગ્ન કર્યાં હતાં, પરંતુ પાછળથી તેઓ વચ્ચે ધર્મની બાબતમાં ઝઘડો થયેલો. આથી એ લગ્નને કોઈ રીતે નિરર્થક બનાવી શકાયેલું નહિ.

ઍગ્નેસને વિરેન સાથેનું આ ગેરકાયદે લગ્ન એક રીતે ઉપકારક નીવડયું. બ્રિટિશ છૂપી પોલિસ ખાતાએ, ઍગ્નેસ એક બ્રિટિશ પ્રજાજનને પરણેલી છે એમ જાણી તેની ધરપકડ કરવા બે વાર પ્રયાસો કરેલા, પરંતુ એણે ચીન ખાતેના અમેરિકન એલચીને એની પરિસ્થિતિ આ રીતે સમજાવેલી:

"આપ મને લક્ષે રખાત તરીકે ગણજો, પરંતુ બ્રિટિશ પ્રજાજન તો હરગીજ નહિ."

એણે વિરેન્દ્રનું દોરેલું શાબ્દિક ચિત્ર આ રહ્યું:

"વિરેન્દ્રનાથ હિંદી ક્રાન્તિકારી ચળવળનો આગેવાન ( Epitom ) હતો. અને કદાચ પરદેશખાતેનો એ એક તેજસ્વી સિતારો હતો. (Protagonist) એ શ્યામસ્વરૂપ સુકલકડી શરીરવાળા આદમીના માથે એના જ

કાળા વાળનો ગુચ્છ શોભી ઊઠતો. પરંતુ વચ્ચે વચ્ચે લમણા આગળ એ સફેદાઇ ધારણ કરતા જતા હતા. એનો ચહેરો કંઇક વિકરાળતાનો ખ્યાલ કરાવી જતોઃ મને તો વિજળી અને વરસાદના કડાકા જેવો એ ભાસતો.

" એ જે કંઇ કહેતો તે પ્રમાણે વર્તનમાં પણ ઉતારતો. તેની પાસે પહેરવાને માટે માત્ર એક જ જોડ કપડાં રહેતાં, જે હું તેને વખતોવખત સાંધતી, ધોતી ને અસ્ત્રી કરી આપતી. એની પાસે કદી નાણું આવી પડે તો એ એની ખરી જરૂરિયાતવાળાને આપી દેતાં અચકાતો નહિ. આથી અમે હમેશાં દેવામાં ડુબેલાં જ રહેતાં. એને મન, નાણું એ એના દેશની આઝાદી પ્રાપ્ત કરવા માટેનું માત્ર સાધન જ હતું. એ એના સ્વભાવ પ્રમાણે વંટોળિયા જેવો જ દીસતો. એ જેના પણ સંબંધમાં આવતો તે સૌને એનો ચેપ લગાડતો.

" સ્વાતંત્ર્ય માટેની એની તમન્ના સદા જાગ્રત રહેતી. એના પરિચિત સૌનામાં એ ભાવના પ્રેરતો."

" અમારો જીવનપંથ એ જ પસંદ કરતો, હું નહિ. અમારું ઘર તો જાણે હિંદના કોઇ સંયુક્ત કુટુંબનો જ ખ્યાલ આપે તેવું હતું. કોઇ પણ બિમાર હિંદીને અમારે ત્યાં લાવવામાં આવતો અને હું તેની સારવાર કરતી. જેમ કોઇ હોટેલ કે રેલ્વે સ્ટેશન પર મુસાફરો જાય ચડે તેમ અમારે ત્યાં હિંદુઓ તેમ જ મુસલમાનો સૌ આવી ચડતા. વિરેન મિત્રો વધારતો જ ગયો. પરંતુ અમારી ગરીબાઇને લીધે હું તો ડૂબતી જ ગઇ."

એગ્નેસ લાગણીપ્રધાન હતી અને તેથી આખરે ૧૯૨૮માં તેઓ બન્ને વચ્ચે ભંગાણુ પડયું. એણે એને છેલ્લો ૧૯૩૩માં મોસ્કો ખાતે જોયેલો એની યાદ આપતાં એ કહે છેઃ

"અંતે એ ઉંમરે પહોંચતો જતો હતો, એનું શરીર વધુ સુકલકડી બનતું જતું હતું. એના માથાના વાળ સફેદ થતા જતા હતા. એને હિંદ પાછા ફરવાની તીવ્ર ઝંખના હતી, પરંતુ જો એના દેહની રાખની ખાતરી થાય તો જ બ્રિટિશરો એનો વિશ્વાસ કરે તેમ હતું. તે પછી એનું શું થયું તેની મને ખબર નથી."

ખરેખર, આ એક ભારે અજાયબ કિસ્સો છે. એ વીરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયનું પછી શું થયું ? શું એ જીવતો છે ? જો મરણ પામ્યો હોય તો એના જીવનનો અંત કેવી રીતે આવ્યો ? હરેક સ્વાતંત્ર્યપ્રેમી આ ભારતના માનવસિંહના જીવનઅંત વિષે જાણવા ઇચ્છે એ સ્વાભાવિક છે.

*

વીરેન્દ્રનાથની સાથે સાથે એગ્નેસ બીજાં પણ ઘણા નોંધપાત્ર 'હિંદીઓને મળી' હતી. શાહીવાદ વિરોધી જે પરિષદ છેલ્લી બ્રુસેલ્સ ખાતે મળી હતી ત્યાં એ પંડિત જવાહરલાલજીને પણ મળેલી.

એગ્નેસ સ્મેડલીએ ૧૯૨૮ થી ૧૯૪૩ સુધીમાં ત્રણ વખત સોવિયેટ યુનિયનની મુલાકાત લીધી હતી. તે દરમિયાન ચીનના આંતરવિભાગનો તેમ જ રાતા ચીનનો પણ એણે પ્રવાસ ખેડયો હતો. અને એને લગતું પુસ્તક પણ એણે લખ્યું છે. જ્યારે ચીનમાં ખેડૂતો, તેમજ વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ પૂરજોસમાં હતી અને ચ્યાંગની નીતિનો સખ્ત વિરોધ થઇ રહ્યો હતો ત્યારે એ ચીન ગઇ હતી અને એ પ્રવૃત્તિકારો પ્રત્યે સહાનુભૂતિ દાખવી હતી.

"તે ત્યાં એક જર્મન અખબાર પત્રની પ્રતિનિધિ તરીકે ગઇ હતી, પરંતુ પાછળથી તુરત જ એ ઉદ્દામવાદીઓના પક્ષે ભળી ગઇ હતી.

આથી એના પ્રત્યે સખત તકેદારી રાખવામાં આવતી. બ્રિ. છુપી પોલીસ તેમ જ

ચીનની પોલિસ એની "બોલ્શેવિક આડતિયા" તરીકે પૂરતી તપાસ રાખતી. એની પાછળ એકાદ તો જાસુસ ચાલુ હોય જ. પાછળથી એને ઘરમાં જ નજરકેદ રાખવામાં આવેલી. આ રીતે એની જીંદગી સતત જોખમ ભરેલી રહેતી.

*

એણે ચીનની અનેક રીતે સેવા કરી છે— એક લેખિકા તરીકે, બહારની દુનિયાને ચીનના સમાચારોથી વાકેફ કરનાર તરીકે, એક શિક્ષિકા તરીકે તેમ જ રેડ ક્રોસની કાર્યકર્તી તરીકે.

૧૯૩૮ માં જ્યારે હિંદી રાષ્ટ્રીય મહાસભા તરફથી ચીનમાં વૈદકીય મિશન મોકલવામાં આવેલું ત્યારે, તેનો હવાલો એગ્નેસને સોંપવામાં આવેલો.

*

એગ્નેસે વિચારસ્વાતંત્ર્ય અને સામાજિક ન્યાય માટે કામ કર્યું છે.

દરેક હિંદીના હૃદયકોણમાં સ્મેડલીનું નામ યાદગાર રહી જશે. કારણ કે એ હિંદની એક સાચી મિત્ર છે, જેની દુઃખો, ગરીબાઈ અને કારાવાસ વડે કસોટી થઈ છે.*

---

* તા. ૨૦–૮–'૪૪ ના "બોમ્બે ક્રોનિકલ" પરથી સારાનુવાદ.

## માનવ દિલ

પ્રભુ. કરિયાં તેં મોટાં આકાશ,
માનવ દિલ ન્હાનાં કર્યાં શે ?
પ્રભુ, ભરિયા તેં જગમાં પ્રકાશ,
માનવ દિલ તિમિરે ભર્યાં શે ?

શોભા પ્રફુલ્લ ખૂબ ખીલે કુંજમાં;
કેવી મીઠાશ ભરી ભ્રમરોની ગુંજમાં !
પ્રભુ, કુદરતના કેવા વિલાસ !
માનવ દિલ શોકે ઠર્યાં શે ? પ્રભુ, કરિયાં૦

તારાના તેજ એ જ માનવને ભીંજતાં;
ચંદા ને સૂર્ય રૂપ-પીયૂષે સીંચતાં;
પ્રભુ, મુખડે એને ન ફૂલહાસ;
માનવ દિલ અશ્રુ નર્યાં શે ? પ્રભુ, કરિયાં૦

ન્હાના ટંટા ફિસાદ, ન્હાની આશા હુલાસ;
જોવા વિરાટ, ઇશ નયણે ભરવા ન પ્યાસ;
પ્રભુ, એને સહાય શ્વાસ શ્વાસ;
માનવ દિલ મોહે ભર્યાં શે ? પ્રભુ, કરિયાં૦

શ્રી. મનુભાઇ ત્રિવેદી



## ડોલરના ફૂલે

પેલા ડોલરના ફૂલે મ્હારૂં હૈયું હર્યું,
મ્હારા ઉરમાં ઠર્યું,
મ્હેં તો નયને ભર્યું,
પેલા ડોલરના ફૂલે મ્હારૂં હૈયું હર્યું.

એ તો આભને આરેથી ઉમંગે ઉતર્યું,
રૂપ રૂપથી ભર્યું,
રસ ઝરણે તર્યું,
પેલા ડોલરના ફૂલે મ્હારૂં હૈયું હર્યું.

એ તો રૂપેરી રંગનું ચાંદરણું વર્યું,
મ્હારા ચિત્તમાં ચગ્યું,
પમર્યું, પાંગર્યું,
પેલા ડોલરના ફૂલે મ્હારૂં હૈયું હર્યું.

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# કલાની ઉપકારકતા

લેખક :
મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ
બી. એ.

સમગ્ર સૃષ્ટિ તેના સ્રષ્ટાનું કલાસર્જન છે. આ દૃશ્ય જગત ઇશ્વરની એક અનોખી કળા છે, કળાકાર સર્વદા પોતાના વ્યક્તિત્વ અને પ્રતિભાથી ઓતપ્રોત એવી પોતાની કળાને પ્રકટ કરવાથી વધારે પ્રસન્નતા અનુભવે છે. કળાને આગળ ધરી, પોતે પાછળ રહે છે, અદૃશ્યવત્ રહે છે. એ કળાકારનો નિરહંપણાનો ભાવ–શુદ્ધ હેતુ વિશ્વકળાની રચનામાં સ્પષ્ટપણે દેખા દે છે. ઈશ્વરની અગમ્યતા આગળ એની કલાનાં પ્રત્યક્ષ દર્શન આપણને સુગમ અને સુલભ થઇ પડયાં છે.

ઇષ્ટતત્ત્વની સ્ફુરણા, ઇશ્વરની ભૂમા–સત્તા સર્વકળાઓની ધાત્રી છેઃ સર્વ લલિતકળાઓને ધારણ કરવા ઉપરાંત તે સર્વને પ્રકટાવી પોષે છે. સર્વ કલાઓનાં પ્રાણરૂપ સૌન્દર્ય ઝરણનું મૂળ વિશ્વકલાના કમનીય સ્રોતમાં સમાયેલું છે. માટે જ, વિશ્વનું આ દૈવી સર્જન એ સર્જનહારની અનોખી, અદ્વિતીય અને સર્વોત્તમ શ્રેષ્ઠ કલા છે. એ કલામાં કોઇની અનુકૃતિ નથી કે કોઇ સમાંતર કલા–કૃતિની પ્રતિચ્છાયા નથી. એ તો આદર્શ સ્વયંસ્ફૂર્તિ, તેના રસશિરોમણિ કલાવિદનું મૌલિક પ્રેરણાસર્જન છે.

આમ, આ સૃષ્ટિ એ ચૈતન્યનો આવિર્ભાવ હોઇ, વિશ્વમાં વ્યાપ્ત થયેલી એની કલા પણ સજીવ છે, પ્રાણતત્ત્વથી સભર છે. કણોમાં અંગોપાંગમાં, અણુઅણુમાં આવિષ્કાર પામતી. જીવન–સંસાર જીવનરૂપે વ્યક્ત દશા પામતી. આદર્શ કલાકારની પ્રભુ-પ્રસાદી ઉપેક્ષા પાત્ર નથી. પ્રભુપ્રાપ્ત્યર્થે જગતનો, જીવનનો, સંસારનો બુદ્ધિહીન રીતે નિરંકુશ પરિત્યાગ કરવામાં, કલાકારની, કલાકારરૂપે રહેલા પરમાત્મતત્ત્વ અને તેની સત્તાની મોટામાં મોટી મશ્કરી થવાનો સંભવ છે. કલાની ઉપકારકતાનો પ્રથમ અને મુખ્ય ઉપદેશ જ આ છે. કલા આ શિક્ષા ન આપે, તો તેની ઉપયોગિતા અને સાર્થકતા શી ! કલાની પ્રથમ શિક્ષા સમત્વથી શોભતું સંન્યસ્ત. યોગીપદની પ્રાપ્તિ.

આર્યસંસ્કૃતિએ તેની પોષક ધાર્મિક અને અન્ય મંદિરાદિ સંસ્થાઓએ આ જ પ્રયોજનથી કલાને ઉચ્ચ સિંહાસન સમર્પ્યું હતું. **रसो वै सः** ના મુદ્રાલેખને મૂર્ત કરવા મથતી વૈષ્ણવી સિદ્ધાન્ત પ્રણાલિકામાં પણ આ જ રહસ્ય ઘટાવવામાં આવેલું છે. વર્ણાશ્રમધર્મ-વ્યવસ્થાને ભોળી અનુરૂપ થતી જતી આજની સમપેઢીમાં, માત્ર ઉત્સવસમારંભો ઉજવવા પૂરતું જ 'વનપ્રવેશ'ને સ્થાન છે, ત્યાં સંન્યસ્તને સાચા સંન્યસ્તને મૂર્ત સ્વરૂપમાં શોભાવવાને અવકાશ ક્યાંથી જ હોય ! આથી 'સમતાના યોગ'ની ગીતાવાણી પ્રમાણે સંસારમાં રહીને જ સંન્યસ્તની શોભા પામવાનો આદર્શ કલાનો આર્ય સંદેશ, આપણો સનાતન ધર્મ; તત્ત્વજ્ઞાન અને કલાનો મિશ્રિત ઇતિહાસ આપણને સંભળાવે છે. કલાકાર અને સંન્યાસી ઉભયને એક સમાન કક્ષામાં મૂકવાનો, તે આપણને ઉદ્ઘોષ કરે છે.

**सुखे दुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ**–માં વર્ણવ્યા પ્રમાણેની સુખદુઃખ, હર્ષવિષાદ, હિતહાનિ, જયપરાજય આદિની શુભાશુભ લાગણીઓથી વિરક્ત થવાની સ્થિતિના અનુભવની અપેક્ષા જેટલી સંન્યાસી-માં રાખી શકાય તેટલી જ કલાકારમાં રાખી શકાય. કલાકાર એટલે સાધુ–વંદનીય વિભૂતિ.

કલાનો વેષ ધારણ કરવાથી સંન્યાસીનો ત્રિદંડ ધારણ કરી શકાય છે.

આ કલાની પ્રથમ ઉપકારકતા, સર્વ કોઇએ લક્ષ્યમાં લેવા યોગ્ય છે.

કલાની દ્વિતીય ઉપકારકતા 'પૂર્ણદર્શન-પ્રતીતિ' પરત્વેની છે. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે, એ દલીલ વારંવાર આગળ કરવામાં આપણે મનુષ્યની તથા તે દ્વારા મનુષ્યને જીવવા માટેના જગતની અપૂર્ણતાના આરોપનો એકરાર કરીએ છીએ. જગત–સૃષ્ટિ–બ્રહ્માંડ સર્વેશ્વર કલાકારના અંશ હોઇ કદાચ આદર્શ આકૃતિ હશે, તો પણ (આપણે માયાવાદ વગેરે તાત્ત્વિક ચર્ચાને અત્રે નહિ લાવીએ) તે જગતને જગતની પૂર્ણ કલાના અંશોને જોતી મનુષ્યની દૃષ્ટિ પામેલી યોગ્ય વિકાસને વરેલી ન હોવાના કારણે, જગત કલાના સત્યપૂર્ણ સ્વરૂપોને સરળતાથી ઓળખી શકતી નહિ હોય. તત્ત્વજ્ઞો તેમાં માયા દૃષ્ટિ–જીવત્વ કે આવરણ આદિને હેતુભૂત ગણાવે. પરંતુ આપણે સામાન્ય જીવન અને જગતના ભૌતિક–અભૌતિક એ સ્વરૂપોના સ્વીકાર્ય ખ્યાલથી વિચારીશું તો જણાશે કે, ભૌતિક વિશ્વ અપૂર્ણ છે, ત્રુતિપૂર્ણ છે. દોષયુક્ત દુનિયાના આકારો પણ અધૂરા અને ખોડ-ખાંપણવાળા હોય છે. પૂર્ણ સૌન્દર્યયુક્ત અને આદર્શ વિશ્વ કે વિશ્વના વિભાગને અવલોકવા માટે આપણને કલાકારની સહાયની અપેક્ષા રહે છે. કલા આ સંબંધમાં સુંદર સેવા પૂરી પાડે છે. માનવ માત્રમાં ગુપ્ત સુપ્ત રહેલી કલ્પનાને ઉત્તેજિત કરી, તે કલ્પના દ્વારા મનુષ્યને આદર્શમય સંપૂર્ણ સુંદર જગતના પૂર્ણ આકારોના સુભગ પ્રતિબિંબોનાં દર્શન કરાવવાનું અદ્‌ભુત કાર્ય કલા સાધે છે. દૃષ્ટાંતોની જરૂર નથી. કેવળ કાવ્યકલાનાં આ કાર્યની સાબિતિ સારૂ આપણે, કૌટુંબિક આદર્શભાવ અને દામ્પત્ય મંગલ સ્નેહના સુંદર આદર્શના દર્શન પામવા આપણે સહેજે પ્રાચીન મહાકાવ્ય રામાયણની આરસીમાં ડોકિયું કરી શકીએ છીએ. સામાન્ય જનતાની કલ્પનામાં સામર્થ્ય છે, પણ તે સીમાબદ્ધ છે. તેના ઊડ્ડયને શિખર સુધી ઊંચે નથી, તેના ઊંડાણુ પાતાળ પર્યંત અગાધ નથી. પરંતુ કલાકાર મનુષ્ય મનની કલ્પનાને, તેની ઉણપ દૂર કરી સમૃદ્ધ કરે છે. કલા તેની કલ્પનાને આદર્શ–અનુકરણીય આલમની અજાયબીઓનાં, વિરાટ વિશ્વ-વિભૂતિના પરિપૂર્ણ સ્વરૂપોની સુંદરતા ગ્રહણ કરવા યોગ્ય બનાવે છે. આદર્શ જગતમાં રહેલી વિવિધ આકૃતિઓની પૂર્ણતાના સૌન્દર્ય–પ્રતિબિંબોનાં દર્શન, કલાની સહાયે માનવ-કલ્પના કરી શકે છે.

કલાની ત્રીજી ઉપકારકતા, તેની પ્રેરણા-શક્તિને ગણાવી શકાય. મનુષ્યનું જીવન તથા તેનો પ્રાકૃતિક સ્વભાવ પ્રગતિશીલ છે. સામાન્ય સુધારણાની ચિનગારીથી માંડી છેક ક્રાન્તિની ચેહ સુધીની સઘળી માનવપ્રવૃત્તિઓ પ્રગતિની પગથી પાડે છે. મનુષ્ય કાંઇ ને કાંઇ કર્મ કરવાને ઇચ્છે છે; તે નિષ્ક્રિય બની જડ બનવા નથી માગતો. જુદા જુદા માણસો જુદા જુદા વ્યવસાયો આદરે છે. વિવિધ પ્રકારની પ્રવૃત્તિ પોષણ કે પ્રોત્સાહન વિના મંદ પડી જાય છે, કદિ શિથિલ બની જાય છે. પ્રવૃત્તિઓનો પ્રવાહ સ્ખલિત ન થાય, પ્રત્યેક પ્રવૃત્તિ–વિરામ કે વિલય પામ્યા વિના–પ્રાણવંત બને, પ્રત્યેક પ્રકારની પ્રવૃત્તિ અન્ય પ્રકારની પ્રવૃત્તિને વેગ આપે અને આમ પ્રવૃત્તિઓ પરસ્પર ઉપકારક નીવડે તે માટે પ્રેરણા તત્ત્વની જરૂર છે. પ્રેરણા એ દુન્યવી કે દૈહિક તત્ત્વ નથી. પણ આત્મીય તત્ત્વ છે. પ્રેરણાના અણુઓને આવિષ્કાર આપી, પ્રેરણાના પુટોનો અભ્યુદય કરી, પ્રેરણાને સ્ફુરાવી તેને પ્રકટ કરવાનું કાર્ય કલાનું છે. કલા

મનુષ્યના જીવનની સર્વપ્રકારની પ્રવૃત્તિઓને પ્રબળ પ્રેરણાથી પ્રોત્સાહિત કરે છે, જીવન ભર્યું છે, સમૃદ્ધ બનાવે છે. આ કાર્યને આનુષંગિક અન્ય કાર્ય દુઃખ કરે છે તે પૂર્ણ કરવાનું છે. જીંદગીના અતીત અનુભવોનો જીંદગીના જ અભ્યુદય માટે સમુચિત વિનિયોગ કરવાનું—આદિ અનુભવોનું ક્ષાપૂર્ણકરવાના કરે છે. આનાથી જીવનનો વિકાસક્રમ શિથિલ ન થતાં, ઝડપી વેગભર્યો બને છે અને દીર્ઘદૃષ્ટિ થાય છે.

કરવાના સતત અભ્યાસમાં વેગ વધારી, માનવી સૂક્ષ્માનુભાવના કેળવે તો પ્રથમ પ્રકારના દુઃખથી નિવૃત્તિ મેળવી શકે છે. એવી જ રીતે હૃદયવૃત્તિ-ના અતિસંકોચને દૂર કરી, સ્વાર્થનાં બંધનો તોડી ફેંકી, માનવી ઐક્ય-સંવાદ-શાંતિના જગાવે તો જરૂર આંતરવૃત્તિનો વિસ્તાર પામી, ઉત્તરોત્તર વિકાસ સાધી, મનુષ્ય સ્વાતંત્ર્ય-સુખ-આનંદ પ્રાપ્ત કરી શકે.

વિશદ કાર્યની અસરની ખબર પડતી નથી. આમ માનવજીવનને-તેની ભાવનાઓને વિચારણાઓને વિશુદ્ધિકરણ દ્વારા-ઊર્ધ્વગામી ઉદ્ગ્રીવ બનાવવામાં કલાકાર અને કલા સંત-સમી સેવા બજાવે છે.

કલાની પાંચમી ઉપકારકતા તેની શિક્ષણ-વૃત્તિ છે. શિક્ષણવૃત્તિ એટલે શિક્ષણની પેઠે ઉપદેશ આપવો તે નહિ પરંતુ શિષ્યોને નહિ સમજાતી વાતો, કે સમજવામાં અઘરી જણાતી વાતોને, સરળ કરી આપવી, ગ્રાહ્ય કરી આપવી તે. આ વિશાળ જગત અધ્યયન અને અધ્યાપનની પાઠશાળા છે. તેમાં જીવન એ જ એક શિક્ષણનો જાણે વિષય થઇ પડયો છેઃ જીવન આંટીઘુંટીથી ભરપૂર છે. તેમાં અનેક પ્રશ્નો અને અણઉકેલ કોયડા છુપાએલા છે. મનુષ્યજીવનની સામાન્ય દૃષ્ટિ, જીંદગીના રોજીંદાના પ્રસંગોને, જીવન સમક્ષ સતત દૃષ્ટિગોચર થતા પદાર્થ કે પ્રશ્નને અસાધારણ-પણે જોઇ શકતી નથી. જે મનુષ્યમાં વિશિષ્ટ દૃષ્ટિ-કલાનું દૃષ્ટિબિન્દુ હોય છે તે જ વિશ્વના સામાન્ય વ્યવહારનો અસાધારણ સત્ય અન્વય કરે છે, તે જ મહાપુરૂષ સામાન્યતામાં વિસરાઇ જતી મહત્તા-ભવ્યતાના અંશોને તાજા કરે છે. કલા, આમ મનુષ્યને નવીન દૃષ્ટિ આપે છે, સાચો માનદંડ આપે છે, વસ્તુઓને તેના સૂક્ષ્મ આંતર-સ્વરૂપમાં ઓળખાવે છે. પદાર્થ કે પ્રસંગના ગર્ભભાગનો પરિચય કરવાની કલાને જિજ્ઞાસા હોય છે. જીવનમાં અનાયાસે અણધારી પ્રશ્નોની પરંપરા ઊભી થાય છે, ત્યાં તે નિરુત્તર સમી પ્રશ્નાવલિનો યોગ્ય પ્રત્યુત્તર આપવા કલા મથતી હોય છે; તેના ગૂઢ રહસ્યોની સર્વસામાન્ય સપાટીથી ભિન્ન અને નૂતન પ્રકારની સમજૂતિ આપે છે. કલા વડે વિશદ બનેલી દૃષ્ટિથી મનુષ્ય પ્રત્યેક પ્રસંગનું, ઘટનાનું, કૂટ પ્રશ્નનું કે ગહન રહસ્યનું સ્પષ્ટીકરણ કરે છે.

ત્રીજા મુદ્દામાં આપણે જણાવ્યું કે પ્રગતિશીલતા એ કલાની કમનિયતા છે. જ્યાં અને જ્યારે મનુષ્ય જે સ્થિતિમાં હોય ત્યાંથી અને ત્યારે તે સ્થિતિમાંથી તેને સહેજ પણ આગળપડતી સ્થિતિમાં કલા ન લઇ જાય તો તે કલા-શુદ્ધ કલા-પૂર્ણાંકવાળી કલા ન કહેવાય. જ્યાં કલાનાં પગલાં મંડાય ત્યાં મનુષ્ય અવશ્ય પ્રગતિ સાધે. આ પ્રગતિ-આ વિકાસ-પછી તેના બાહ્ય જીવનમાં હોય, કદિ આંતરિક જીવનમાં હોય. અને ઘણુંખરું-બન્ને જીવનના આંતરબાહ્ય એકરાગમાં પણ હોય. સંવાદિતા કલાનું કેન્દ્ર બની શકે. આમ કલા મનુષ્યની બાહ્ય કે આંતરિક કોઇ પણ મૂળ સ્થિતિમાં પલટો જરૂર લાવે છે. આ પલટાને જો આપણે સ્થિતિભેદ કહીશું તો વૈજ્ઞાનિક નિયમ પ્રમાણે આપણને કલાનો સૃજનધર્મ સ્વીકારવાની અગત્ય રહે છે, એટલે કે કલા, કૃત્રિમ-બીનજરૂરિયાત અને મનુષ્યની-જગતની પ્રગતિમાં પ્રતિરોધ કરતાં તત્ત્વોમાં ન્યૂનાધિક અંશનો વિનાશ કરી, પ્રમુખ અંશોમાં પરિવર્તન કરી, નવીન જીવનને આવશ્યક અને નૈસર્ગિક પ્રગતિપોષક સારાં તત્ત્વોના અંશોનું સર્જન કરે છે. આમ સર્જન-વિસર્જન અને પરિવર્તનથી કલા પોતાની ઉપકારતા સિદ્ધ કરે છે. આજ લક્ષણથી, કવિની ગણના મહાન કલાકારમાં થતી હોય છે.

આ સંસારમાં સર્વત્ર પરતંત્રતા સમાન કોઇ દુઃખ નથી. કલા જો પરતંત્રતાને પોષતી હોય તો તે કલા નહિ-પણ કલાની દાસી સમજવી. તેમ, કલાકારને જો વીર વનરાજની ઉપમા આપીએ તો, કલાના આશ્રય વિનાના કલાકારને પરાધીન સિંહ સમાન કહેવો પડશે. કારણ કે બંધનયુક્ત મનુષ્ય કલા સાથે સંપૂર્ણ તાદાત્મ્ય સાધે છે, ત્યારે તે બંધન-મુક્ત બને છે. જેમ આત્માનો ધર્મ નિર્લેપતા અને મોક્ષ છે, તેમ કલા પણ કલાકારને

નિર્લેપ અને નિર્બંધ બનાવવા મથે છે. ભારતીય સમર્થ સંસ્કૃત કાવ્યવિવેચક 'વાગ્દેવતાવતાર મમ્મટ' કાવ્ય પ્રકાશની પ્રથમ જ કારિકામાં જ વિરંચિની સૃષ્ટિથી સૃષ્ટિને ઉચ્ચ પ્રકારની ગણાવે છે. તે તુલનાના તત્વોમાં, એક તત્વ સ્વાતંત્ર્યનું આવે છે. બ્રહ્મા નિયતિનિયમને આધીન રહી સૃષ્ટિ ઘડે છે; પરંતુ કલાકાર પોતે કુદરતી–કુદરતનો જ હોવા છતાં, સૃજનકાર્ય સમયે, તદ્દન નિરબાધિત રહી સ્વતંત્ર નિરપેક્ષપણે કલા-સૃષ્ટિ સર્જે છે. એ કારિકાના એક વિદ્વાન ટીકાકારના કથન પ્રમાણે, દિક્–કાલ અને કારણનાં બંધનોથી તે પર છે.

આપણે આપણી સંકુચિત મનોદશાના દાસ છીએ. આપણે સ્વેચ્છાથી કેટલીક સુવર્ણ સમી–શૃંખલાઓ પહેરી લીધેલી હોય છે; કેટલીક લોખંડની બેડીઓ આપણને પૂછ્યા સિવાય, આપણી અનુમતિ કે મરજી વિના જ આપણી ઉપર લાદવામાં આવેલી હોય છે. આપણી મર્યાદાઓને આપણે સ્વીકારી લીધેલી હોય, આપણે આપણા સંજોગો, પરિસ્થિતિ અને અકસ્માતના વર્તુલોમાં બંધાઈ ગયેલાં હોઈએ છીએ. તેમાંથી મુક્ત કરી સ્વાધીનતા આશ્રય અપાવનાર કોઈ તત્ત્વ હોય તો તે કલા છે. કલા આ કાર્ય–બંધન મુક્તિનું કાર્ય–સૃજનદ્વારા કરતી હોય છે; મુક્તિની સિદ્ધિ માટે કલા અનિવાર્ય છે, કલાનાં સૃજનમાં સ્વાતંત્ર્યતાનો મધુર સ્વાદ છે. તેના સૃજનમાં સુખદુઃખ ઇત્યાદિ દ્વંદ્વોને સ્થિરતા ભરી તટસ્થતા પૂર્વક જોવાની કે અનુભવવાની સામ્યદૃષ્ટિ છે. તેના સૃજનમાં ક્ષણે ક્ષણે લાગણીવશતા, ઊર્મિની જડતા અને મતિની-માંદ્યતાની ગાંઠો તડાતડ તોડવાનો, પ્રેરક સ્વાદ છે. કારણ, કલાના સર્જનની ભૂમિકા આપણે જ અને આપણું વિશ્વ–આંતર અને બાહ્ય વિશ્વ–એ સિવાય અન્ય કાંઈ નથી. આપણા જ અનુભવો, આપણી જ સારી-નરસી લાગણીઓ, આશા તૃષ્ણાઓ સુખદુઃખ તથા આનંદખેદના આપણા મધુવિષમ પ્રસંગો-માંથી, કલાના સર્જને પોતાનો પ્રભવ–જન્મ શોધી લીધો છે. આપણા કલેશ અને દુઃખથી, આપણી વિષમતા અને પ્રતિકૂળતાથી આપણે કંટાળીએ કે પરાભવ ન પામીએ, પરંતુ તેમાં કલાકૃતિ ગર્ભસ્થાન નિહાળીએ તો આપણને સર્જનનો આનંદ અપૂર્વ સ્વાતંત્ર્ય-સ્વાદ આપશે એમાં લેશ પણ શંકા નથી. રસકલાનો અધિપતિ ખુદ-ઈશ્વર પોતે પણ સૃજનની સાંકળોથી બંધાયલો રહીને જ મુક્તિની મોજ માણે છે. આથી જ, આ લેખવી શરૂઆત-માં કહ્યું તેમ, કલાને પ્રકટ થવાને પૂરતી તક મેળવવાનું સ્થાન કે સંજોગ બીજો કોઈ નહી પણ આ સંસાર–ભવ જ છે. અને તેનો હેતુ ભવબંધનમાંથી મુક્તિ આપવાનો જ છે.

આથી જ કલાની અસંખ્ય–અત્રે નિર્દેશ ન કરાયેલી–નાની મોટી ઉપકારકતાઓમાંથી, સૌથી પ્રથમ અને છેલ્લી ઉપકારકતા એ જ છે કે તેના ભક્તે–અને જીવન એ મહાન કલા છે તેથી દરેક જીવાત્માએ સમતા અને સ્વતં-ત્રતાની પ્રાપ્તિ દ્વારા અદ્દભુત સામંજસ્ય સ્થાપી સાધુવત્ કલાવિદ્ યોગી બની રહેવું. અને એ સ્થિતિ માટે સંસારથી–ભવરંગમાંથી ભાગી જઈ ભગવા પહેરવાની જરૂર નથી. સંસાર, સૃષ્ટિ, જીવન એ એક સર્વોત્તમ કલાકારનું કલાસર્જન છે.

કોઈ સુભાગી કલારસિક તેને ઓળખશે ?

# બાળક અને કેળવણી

લેખિકા : કુ. તરલાકુમારી

કેળવણી એ મનુષ્યજીવનનું ખાસ અગત્યનું અંગ છે. દરેક મનુષ્ય જન્મથીજ ઓછી વધતી બુદ્ધિ ધરાવે છે. પણ તેની કેળવણી ખીલવવી એ તેના વાતાવરણ અને સંસ્કાર ઉપર આધાર રાખે છે. દરેક મનુષ્યનું જીવન તેની સારી કે નરસી કેળવણી ઉપર રચાયલું હોય છે.

કેળવણી અર્થાત મનુષ્ય જાતની અણુખીલેલી બુદ્ધિ, શક્તિ ને મનનો વિકાસ કરવો. કુદરતે મનુષ્યને જુદી જુદી જાતની શક્તિઓ આપી છે. તેને સંપૂર્ણપણે ખીલવવાનું કામ કેળવણી કરે છે. અને તેથીજ કેળવણી મનુષ્ય-જીવન સાથે અગત્યનો સંબંધ ધરાવે છે. કેળવણી એ મનુષ્યને ઉમદા રીતે જીવન જીવવાનું સરલ સાધન છે. કેળવણી અર્થાત ઘડતર સંસ્કાર પરંતુ હાલ કેળવણીનો અર્થ—અંગ્રેજી ભાષાપર કાબુ મેળવવો અને કારકુન બનવું એવો થઇ ગયો છે. પરન્તુ તે યથાર્થ નથી.

નિશાળોમાં પણ વાચન એ તો કેવળ નિશાળોમાં પરીક્ષા માટે જ ઉપાડી લીધેલું વૈતરું છે. પરીક્ષા થઈ ગયા બાદ વિદ્યાર્થી એ બધુ પુસ્તકીયું જ્ઞાન ભૂલી જાય છે. તો કેળવણીનો અર્થ શું આજ છે ?

આજે સ્કુલોમાં અંગ્રેજી ભાષાને અત્યધિક મહત્વ આપવામાં આવે છે. તેથી માતૃભાષાનું સ્થાન નીચેજ જતું રહ્યું છે. તેથી માતૃભાષા પર કાબુ મેળવી લેવો જોઇએ. કેળવણીથી સ્વતંત્રપણે વિચાર કરવાની આદત પડે છે. ને સ્વતંત્ર વિચાર કરવાથી બુદ્ધિનો વિકાસ થાય છે. સ્વતંત્ર વિચારથી બુદ્ધિનો સદુપયોગ થાય છે. અને તેથી ધર્મની મહત્તાને સારી રીતે જાણી શકાય છે.

કેળવણીથી આત્મજ્ઞાન થાય છે. આત્મજ્ઞાન એટલે પોતાના આત્માને પિછાનવો. પ્રાણીઓ તથા મનુષ્યો વચ્ચે ભેદભાવ રાખ્યા વિના સૌને એક સમજી વિશાળ દૃષ્ટિવાળા થવું અર્થાત્ " आत्मवत् सर्व भूतेषु "—ના મંત્રને શીખી ઇશ્વરની સમીપ જવા પ્રયત્ન કરવો.

બાળક બાલ્યકાળમાં જ કેળવણી ગ્રહણ કરે છે. તેથી તે જરૂરનું છે કે તેઓ બાલ્યકાળને વ્યર્થ ન ગુમાવતાં બાલ્યકાળમાં પોતાની અગત્યતાને બરાબર સમજે. બાળક એટલે દેશનો નાગરિક. ભવિષ્યનો એક નવયુવક, સમાજની એક વ્યક્તિ, ભાવિનો પિતા. આ કારણોને લીધેજ માબાપોને જોઇએ કે બાળકો પર વિશેષ કાળજી રાખે. જેથી તેઓ સત્ય વિદ્યા સંપાદન કરી દેશનો ઉત્તમ નાગરિક બની શકે.

બાળક સૌથી પ્રથમ માતાની ગોદમાં અને ઘરમાંજ કેળવાય છે. ઘરના વાતાવરણની છાપ તેના પર જલદી પડે છે. સ્ત્રી બાળકનું પોષણ કરનારી છે. તેના ઉપર બાળકના ચારિત્ર્યનો આધાર રહે છે. પિતાના સંસ્કારની છાપ થોડો વખત પુત્ર પર પડે છે. પરન્તુ માતાની પ્યારી ગોદમાં ખેલતું બાળક માતાના સંસ્કાર પર મુખ્ય આધાર રાખી રહેલું હોય છે. માટે સ્ત્રીઓને કેળવણી આપવી એ પણ ખાસ જરૂરનું છે. ભાવિ પ્રજાઓનું ઘડતર માતાઓના હસ્તકમાંજ છે. મહાન નેતાઓ પણ માતાની કુખને દિપાવી ગયા છે. પુત્રને કેળવવાથી ફક્ત એકજ વ્યક્તિ કેળવાશે પરંતુ પુત્રીઓને કેળવવાથી બીજી

અનેક વ્યક્તિઓ કેળવાશે. હમણાં જે આયાથી કેળવાતાં બાળકો છે. તેઓ પર પણ આયાના કુસંસ્કાર જ પડશે. કારણ કે એક ગુલામથી ઉછળતાં બાળકો હંમેશા ગુલામ વિચારવાળા જ હોય છે. તેથી માતા એ બાળકના નાજુક મગજ પર સદા સંસ્કાર યુક્ત છાપજ પાડવી જોઇએ. જેથી તે કોઇ મહાન કાર્ય કરવામાં સફળ બને.

હાલની કેળવણીમાં બાળકો પર શિક્ષકો પુરું ધ્યાન આપતાં નથી. નિશાળનો શિક્ષક અર્થાત બાળકોનો પિતા, ઉગતી પ્રજાનો પ્રકાશક, ભાવિ પ્રજાનો તારક તેથી તેઓના વિચારો તથા આચારોનો પ્રભાવ બાળકો પર અહર્નિશ પડયાં કરે છે. તેથી શિક્ષકની જવાબદારી વધુ છે. તે સ્પષ્ટતયા વિદિત થાય છે. શિક્ષકે પોતાની બુદ્ધિનો સદુપયોગ બાળકોને સુધારવામાં કરવો જોઇએ. એમાં જ શિક્ષકોની સાફલ્યતા છે.

પ્રાચીન કાળમાં પુસ્તકોની અછત હોવાને લીધે ચોપડીઓથી વિદ્યાભ્યાસ થતો નહોતો. પરંતુ આજ દિનોદિન ચોપડીઓની સંખ્યા વધુ પ્રમાણમાં થવાથી પુસ્તકોની એવી પસંદગી કરવી કે જેથી બાળકોના આચાર વિચાર સારા રહે. વીર રસની ચોપડીઓ ભણાવવી કે જેથી યુવાનીનું રક્ત જોશભેર સંચિત થાય છે. પ્રેમની વાતો બતાવી તેઓના કોમલ મગજો પર હલકી છાપ ન પાડવી જોઇએ. બાળકોને સારૂં વાંચન કરાવવું કારણ કે આદર્શ વાંચન એજ મનુષ્યના સંસ્કારને જરૂરી છે.

માનવજીવનનો સાહિત્ય સાથે નિકટ સંબંધ છે. માટે જ કોઇએ કહ્યું છે કે-ઉમદા પુસ્તકો જ સન્મિત્રો અને સાચા સલાહકાર છે. આદર્શ કેળવણી એટલે ઉમદા રીતે જીવવાની કળા. કેળવણી કાંઇ ચોપડીમાં નથી પણ વિચારમાં છે.

બુદ્ધિ કેળવવાના કામમાં માનસિક નૈતિક શક્તિના ખીલવવામાં સમાય છે. કેળવણીથી ખરૂં ખોટું સમજાય છે તથા સંકુચિત મન ઉદારતાને પ્રણમે છે.

કેળવણીથી ચારિત્ર્ય ઘડાય છે. તથા માણસની ગુપ્ત શક્તિઓ પણ વધે છે. કેળવણીથી સદ્‌ગુણો જેવા કે સ્વમાન, પ્રમાણિકતા, સત્યતા, વફાદારી, શૌર્યતા, ખંત વગેરે ગુણો ખીલે છે. અને તેનું વ્યક્તિત્વ પ્રગટે છે.

માટે જ જીવનનો પાયો કેળવણી ઉપરજ નિર્ભર છે. કેળવણી વિનાનો માણસ જીવનની મઝા માણી શકતો નથી. ત્યાં જીવન કરતાં મૃત્યુ ભલું છે. કેળવણી જ મનુષ્યને ખરો મનુષ્ય બનાવે છે.

# મચ્છરોનો માસ : ભાદરવો*

—વર્ષા ઋતુ ઊતરતાં અને શરદ્ ઋતુના પ્રારંભિક સંધિકાળે રાખવી જોઇતી સાવચેતીનું લેખક આ લેખમાં લોકભોગ્ય એવી સરળ શૈલીએ સૂચન કરે છે.

લેખક :

શ્રી. બબલભાઈ મહેતા

હવે બધાએ ખાવાપીવામાં જરા સંયમ રાખવો જોઇએ. પિત્ત કરે એવાં ભાજીશાકના સ્વાદ થોડી વાર જતા કરવા જોઇએ અને મહિનામાં એકાદ બે ઉપવાસ ખેંચી કાઢવા જોઇએ; નહિ તો ભાદરવો એટલે ટાઢીઆ તાવનું ઘર. આખા વર્ષમાં સંઘરી રાખેલી તાકાત એ પાંચ દિવસનો તાવ હરીને ચાલ્યો જાય છે. આ માસમાં એકાદ ઉપવાસ કરવો અથવા જુલાબ લઇ લેવો સારો.

પ્લેગ, કોલેરા, ક્ષય કે એવા બીજા ભયંકર ગણાતા અને જાણીતા થયેલા રોગોથી આપણા દેશનું સ્વાસ્થ્ય બગડયું છે એના કરતાં મૅલેરિયાએ ( ટાઢિયા તાવે ) આપણું અનેકગણું નુકસાન કર્યું છે. મૅલેરિયાથી આપણે ત્યાંનું મરણપ્રમાણ બીજા કોઇ પણ દેશ કરતાં આગળ જાય છે. પણ એ તાવથી આપણે ત્યાં થતાં બીજાં આડકતરાં નુકસાનો તો અનેક છે.

તાવના હુમલાઓથી શરીરમાં અશક્તિ આવે છે તેથી શરીર બીજા રોગો સામે ટકી શકતું નથી. એટલું જ નહિ પણ મોસમનાં કામો લોકો વખતસર ઉકેલી શકતા નથી. એથી એમની આર્થિક સ્થિતિ દિવસે દિવસે વિષમ થતી જાય છે. આમ અશક્તિમાંથી ગરીબાઇ અને ગરીબાઇમાંથી અશક્તિ એવું ચક્ર ચાલુ થઇ જાય છે.

ભાદરવાથી ચેતજો,

પાણી ભરાતુ હોય એવા ખાડા પૂરી દેજો.

લિંબડાનાં પાનની ધૂણી કરજો.

***

એમ કહેવાય છે કે ટાઢીઆ તાવનાં જંતુઓનો ફેલાવો મચ્છરો મારફત થાય છે.

મચ્છરથી બચવાનો એક ઉપાય મચ્છરદાની બાંધવી એ છે. પણ ગામડાંના ખેડૂતો કે કામઢા લોકો માટે એ સાચો ઉપાય નથી. સાચો ઉપાય તો મચ્છરના ઉપદ્રવને થતો જ અટકાવવો એ જ છે.

તળાવ કે કૂવાનાં ખાબોચિયાં પૂરી દેવાં, ખાળ કે કુંડીઓમાં વાસી પાણી ન ભરાવા દેવું, ઢોરની કોઢમાં છાણ મૂતર એકઠું થઇને ગંધાવા ન પામે એની કાળજી રાખવી, ઘરમાં સૂર્યનો પ્રકાશ આવી શકે એવી વ્યવસ્થા કરવી તથા ઘર તેમ જ આંગણું વાળી ઝૂડીને લીંબડાની ધુણી કરવી—આ મચ્છરને અટકાવવાના અસલી ઉપાયો છે. એ ઉપાય લેવામાં આવે તો મચ્છરથી થતા અનેક રોગો તથા ત્રાસોમાંથી બચી જવાય.

* પ્રકટ થતા "ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ"માંથી.

# : : : શ્વસનક્રિયા—મહાન શક્તિ : : :

લેખક : સંચાલક શ્રી. રામતીર્થ યોગાશ્રમ, મુંબઇ ૪

જેવી રીતે શરીરના આરોગ્ય અને શરીર-બળને માટે કસરતની જરૂર છે તેવી રીતે મસ્તિષ્ક અને જ્ઞાનતંતુને બલવાન બનાવવા માટે પણ પ્રાણશક્તિના ઉત્પત્તિ-સ્થાનને પ્રાણોથી ખૂણે રાખવાની જરૂર છે. સર્વથી પ્રથમ પ્રાણેપણા અર્થાત્ જીવનને કાયમ રાખવાની લાલસાને અનેક પ્રયત્નથી સ્થિર રાખવી જોઇએ. જીવનનો સર્વ વ્યાપાર પ્રાણેપણા શક્તિ ઉપર અવલંબિત છે. એ પ્રાણેપણા શક્તિ કાનના પાછળના ભાગમાં અરધા ઇંચ નીચે ઊતરતું જ્યાં પ્રધાન મસ્તિષ્ક અને શરીરના સર્વ અવયવોના સંબંધનો જ્ઞાનતંતુ-જાલનું કેન્દ્ર છે, તે સ્થાન પર પ્રાણ-ગ્રંથિરૂપમાં સ્થિત છે.

જે મનુષ્યમાં પ્રાણેપણા શક્તિની ન્યૂનતા રહે છે તે વ્યક્તિ અધિક કાલ પર્યંત જીવનને સ્થિર ટકાવી નહિ શકે, અને જેનામાં શક્તિ વિશેષ રૂપમાં હોય છે તેઓ રોગ, અકાલ મૃત્યુના સામે નિર્ભય અને દઢતાથી ટકી રહી શકે છે. તેમના પ્રાણમાં રોગોના પ્રબળ વેગને સહન કરવાની શક્તિ હોય છે એટલે સર્વ રોગોને દૂર કરવાનું તેમનામાં સામર્થ્ય આવી જાય છે.

જીવન ધારણ કરવાવાળા પ્રાણિમાત્રના જીવન પ્રાણ છે. સ્વચ્છ અને નિર્મળ પ્રાણ-વાયુનું સેવન જીવન માટે સર્વોત્તમ દિવ્ય રસાયન છે. શ્વાસ પ્રશ્વાસ દ્વારા આપણે વિશ્વવ્યાપી પ્રાણને પ્રતિક્ષણ ગ્રહણ કરી રહ્યા છીએ. જ્યારે ફેફસાં ફુલે છે ત્યારે બહારનો વાયુ અંદર આવે છે, એને શ્વાસ કહે છે અને જ્યારે ફેફસાં સંકુચિત થાય છે ત્યારે અંદરથી વાયુ બહાર નીકળી જાય છે એને પ્રશ્વાસ કહે છે.

શ્વાસ લેવાની અને છોડવાની વિધિ પદ્ધતિસર ખબર હોય તો બીજા વ્યાયામો કરતાં વિશેષ લાભ મળે છે. વસંત ઋતુમાં જેવી રીતે ઝાડનાં ઉપશાખા, પાંદડા વગેરે નવાં ઉત્પન્ન થાય છે, તેવી રીતે આપણા શરીરમાં શ્વસનક્રિયા વખતે વિશેષ જીવાણુ અને તંતુ નવા ઉત્પન્ન થાય છે. મનુષ્યના શરીર અથવા જીવનનો વિચાર કરવામાં આવે તો માલમ પડશે કે આખા જીવનમાં એક ક્ષણ પણ એવી નથી કે જે સમયે શરીર કેવળ ક્રિયા રહિત સ્થિતિમાં હોય; માત્ર મૃત્યુના સમયે શરીર ક્રિયારહિત થાય છે.

આપણા શરીરમાં જુના અણુઓને બહાર કાઢવાનું અને નવા અણુઓની રચનાનું કાર્ય ચાલુ જ હોય છે. દરેક શ્વાસની સાથે આપણે નવો આહાર ગ્રહણ કરીએ છીએ અને પ્રત્યેક પ્રશ્વાસની સાથે શરીરમાંના જૂના કચરાને બહાર ફેંકી દઇએ છીએ. મસ્તિષ્ક, જ્ઞાનતંતુ અને સ્નાયુમાં ક્રિયા થવાથી જ અણુજીર્ણ થઇને નિરુપયોગી થઇ પડે છે અને મળરૂપ થઇને શરીરથી બહાર નિકળી જાય છે. મનુષ્ય ફેફસાથી શ્વાસ લે છે તે આપણે જોઇએ છીએ, પરંતુ સત્ય વાત એ છે કે શરીરના પ્રત્યેક છિદ્રથી મનુષ્ય શ્વાસ લે છે. પ્રાણવાયુ ગતિમાન હોય છે, ત્યારે જ મનુષ્ય વિચાર કરી શકે છે.

## શ્વસનક્રિયા કરવાની પદ્ધતિ

શ્વસનક્રિયાનો અભ્યાસ કરતી વખતે હૃદયમાં કોઇ પણ પ્રકારની શંકા અને ભય

ઉઠવા ન દો. હદથી - અધિક શ્વાસ લેવાનો પ્રયત્ન ન કરો. તમારામાં શ્વાસ રોકવાની જેટલી શક્તિ છે તેનાથી વિશેષ બળપૂર્વક રોકવાનો પ્રયત્ન ન કરો. સુખપૂર્વક કુંભક કરો. પદ્માસન અથવા બીજા અનુકૂળ આસનથી કોઇ એકાંત અને ખુલ્લી જગ્યામાં બેસી જાઓ અથવા ઊભા રહો. મુખ બંધ કરી લ્યો, અને નાસિકાના છિદ્ર દ્વારા ફેફસામાં પૂર્ણ વાયુને ભરી લ્યો. પછી ભરેલા વાયુને પોતાની શક્તિ અનુસાર અંદર જેટલી સુખપૂર્વક રોકી શકો તેટલી વાર રોકો. શરીરને કંઇક ક્ષણ સહેજ અક્કડ બનાવો, શરીરના રોમ રોમમાં શક્તિનો સંચાર કરો અને પછી નાસિકાથી જ શ્વાસને શનૈઃ શનૈઃ કાઢી નાખો. શ્વાસ બહાર કાઢતી વખતે શરીરના રોમ રોમથી દૂષિત વિકાર બહાર કાઢી નાખવા, દઢ ભાવના કરો કે મારા રોમ રોમથી દૂષિત દ્રવ્ય બહાર નિકળી રહ્યા છે. આ શ્વસનક્રિયાને પાંચ વખતથી આરંભ કરીને સાંજે અથવા સવારે રોજ બબ્બે વધારીને ત્રીસ સુધી વધારી શકો છો.

આવી રીતે શ્વસનક્રિયા કરવાથી પાચનક્રિયામાં જ્ઞાનતંતુચક્રમાં, રક્તશુદ્ધિમાં અને શરીરમાં રહેલી શરદી વગેરેને આશ્ચર્યજનક ફાયદો જણાવા લાગશે. જઠર, યકૃત, ફેફસા અને રક્ત વિકારમાં આ શ્વસનક્રિયા વિશેષ લાભદાયક છે.

# શયન–તંદ્રા-નિદ્રા



લેખિકા :
કુ. સ્વપ્નસેવી

ભાવના અને ઊર્મિ કાવ્યો સરખાં ગદ્યસર્જનો આપનાર કુ. 'સ્વપ્ન સેવી' તેમના આ ભાવ પ્રધાન લેખમાં, 'શયનખંડ'માં ઉદ્ભવતા વિચારો અને સ્ફુરતું કાવ્ય આપી જાય છે. કેમ જાણે તંદ્રા-નિદ્રાની સંધિ સાધતા ન હોય !!

જગતનાં અજવાળાં વિદાય લે છે અને આથમતી તેજરેખાઓ મેરૂના પર્વત પાછળ છૂપાય છે, ત્યારે નિદ્રાની અમૃતપ્યાલી લઇ રાતરાણી ધીમા નુપુર ઝણકારે પૃથ્વીપર પગલાં માંડતી પધારે છે.

જીવનના થાક અને દિવસનાં સુખદુઃખ પોતપોતાની કહાણી ભૂલવા મથે છે. અને જગત આખુ એક વખત નયનપીંડી નિદ્રા-પરીની સોડમાં સમેટાય છે. દીપક ધીરે ધીરે ઓલવાય છે અને શયનખંડનો પડદો ઉંચકાય છે, શ્રીમંત સોડ તાણે છે એના બાદશાહી ઠાઠમાં–ગરીબ સમાય છે એની ફાટીતૂટી સેજમાં !

પવનનાં આછાં ગીત ગવાય છે, જળ-સુંદરી એની ધેરી અને ભવ્ય સિતાર પર અંગુલિઓ ફેરવી, સાગરના બિંદુ બિંદુને ઝૂલાવી નિદ્રા પ્રદેશ પર અજબ સૌંદર્ય પાઠવે છે, ક્યાંક નૃત્યના આછા રણકાર સંભળાય છે તો ક્યાંક સ્નેહનાં મદભર્યાં ગહન ચુંબનનાં અતિ પવિત્ર છાયાચિત્રો અંકાય છે.

ફુલોના શ્વાસ ધીમા સંભળાય છે, સુગંધકાવ્ય રેલાવતી ગુલાબ પાંખડીનાં ધીમાં હાલરડાં સંભળાય છે. આકાશનાં ટમટમતાં નક્ષત્રો, પાંપણ પલકાવતાં જગતના અજબ અને ભવ્ય મૌન તરફ આકર્ષાય છે. એક એવું મૌન–જ્યાં સૌંદર્યના શયન ઉપર સૌંદર્ય–પ્રતિમા સરળ સ્મિતસહ નિંદ લેતા હોય !

જગતનું એ ભવ્ય મૌન, એને અવાજના સ્પર્શથી જગાડશો નહિ એને હૃદયના કોઇ મલિન ભાવથી કલુષિત કરશો નહિ. જગતના એ શયનખંડને પૂજા અને પ્યારનાં પવિત્ર ફુલોથી વધાવજો ! નિર્દોષ અને સરળ હાસ્યથી સત્કારજો ! ! જીવનની એ પવિત્ર ક્ષણોને, રાતરાણીના એ હાસ્યભર્યા મૌનને સર્જનનાં મનોરમ સ્વપ્નાંની જ ફુલમાળા શોભે ! ! !

જગતનાં સુખદુઃખોને ભૂલાવતો એ શયનખંડ–માનવીને એના વિના કદી નહિ ચાલે. ભલેને એ રાજમહેલમાં હો અગર ધરતીના ખુલ્લા મેદાન ઉપર હો ! એનું અસ્તિત્વ તો સદાકાળ રહેશે. એની નિદ્રા લાવતી ધીરી વાણી તો માનવહૈયા ઉપર સદાકાળ ઝૂલ્યા કરશે !

જ્યારે આત્મા થાકે છે, મન થાકે છે, દેહ થાકે છે, ત્યારે તે આપોઆપ નિદ્રા તથા સુખ શયન તરફ વળે છે. કલાકારનો આત્મા એને ફુલથી શણગારે છે. ભક્તિનો આત્મા એને ભક્તિની સુવાસ ચઢાવે છે. જીંદગીનું સૌથી મહત્ત્વનું સ્થાન શયનખંડ–એ તો સદાય પવિત્ર છે અને રહેશે !

પોતપોતાની દુનિયાને સુંદર બનાવવી, યા ન બનાવવી એ માનવીના સ્વહસ્તની વાત છે. એ ચાહે તો નર્યાં આંસુની દુનિયા સર્જાય–એ ચાહે તો ભલાઇ બુરાઇની દુનિયા સર્જાય અને ચાહે તો વિશ્વપ્રેમ અગર નર્યાં કાંટાના શયનની સૃષ્ટિ રચાય. ઈશ્વરે જગત ઉત્પન્ન કર્યું અને માનવીને આદેશ આપ્યો–એને ભોગવ અને ભરપુર થા !

પણ જીવનપંથ ખેડતાં ખેડતાં, કાર્યભાર વહતાં વહતાં આરામની જરૂર તો પડે છે. તાજગી અને તેજના એ જામ વિના સંસારચક્ર અટકી જ પડવાનું વિરામના એ પ્રહર વિના સ્મૃતિ અને જાગરણનો બોજ ભારે જ પડવાનો !

એટલે જ એનો યે સમય છે, એનું યે સ્થાન છે. ચાંદની રૂમઝુમતી આવીને શયનખંડમાં ડોકિયું કરી, શયનખંડમાં જ વસી જાય છે. એ જુવાન હૈયાંને હઠીલી અનોખી તરખાટ મચાવે છે. એની જાદુઇ પાંખો પ્રસારી હૃદયના સુવર્ણ તારને જાદુઇ લાગણીથી રણઝણાવે છે.

ને એવી જ આવે છે કો અંધારી રાત. તારનાં મોતીને ઝણુકતા રાખી વિશ્વ આખું અંધારપટ પાછળ ઢૂંબી જાય છે. ક્ષિતિજના ઘુમ્મટ પરથી વધુ ને વધુ અંધારપટ સરતો આવે છે. ચાંદનીને ઉલ્લાસથી વધાવતી પૃથ્વી તે ગેહન અને ઊંડા અંધકારને પણ વધાવે છે. રાત્રિની સ્તબ્ધતાને જાણે જરાયે તકલીફ ન પહોંચે તેમ બહુ જ ધીરા વાર્તાલાપ સંભળાય છે, દિલ જાણે રેશમભરી માર્દવતા ધારી કહે છે—"જરા ધીરે સે બોલ, કોઈ સુન લેગા !" અને સ્તબ્ધ બનેલો શયનખંડ ક્યારેક ઝરતાં હાસ્ય અને નયનના ચમકારથી હાસી ઊઠે છે.

ને એમ ઉંડી હિયાઓ પાછળ રાતરાણી સરતી જાય છે, શયખંડના ધૂપ અને પૂજા પોતાના પાલવ સમેટતી જાય છે; એકલ સનીના સના કાવ્ય અને સૂના હૃદય ધડકાર પર બે આંસુનાં ફુલ પણ વેરતી જાય છે.

"આવોને નાથ મારી સૂની સૂની બાથ હો,
રાતલડી વહાલા રોઈ રોઈ જાગતી."

પણ જગતની પરમાળ વહેતી રહેશે. આવરી અને જરી, અંધારા આવરી અને ઉંચકારી. એ પરિવર્તનને સહેતો સહેતો માનવી આખરે તો આરામની ઝંખના કરશે.

ને એ ચાહે છે કે જ્યાં એને નિંદ લેવાની હોય, જ્યાં માથું ટેકવાનું હોય, ત્યાં માધુર્ય અને સુખનાં જ શયન સંભવે ! નિશ્વાસ અને આંસુ ત્યાં કદી ન પ્રવેશે. દુઃખ અને વ્યવહારની અન્ય ઝાળ ત્યાં કદી ન લાગે. આશા અને તૃપ્તિના એ જગતમાં—એ ખંડમાં સ્નેહનાં અમૃત સિવાય, વાત્સલ્ય સિવાય બીજુ કાંઇ જ—બીજુ કાંઇ જ કદી ડોકિયું ન કરે !

ને એ શયનખંડને કોણ નથી શણગારતું? એમાં કલા અને કાવ્ય હોય એમ કોણ નથી ચ્હાતુ ? કોઇ ત્યાં પ્રકૃતિ અને પરીઓનાં દશ્યો ચિત્રે છે તો કોઇ ત્યાં પરમાત્મા અને મહામાનવોનાં ચિત્રો રાખે છે. કોઈ એમ પણ માને છે કે એકાંતની આવી અતિ ઉચ્ચ અને પવિત્ર જગામાં પોતા સિવાય બીજુ એક પણ દશ્ય ન હોય ! સંપૂર્ણ સાદાઇ અને સંપૂર્ણ શાંતિ ! ચિત્તવૃત્તિ દુનિયાની બીજી એક પણ વસ્તુ તરફ ન દોરાય ! ! !

એ જ સારૂ છે. માનવી પોતાના સ્વભાવ અને સ્વાદ પ્રમાણે શયનખંડને સજાવે. પસંદગીના શૃંગાર અને પસંદગીની ચીજ તરફથી સુખસંતોષ તો જરૂર મળવાનાં !

પણ ઓહ ! આટઆટલી સુખઝંખના હોવા છતાં, આટઆટલી મોટી સ્વર્ગ તૈયારી હોવા છતાં કમભાગ્યે કોણ જાણે ક્યાંથી ય પેસે શયનકમરામાં જીવનની જંજાળના છાંટા પ્રવેશી જાય છે. ભાવનાની ભરતીમાં ઓટની ઝાંખી થાય છે.. માનવી અનુભવે છે અને પૂછે છે કે—બીછેલાં ફુલ ઉપર, વિરામની અદ્ભુત સંજીવની ઉપર, હૃદયના દૈવી થાક ઉપર આ ધૂળની રજકણ અને દુઃખનાં નૈરાશ્ય શાં ? સ્નેહના શીતળ અંકમાં આ કાંટાળાં દર્દ શાં ? પ્રભુની આટઆટલી પૂજા પછી યે આ વિષદના સંતાપ શા !

ભલાઇ અને બુરાઇ, મિલન અને વિરહ, ગીત અને ગુંજન, સૂનકાર અને ધડકાર—એ તો એક સાથે ચાલતાં એક સાથે જ રહેવાનાં. નયન એક વખત પ્યારની અદ્‌ભુત વાતો બોલે છે તો એક વખત ચૂપચાપ આંસુ નથી સારતાં ?

જ્યાં જીવન નહિ હોય ત્યાં મૃત્યુ કયાંથી હશે ? જ્યાં જખમ નહિં હોય ત્યાં ઔષધ પણ કયાંથી હશે ? ફુલ સરખી કોમળતા જગતની કઠણાઇઓને કદી નહિં જીરવી શકે. એ સૌને જીતવા, જીવનનાં ઝેરને ઘોળી પીવા યોગીનું, યોગેન્દ્રનું હૃદય જોઇશે. દુઃખને હસી કાઢવાનો આદર્શ જોઇશે.

ને માનવીનો સુરીવાદ એને આખરે તો સમજાવે છે:—

> ઉંચા આકાશથી પુણ્યરૂપ ઝરતાં
> સ્વર્ગંગાનાં નેવ:
> ધાવે ધાવે હસે પ્રભુની પ્રતિમાને
> બનતા માનવના દેવ રે
> જગ દેખાં ઓસી ઓસી જુઓ.

ન્હાનાં મોટાં સુખ દુઃખો પાછળ રોવા બેસવાથી સુખ દુઃખો મટવાનાં નથી. વિદાય થવા દો એ જંજાળને સૂર્યના અસ્તાચળ સાથે જવા દો એ બધી ગડમથલ અંધકારના પડદાને પેલે પાર. એમને ન આવવા દેતાં—ન આવવા દેતાં કદી ય શયનખંડના દ્વારમાં. બાળકોનાં મધુરમુખ અને પ્રિયજનની જીવન-સુવાસ ઉપર જ એની સારી આયુદોરી લંબાવા દેજો !

આરામને સમયે આરામની જ આશા છે. નિદ્રાને સમયે નિદ્રાની જ આશા છે. બધાંએ ચાલ્યાં જાવ—જગતનાં ઓ સુખદુઃખ તમે બધાંએ ચાલ્યાં જાવ ! નિદ્રાને ઝુંટવવાનો તમને શો અધિકાર છે ? ભલાઇ, ભલમનસાઇ, પ્યાર અને સચ્ચાઇનાં અમૃત સ્વપ્નાં ઉપર નિરાશાનાં શ્યામ વાદળ ફેલાવવાનો તમને શો અધિકાર છે ? ભીના ઓષ્ટ અને ભીના ગાલ ઉપર રમતા રૂપકાવ્યને અસુંદર બનાવવાનો ય તમને શો અધિકાર છે ?

કોઇનો યે શયનખંડ અસુંદર ન હો ! કોઇની યે નિદ્રામાં આંસુનાં સ્વપ્નાં ન હો ! જ્યાં આરામ છે, જ્યાં સૌંદર્ય છે, જ્યાં માનવીએ સર્જેલું માનવતાનું સ્વર્ગ છે ત્યાં સ્વાર્થ, ગ્લાનિ અને દાવાનલની એક ચિનગારીએ ન હો !

પણ વાસ્તવવાદ કાલ્પનિક જગતને હસી કઢિશે છતાં કોણ નહિ માને કે કલા અને કલ્પનાએ જ જગતને છે તેથી વધુ સુંદર બનાવ્યું છે ? તમે એવું નથી માનતાં કે બેવફાઇ કરતાં વફાઇ, ઉન્માદ કરતાં શાંતિ, જાગરણ કરતાં સુખમૂર્છા, દલીલ કરતાં ભક્તિ અને સંશય કરતાં શ્રદ્ધાને જ જીવનમાં વધુ યાદ રાખીએ તો નિદ્રાનો ખોળો પરમાત્માના હૃદય સરખો જ અનુભવી શકાય ? એવા અનુભવ વખતે તો શયનખંડ ઉપર વારી જવાય કે કવિના કાવ્યોદ્‌ગાર આપણા આપણા જ હોય તેમ એની મેળે જ મનમાંથી સરી પડે—

> " તેરે હી કામ આઉં, તેરા હી મંત્ર ગાઉં,
> મન ઔર દેહ તુજ પર બલિદાનમેં ચઢાઉં. "

( સંપૂર્ણ )

---

# છાત્રાવાસમાં પ્રથમ પ્રવેશતી વિદ્યાર્થીનીને

લેખક : શ્રી. ન. મ. પટવર્ધન

વાસણ કૂસણ વગેરે તને ઉટકવા પડે છે અને બીજું પણ થોડું ઘણું કામ કરવું પડે છે એવું એમની પાસેથી જાણ્યા પછી થોડો વખત જરા ઠીક ન લાગ્યું. તને તે ગમશે નહીં અને કદાચ કાગળ લખી તું તે સંબંધમાં ફરિયાદ કરીશ એમ અમને લાગ્યું હતું. પણ દીકરી, તું ઘણી ડાહી છે ! પોતાના કામ માટે પારકા ઉપર શા માટે આધાર રાખવો ? માણસ પોતેજ પોતાનું કામ કરે તો તેમાં કંઇ નાનમ નથી પણ ઊલટી મોટાઇ જ છે. કેટલાંક દિવસો પહેલાં આપણે રાત્રે કૃષ્ણમૂર્તિનું ચરિત્ર વાંચતાં હતાં. લાકડાં ફાડવાં સુધીનાં બધાં કામો કૃષ્ણમૂર્તિ જાતે કરતા; અને તેજ વખતે ગાંધીજીની વાત પણ આપણને એમણે કહી હતી. પોતાનાં કામો ઉપરાંત બીજાનાં કેટલાંક કામો કરવાં પડે તો માણસે તે પણ ખુશીથી કરવાં જોઇએ. અહીં પર્વતેશ્વરનો ઓચ્છવ થાય છે તે વખતે ગામનાં બધાં જ સ્ત્રી પુરુષો કામ કરવા જાય છે. પુરુષો ત્યાં એઠાં પતરાળાં ફેંકી દેવા સુધીનું પણ કામ કરે છે એથી તેમનો દરજ્જો ઊતરી જાય છે એવું થોડું જ છે ? દરેકને પોતાનાં કામો ઉપરાંત બધાનાં એવાં કોઇ કામો હોય છે જ, અને તે કરવાં કેટલાક લોકોએ તૈયાર થવું જ જોઇએ. કામો કરવાનાં તે ફક્ત પૈસા માટે અને ગરીબોએ જ કરવાં એમ નથી. શ્રીમંતોએ પણ પૈસા વગેરે કંઇ ન લેતાં કેટલાંક કામો કરવાનાં હોય છે. હું અહીં સ્ત્રીઓના વાચનાલયમાં કામ કરું છું. તેને માટે મને કંઇ પગાર નથી મળતો. તે કામ બહુ માન આપનારું અથવા મોટી મહેનતનું હોય છે એમ પણ નથી. એકાદ સભા બોલાવવી હોય તો બારણાં ખોલી પાથરણાં પાથરવાથી માંડીને બધાં જ કામો હરીને જાતે કરવાં પડે છે. આપણા ગામમાં ગાંધીજી પધાર્યા હતા તે વખતે ઘણા શ્રીમંતોના છોકરાઓ પણ સ્વયંસેવક તરીકે કામ કરતા હતા. ત્યારે મારે કહેવાનું એટલું છે કે પારકાંનાં કામો કરવાં એ આવશ્યક છે અને ઘણી હોંશથી તું તે કરે છે એ સાંભળી બહુ આનંદ થયો.

વિદ્યા, વાસંતી વગેરે ઓળખાણની છોકરીઓની ઓરડીમાં તને મૂકી શકાયું નહીં એ મને એમણે કહ્યું. ત્યારે પણ મને જરા ઠીક ન લાગ્યું. આપણા ઓળખાણવાળા સાથે રહેવાનું આપણને હમેશાં ગમે છે પણ તેમની જ સાથે હમેશાં રહેવા કરતાં જુદી જુદી ટેવોવાળા અને જુદા જુદા સ્વભાવના માણસો સાથે રહેવું લાભદાયક છે એવું જ્યારે એમણે મને કહ્યું ત્યારે મને બહુ ખોટું લાગ્યું નહીં. તારી ઓરડીમાં રહેનારી નવી છોકરીઓ સાથે બરાબર ઓળખાણ કરી લે. તેમની નવી નવી વાતો જાણી લે. તેમનાં બોલવા ચાલવામાં કંઇ નિરાળું હશે તો તે જોવાની તને મજા પડશે. નવા રિવાજો તું જાણી શકીશ અને

બરાબરીના નાતાથી આપણે વર્તવું જોઇએ એમ ગાંધીજી કહે છે, અને કહે છે એટલું જ નહીં પણ તેમણે પોતે જ એક અંત્યજ કન્યા પોતાના સત્યાગ્રહાશ્રમમાં રાખી છે. જો કે ઘર આગળ કેટલાકની સાથે આપણે હળતાં-મળતાં નથી અથવા કેટલાકને આપણે અડકતાં નથી તો પણ નિશાળો, બોર્ડિંગો વગેરે જેવી સંસ્થાઓમાં આ આભડછેટ પાળવી જ જોઇએ એમ નથી; ખુશીથી એમની સાથે હળીમળી રહેવું.

તારાં મેટ્રનબાઇ પોતાના કામમાં બહુ ચોક્કસ દેખાય છે. સ્વચ્છતાની બાબતમાં તેમજ સોંપી આપેલું કામ કરાવી લેવાની બાબતમાં કડકાઇથી રહ્યા વિના છૂટકો જ નથી.

તારાં મિસ યાજ્ઞિકબ્હેને કયાં કયાં પુસ્તકો લખ્યાં છે તેની તપાસ કર, અને અહીંના વાચનાલય માટે ઉપયોગી હોય તો તે ખરીદ કરી અહીં મોકલી આપ.

સાંજે ગમતું નથી એમ તું કહે છે. શરૂઆતમાં તો આવું જ થાય. પણ તે વખતે રમવાનું રાખ અને તેમ કરતાં જો વખત વધે તો કંઇ ગૂંથવાનું કામ કર. એમના નામનું ઝીકનું પાટિયું ભરવાનું છે; તું ભરીશ ને ? પણ સાંજે અંધારાથી આંખોને ત્રાસ ન થાય તે માત્ર જાળવજે, નહીં તો ઘરમાં બે ચશ્માં લાવવાં પડશે !

છોકરીઓ કાગળો મોકલે તે ઉપરી બાઇને બતાવી મોકલવાનાં હોય છે એ તને ખબર નથી ? તારા કાગળ પર તેમણે કંઇ લખ્યું નથી, માટે પૂછું છું. છોકરીઓનાં પત્રો Superintendent બાઇ કેમ વાંચે એ સંબંધમાં અહીં મોટી ચર્ચા થઇ. "છોકરીઓ ઉપર બાઇનો કંઇ વિશ્વાસ તો જોઇએ જ. વારુ, તેમાં કંઇ ખોટું હોય, અથવા તેમના માબાપ આગળ તેમને કંઇ ફરિયાદ કરવાનું મન થતું હોય તો તેમ કરતાં તેમને અટકાવવી એ કંઇ સાચો ઉપાય નથી. તકરારનું મૂળ કાઢી નાંખવું, અથવા છોકરીઓને વિશ્વાસમાં લઇ અમુક એક વાત ખોટી દેખાતી હોય તો પણ તે તેમના જ ફાયદાની છે, અથવા તે કેમ ટાળી શકાતી નથી તે છોકરીઓને સમજાવવું." એમ એમનું કહેવું છે. પણ હું કહું છું કે એટલું કોણ કરે છે ? અને કરવું પણ શા માટે ? તેનાં કરતાં પત્રો જોઇને જ મોકલી આપવાં એમ એક વાર ઠરાવી દેવું એટલે પત્યું. શરૂઆતમાં છોકરીઓને જરા લાગશે, પણ એક વાર ટેવાઇ જશે એટલે એમ નહીં લાગે. જો શિસ્ત પાળવી હોય તો એવું કંઇ હોવું તો જોઇએ જ.

તારા લખવામાં થએલી તારી ભૂલો તારા બાપુ ન જુએ એટલા માટે હું તે પોતે જ તેમને વાંચી બતાવવાની હતી; પણ એમણે તે મારી પાસેથી ખેંચી લઇ પોતે વાંચ્યું જ, અને હાથમાંની પેન્સિલથી પાંચ-પચીસ લીટા ખેંચ્યા, જાણે કે માસ્તર જ શ્રુતલેખન તપાસતા હોય ! તેમ કરવું એ તેમની ટેવ જ છે, પણ આપણે ભૂલો કરીએ છીએ એમાં પ કંઇ શંકા નથી. તારી ભૂલોની હું વાત કરું છું, પણ મારી ભૂલો પણ હવે કેટલી નીકળશે કોણ જાણે ? સાંજે ઘેર આવશે કે તરત જ 'પત્ર લખ્યો કે ?' એમ પૂછતાં જ તેમને તે બતાવવો પડશે જ. ઠીક, અહીંની કંઇ ફિકર કરીશ નહીં. અમે ખૂબ મજામાં છીએ. અભ્યાસ બરાબર કરજે અને શરીર સાચવતી જા. હાલ એજ.

તારા પિતાશ્રીના તને આશીર્વાદ.

તારી બા
સુશિલાબહેન

# દાયરામાં ડોશીમા



* જ્યારે ને ત્યારે વહુઓને નીચી કક્ષાએ ઉતારી પાડતી સાસુઓનો દાયરો જોવા જેવો હોય છે. એમાં ચાલતા સંવાદો પણ સાંભળવા જેવા હોય છે. આ રહ્યાં તેમાંના થોડાક નમૂના :

લેખક : શ્રી. ડી. ડી. બારોટ

"આ પગે હવે થોડાં કાઢ્યાં એટલાં કાઢવા છે બા, આ બહુ તો પાંચ કે દસ વરસ. આપણું માનશો તો સુખી થશો. નકર લાગશે એવા ભોગવશો—હું તો ખરું કહું."

"એ તો ખરુંસ્તો જમના કાકી, પેલી મેંના બિચારીએ કહી કહીને છીભનાર કૂચા વાળી દીધા પણ ઇશ્વરીયાની વહુએ જરાય કાને ના દીધું;—તે જુઓ ઘરના હાલ ! અને આપણી આ ચંચળના છગનની વહુ જુઓ, પુછ્યા વગર પાણીએ નથી પીતી. વહુઓ ય કહ્યાગરી હોય-તો ઠીક નકર બળ્યા એ છોકરા પરણાવવા."

"બેન એ તો નસીબમાં લખ્યું હોય એવું આવે, પણ કોઈ કુંવારા રખાય ! મારે, વળી છગનનું નસીબ સારુ તે બૈરું ઠીક મળ્યું. બધાંય સરખું ક્યાંથી હોય ? જમનાકાકી જેવાં તો કોક જ નસીબદાર હોય, બેઉ વહુઓ હીરા જેવા છે—જેવું જેનું પુન્ય."

રોજના નિયમ પ્રમાણે જમનાકાકીને ત્યાં આજ પણ ચાર છ બૈરાં બપોરનો નવરો સમય વિતાવતાં વાતોએ ચડયાં હતાં અને રોજ ચર્ચાતો વિષય ' વહુ ' ચર્ચાઈ રહ્યો હતો. આવા વિષયની ચર્ચા સામાન્યતઃ વહુવાળાં બૈરાં જ કરી શકે, એટલે દરેકની ઉમ્મર ચાળીસી વટાવી ગએલી હતી. અને સાસુનું માનવંતુ પદ પ્રાપ્ત કરી ચુકી હતી. એટલે પાંત્રીસની આસપાસની શીખાઉ સાસુઓ પણ આ મંડળમાં અવારનવાર જોડાતી અને સાસુઓમાં જન્મસિદ્ધ હક્કોનું સમર્થન કરી મંડળમાં કાયમી સદસ્ય થવા મથતી. ચર્ચા હંમેશાં અવિધિસર રીતે થતી પણ જમનાકાકી સર્વમાન્ય પ્રમુખ હતા. એમનું એ માનભર્યું પદ જાળવી રાખવા કોઈ કોઈ વાર તેઓ ચ્હાપાણી અને છીકણીની છુટા હાથે લ્હાણી કરવાનું ચુકતાં નહિ, એટલે સાસુ મંડળની બધી જ બેઠકો ઘણું ખરું એમને ત્યાં જ મળતી.

જમનાકાકી સુખી ગણાતાં. મોટો દિકરો મુંબઈમાં કમાતો. બીજો જરા ઓછી અક્કલનો હોઈ, ઘરની જમીન ઝાડવાની દેખરેખ રાખતો અને જમનાકાકીના સૌભાગ્યનાથ ત્રણ વર્ષથી પેન્શન પર હોઈ નિવૃત્ત જેવું જીવન ગાળતા. જમનાકાકીએ સરકારી નોકરીનો સ્વાદ ચાખ્યો હોવાથી એક ઉતરી ગએલા અમલદારની વહુનો ઠસ્સો એમનામાં ઠીક ઠીક હતો. પોતાની જાત કરતાં બધાં નીચાં, પોતાની અક્કલ આગળ પતિની બુદ્ધિ પણ પાણી ભરે એવી કેટલીક માન્યતાઓ પણ એમનામાં ઠીક ઠીક વિકસી હતી.

"વહુ ચ્હા મુક, ચાર વાગવા આવ્યા; બે પ્યાલા પાણી વધારે મુકજે, આ ચંચળકાકી અને ધનકોર ને બધાં માટે." જમનાકાકીએ બાજુમાં બેઠેલી, નાની વહુને કહ્યું. કોઈ કોઈ વાર સાસુજીના સંસ્કાર ઝીલતા જમનાકાકીની વહુઓ પણ નવરી હોય તો

બેસતી પણ તેમનું કર્તવ્ય મોટાંઓનાં નાનાં મોટાં કામો કરવાનું જ હતું. ચર્ચામાં ભાગ લેવાનું નહિ.

" મુકું બા" ગોદાવરીએ ઉભાં થતાં કહ્યું.

" રે'વાદોને જમનાકાકી. રોજ રોજ શું તમે ય ચંચળ વિવેક કર્યો.

" તે કંઈ ખાસ તમારા માટે જ થોડી મુકાવું છું. અમારે તો રોજ અત્યારે ચ્હા થાય છે, એમને બે વખતની ટેવ છે." જમનાકાકીએ ' બે વખતની ટેવ ' પર જરા ભાર મુકતાં કહ્યું.

" ચંપાબેન પીન ક્યાં મૂકી છે સ્ટવની " અંદરથી ગોદાવરીનો અવાજ આવ્યો.

" ચંપા ઉઠ, એને તો કશું ય નહિ જડે. " જમનાકાકીએ મોટા દિકરાની વહુને કહ્યું, અને " એ આવું " કહેતી ચંપા રસોડા તરફ ગઇ.

" આ અમારે ગોદાવરી છે પણ ચંપા જેટલી ચંચળ નહિ. પીન ત્યાં જ પડી હશે પણ એને નહિ જડે." જમનાકાકીએ કમાતા અને નકમાતા દિકરાની વહુઓની તુલના કરતાં કહ્યું, અને વિષય ચ્હા પરથી પાછો વહુ પર ચડયો.

" એ તો અમારે ય બેન નાની વહુ સાવ બોથડ છે. " ધનકુંવરે સુર પુરાવ્યો.

" મારે તો બેન બે ઘર બગડત તે એક જ બગડયું; અમારો નવનિત જરા આળસુ એટલે એને વહુ પણ જરા એવી મળી અને સુરેષ નાનપણથી જ જરા હોંશીયાર એટલે વહુ પણ એને એના જેવી મળી." જમનાકાકીએ વહુઓની તુલના પછી દિકરાઓની તુલના પર આવતાં કહ્યું.

" એ તો જોઇતાને સોગ્રતુ " ચંચળે કહ્યું.

" તમારી ચંપા તો બેન ચંપા જ છે, તમે વચમાં બહારગામ ગયાં ત્યારે હું એક દિવસ આવેલી, પણ મુઇનો કાંઇ વિવેક ! " ધનકુંવરે જમનાકાકીના પ્રમાણપત્રને પુષ્ટી આપતાં કહ્યું.

ચંપા તો અમારે આખું ઘર ચલાવે છે ધનકોર, મારી પેટીની ચાવીય એની પાસે હોય, અને મારી પાસે કેટલા સાલ્લા છે એ મને ખબર ન હોય પણ એને માલુમ હોય. વચમાં એ બે મહિના પીયર ગઇ ત્યારે મને કંઇ વીત્યું છે બાપ; એના વગર તો કંઈ નહિ. " જમનાકાકીએ કહ્યું.

સાસુ મંડળની ચર્ચા જેની તરફેણમાં ઉતરતી એને તો ન્યાલ જ કરી નાંખતી, અને જેના પર જરા વક્રદષ્ટિ કરતી એના બાર વાગી જતા. કેટલીકવાર ' કોરમ 'ના અભાવે કોઈ ખાસ અભિપ્રાય બંધાતો નહિ, જ્યારે કેટલીકવાર સભ્યોની હાજરી સારા પ્રમાણમાં હોય તો કેટલીએ વહુઓનું આવી બનતું; કેટલીએ સાસુઓનો વહુ–દીકરા તરફનો પૂર્વગ્રહ બદલાઇ જતો અને પરિણામે સાંજે કેટલાએ ' વહુ–વસુકા ' દિકરાઓને પ્રિયતમાનાં આંસુ લ્હોવાં પડતાં. આજે મહોલ્લાના મુખ્ય મુખ્ય પ્રતિનિધિઓ હાજર હતાં એટલે પરિણામ તો ચોક્કસ હતું કઇ વહુનો વારો આવે છે એજ જોવાનું હતું.

" બા: દુધ તો ખાટું થઈ ગયું છે, બચુને મોકલોને જરા બજારમાં, લઇ આવે." ગોદાવરીએ રસોડામાંથી દુધ મંગાવવા માટે વાસણ લાવતાં કહ્યું.

" તેં એવું કેવું દુધ મુકયું કે ખાટું થઇ ગયું !–ગરમ નહિ કર્યું હોય; એકેય કામ કદિ ચિત્ત દઇને કર્યું છે ? " જમનાકાકીએ જરા ગુસ્સામાં કહ્યું.

" બા, દુધ તો ચંપાબેને ગરમ કર્યું હતું. " ગોદાવરીએ બચાવ કર્યો.

" 'ચં...ચળ બેને કર્યું હતું.' તું શું જખ મારતી'તી. એટલુંય તારાથી નથી થતું, બધું એ જ કરે છે તો, બળ્યાં તમારાં કામ કરવાં..."

" બચુ...ઓ બચુ, જા બેટા, દુધ લઈ આવતો એક આનાનું; તારી કાકીને તો દુધ ગરમ કરતાંય તાવ ચડે છે. "

" બા...પણ હું તો..."

" જા જા છાનીમાની, તને જો ઘર સોંપ્યું હોય તો બધું સરખું કરીને મુકે. એક છાટોય અક્કલ' તો બળી નથી; જેવો નવનિત એવી તું. એય માંથે પડ્યાં મારાં રોયાં. " ગોદાવરી નીચું ઘાલી ચાલી ગઇ.

" હોય જમનાકાકી, બચ્ચાં છે, ભૂલ થાય; આકળાં શું થાવ છો નકામાં " ચંચળે જમનાકાકીને શાંત પાડતાં કહ્યું.

" અરે શું ચંચળ, આટઆટલું કે'તાંય એને શરમ નથી " જમનાકાકીએ કપાળે હાથ અડાડી ડોકું ધુણાવતાં કહ્યું: " બળ્યાં આ બૈરાં, આનાથી તો થાક્યાં હવે ચંપા છેસ્તો. પણ એના કામમાં કદી જોવુંજ ના પડે, આનાં તો ચણીયારાંજ ઠેકાણે નથી. આખા ઘરની ચાવીઓ, હમારે તો ચંપા પાસે; પૈસાટકાનો હિસાબ પણ એ રાખે; અમારે તો આખા ઘરની ધણીયાણીજ ચંપા આના જેમ ઠેકાણા વગરનું કામ કરે તો તો ઘર..."

" બા, પટારાની ચાવી આપજો, ચંપાબેનને ખાંડ કાઢવી છે. " ગોદાવરીએ રસોડામાંથી પાછાં આવતાં કહ્યું

જમનાકાકી મનમાં કપાઇ ગયાં ' આ રાંડને તે કંઇ અક્કલ છે, સાંજે એની વાત, બધાં આગળ નાક કાપી નાંખ્યું ' એ મનમાં બબડ્યાં અને ગુસ્સાથી ધ્રુજતા હાથે કબજાના ખીસ્સામાંથી ચાવી કાઢી ગોદાવરી તરફ ફેંકી.

ચંચળે ધનકોર તરફ એક અર્થસુચક નજર ફેંકી અને બંનેએ આછું હસી લીધું. *બીજાં બે નણુ વૈરાંના હોઠ પર ઝીણું સ્મિત ફરકી ગયું.*

*

રાત્રે મેડીપરથી ગોદાવરીનાં ડુસકાં સાફ સંભળાતાં હતાં.



## જાગ્રત નારી સમાજ

દિનપ્રતિદિન આપણો સ્ત્રી સમાજ ક્રમે ક્રમે જાગ્રત થતો જાય છે. અને સ્ત્રીઓ જાતે જ હવે પોતાનાં દુઃખદર્દો જનતા સમક્ષ જાહેર આગળ આવે છે,

આપણે ત્યાં અસ્તિત્વ ધરાવતી અસંખ્ય પીડિત–દુઃખીત બહેનો આમ હિંમતપૂર્વક આગળ આવે તો ?

( ૧ )

નીચેનો પત્ર એક બાળા તરફથી પ્રસિદ્ધ માટે "પ્રજાબંધુ" ને મળેલો તે પ્રસિદ્ધ કરવાની શી જરૂર છે તે એ બાળા પોતે જ પોતાના પત્રમાં કહે છે. અહીં તે પત્ર તેની જ ભાષામાં, તેમાંના શબ્દદોષોને સુધાર્યો વિના, જેમનો તેમ આ નીચે "પ્રજાબંધુ"માંથી ઉતાર્યો છે.

રા. રા. તંત્રી સાહેબ ઇંદ્રવદન ઠાકોર જોગ,

જત આપને લખવાનું કે હું એક ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ કુટુંબની ગરીબ બાળા છું અને મારી જીવનની વીતક કથાઓ આપના પેપરમાં છાપવાની મુજ ગરીબ ઉપર કૃપા કરશો એજ.

મારી જ્યારે તેર વર્ષની. ઉંમર હતી ત્યારે મારા પિતાજીએ અમારી જ્ઞાતિમાં ઉચ્ચ ગણાતા–કુટુંબમાં મારૂં મારી અનીચ્છાએ લગ્ન કર્યું અને તે લગ્ન મારા પિતાએ અમદાવાદ છોડી અને મને ગાયકવાડી રાજ્યના ગામડામાં લઇ જઇ મને સુખી જોવાના ઇરાદે મારા પિતાજીએ સમાજના અમારા સારા અને ઉચ્ચ દરજ્જાના ગણાતા તે કુટુંબમાં મને પરણાવી અને તે લગ્ન પછી અમુક વરસ બાદ હું અમારા એ સમાજની દૃષ્ટિએ માનાતા મારા પતિને ત્યાં આવી. અને મારા એ પતિદેવનું પ્રથમ લગ્ન તો તો અમદાવાદમાં અમારી જ્ઞાતિમાં થયું હતું તે પ્રથમની સ્ત્રી હાલમાં મોજુદ હોવા છતાંએ મારૂં લગ્ન મારા પિતાએ મંજુર રાખ્યું. પ્રથમની મારી એ બેનને અમારા પતીદેવે એમને પીયર મોકલી દીધા હતા તેવું મારા પિતાજીએ જાણવા છતાં એમને ત્યાં જાત અને ઉંચ કુળને મોહીને અને પ્રથમની પત્ની બીમાર હોવાથી મારા સ્વાર્થીલા પતિએ તેમની સારી ચાકરી બરદાસ કરેલી હોવાથી અને તે મારા પિતાએ નજરે જોવાથી મને ત્યાં પરણાવી. મારા પિતાજીને એમ કે તે માણુસ આટલી ખાતર બરદાસ કરે છે. તો મારી છોકરીને અહીં કોઇપણ જાતનું દુઃખ નહિ પડે અને મારી છોકરી સુખી થશે. તે ઇચ્છાએ મારા પિતાજીએ કોઇપણ જાતના સ્વાર્થ સિવાય ઉચ્ચ મનાતાને ત્યાં મને પરણાવી. મારા લગ્ન પહેલાં મારા પતીએ તેમની પ્રથમ પત્નીને શાથી અને કયા કારણથી તેને ઘરમાંથી કાઢી મુકી અથવા તો જતી રહી અને શાથી જતી રહી અને કયા કારણસર કાઢી મુકી અથવા તો તે જતી રહી અને શાથી જતી રહી અને શા માટે કાઢી મુકી તે મારા પિતાજીએ કંઇપણ જોયું નહિ અને મને તે સળગતી હોળીમાં હોમી દીધી. તે પછી હું મારા પતિના અનુભવમાં આવવા લાગી તો મને જણાયું કે મારા પતિ કોઈ-

અગર આગળ અભ્યાસ કરવા દેતા નથી. મારા જીવનની વધુ વિગત જો મારા પતિ આ પત્રનો જુદો જવાબ આપશે તો આપ સાહેબને લખી જણાવીશ. અને હવે હું સમાજના વડીલો, વૃદ્ધ માતાઓ તેમ જ યુવાન ભાઈઓ અને મારી બહેનો તેમ જ મુરબ્બીઓને પુછું છું કે હવે મારે શું કરવું? સમાજની ચકડીમા પીસાએલી એક અબળા સમાજને પુછે છે કે મારે શું કરવું ?

[ " પ્રબન્ધ "માંથી. ]

## (૨) શિક્ષિકાઓની પજવણી

ભરુચ જિલ્લામાંથી એક શિક્ષિકા બેન લખે છેઃ પ્રાથમિક કેળવણીનો વહીવટ બોર્ડોને સોંપવામાં આવ્યો ત્યાર પહેલાંની આ વાત છે. ડેપ્યુટી સાહેબ મારી કન્યાશાળામાં પરીક્ષા લેવા આવ્યા. તેઓ સાહેબ ૪૦૦–૫૦૦ રૂપીઆના પગારદાર ભલે મોટા ડેપ્યુટી સાહેબ હોય પણ એમને પરીક્ષા લેતાં તો આવડતી જ નહોતી. એકાદ બે સવાલો પૂછે ના પૂછે અને છોકરી જવાબ ના દે કે ખોટો જવાબ દે કે એકદમ ચોકડી મૂકી દે. હિસાબ પણ એક બેજ લખાવે અને ફડાફડ ચોકડીઓ મૂકવા માંડે. હું છોકરીઓને સમજાવવા વચ્ચે બોલું તો મને ધમકાવી તરછોડી નાખે. વારંવાર ખીજવાઇ જાય અને દાંતીયાં કરે અને મોટા મોટા ઘાંટા પાડે. મેં તો આ પહેલીજ વાર પરીક્ષા અપાવી હતી એટલે આ બધો તાલ જોઇ હું તો ગભરાઇજ ગઇ. એ સાહેબ પરીક્ષા પૂરી કર્યા પછી દફતરો કન્યાશાળાના મકાનમાં ના તપાસે તેમ ઇન્સપેક્શન રીપોર્ટ પણ કન્યાશાળાના મકાનમાં ના ભરે. પણ ઇન્સપેક્શન રીપોર્ટ ભરાવવા અને દફતરો તપાસાવવા મીસ્ટ્રેસોને પોતાના મુકામે રાતના બોલાવે. મને પણ તેમણે હુકમ કર્યો કે- રાતે અમારા મુકામ ઉપર આવી ઇન્સપેક્શન રીપોર્ટ ભરાવી જજો અને દફતરો પણ જોડે લેતાં આવજો એટલે હું તપાસીશ. હું તાજી જ નોકરીમાં રહેલી અને મારી ઉમ્મર પણ ૧૯–૨૦ વર્ષની. અમારી નાતમાં મલાજો પણ બહુ સખત પાળવાનો એટલે દફતરો બતાવવા અને ઇન્સપેક્શન રીપોર્ટ ભરાવવા મને સાહેબના મુકામ ઉપર ચોરે જવાનું ઠીક લાગ્યું નહિ. મારા સ્વામી પણ મારી માફક ત્રીજા વર્ષમાં પાસ થયેલા સીનીયર શિક્ષક હતા અને એજ ગામમાં છોકરીઓની નિશાળમાં આસીસ્ટંટ હતા એટલે તેડાગરની પાસે દફતરો ઉંચકાવી તેઓ સાહેબના મુકામ ઉપર ગયા. એમને જોતાં જ સાહેબનો મિજાજ જતો રહ્યો અને તેઓ એમને ધમકાવવા લાગ્યાઃ " તમે કેમ આવ્યા છો ? તમે કન્યાશાળાના હેડમિસ્ટ્રેસ છો ? જાઓ. હેડમિસ્ટ્રેસને મોકલો. તમેજ એમનું કામ કર્યા જશો તો એ દફતરી કામ શીખશે ક્યારે ? " મારા સ્વામીનો મિજાજ આમ તો બહુ જલદ હતો. પણ કોણ જાણે કેમ તે વખતે તેમણે ખામોશી ધરી. તેમણે ઘેર આવી મને બધી હકીકત જણાવી. ગુસ્સાને લીધે એમનો ચહેરો લાલચોળ થઈ ગયો હતો. મેં એમને શાંત પાડ્યા. આ બાબત વિષે અમે બંનેએ ગંભીર વિચાર કર્યો અને નક્કી કર્યું કે ગમે તે થાય તો પણ ઇન્સપેક્શન રીપોર્ટ ભરાવવા અને દફતરો બતાવવા મારે તો સાહેબના મુકામ પર ના જ જવું અને પરિણામ જે આવે તે સહન કરી લેવું. રાતના ઇન્સપેક્શન રીપોર્ટ ભરાવવા હું ગઇ નહિ એટલે સાહેબનો પટાવાળો બીજે દિવસે અગીઆર વાગ્યે કન્યાશાળામાં આવી અને કહી ગયો કે આજે સાંજે સાહેબનો મુકામ અહીંથી ઉપડી જવાનો છે માટે તમારે બપોરે મુકામ ઉપર આવી દફતરો બતાવી જવાં અને ઇન્સપેક્શન રીપોર્ટ ભરાવી જવો. મેં પણ ગુસ્સામાં જવાબ દીધો કે, " સાહેબને ઇન્સપેક્શન રીપોર્ટ ભરવાની અને દફતર

તપાસવાની ગરજ હોય તો કન્યાશાળાના મકાનમાં આવીને રીપોર્ટ ભરી જાય અને દફતરો તપાસી જાય. હું તો કોઇ કાળે પણ સાહેબના મુકામ પર આવવાની નથી."

મારા સંદેશાની સાહેબ ઉપર શી અસર થઇ તે તો હું જાણતી નથી પણ ઇન્સપેકશન રીપોર્ટ ભર્યા વગર અને દફતરો તપાસ્યા વગર સાહેબ તો બીજે ગામ ઊપડી ગયા. અમે ધણી-ધણીઆણી પણ આનું શું પરિણામ આવશે તેની આતુરતાથી રાહ જોવા લાગ્યાં. આ બનાવ પછી ૭ સાત દિવસે અમને ખબર પડી કે અમારી બીટના આસીસ્ટંટ ડેપ્યુટી સાહેબનો મુકામ નજદીકના ગામમાં આવેલો હતો. મારા સ્વામી તે ગામ એમને મળવા ગયા અને બધી વાત તેમને કહી. એ સાહેબ હસી પડ્યા અને કહેવા લાગ્યા, " કાંઇ હરકત નહિ. આવતી કાલે હું તમારા ગામ ઉપર આવી દફતરો તપાસી જઇશ અને ઇન્સપેકશન રીપોર્ટ પણ ભરી જઇશ. હું ત્રણચાર વાગ્યે આવીશ માટે તે વખતે તમે પણ કન્યાશાળામાં હાજર રહેજો." એ સાહેબ કહ્યા પ્રમાણે આવ્યા અને દફતરો તપાસી ગયા અને ઇન્સપેકશન રીપોર્ટ ભરી ગયા. પરંતુ અમારી આ હિંમત માટે અમારે સહન કરવું પડ્યું. એક મહિના પછી જિલ્લાના ઉંડાણમાં કોળીઓના ગામમાં અમારી બદલી થઇ. અને એ સાહેબ ત્યાર પછી ત્રણ વર્ષ અમારા જિલ્લામાં રહ્યા સુધી અમારી એ ગામમાંથી બીજે બદલી થઈ નહિ. અને એ ત્રણ વર્ષ દરમીઆન એ સાહેબે કદી પણ એ ગામની કે મારી કન્યાશાળાની મુલાકાત લીધી નહિ.

[ પ્રજાબંધુમાંથી ]



# સ્ત્રીજગત

—કલોલના સરકારી ડાકટર શ્રી. અશ્વિન મહેતાએ શ્રી. નાથીબાઇ ઠાકરસી યુનીવર્સીટીમાં રૂા. ૧૦૦ ભેટ આપ્યા છે.

—વડોદરા—જ્યોતિ મંડળનો શ્રી કૃષ્ણ જન્માષ્ટમી મહોત્સવ તા. ૧૩ મી ઑગસ્ટે કોમર્સ કોલેજમાં મીસીસ દારુના પ્રમુખપદે થયો હતો.

—વડોદરા—આર્યકન્યા મહાવિદ્યાલયમાં શ્રી કૃષ્ણાષ્ટમી મહોત્સવ દર વર્ષ માફક ગઇ તા. ૧૨ મી ઑગસ્ટે વડોદરા રાજ્યના લોકપ્રિય નાયબ દિવાન રાજપ્રિય શ્રી. દિનશાજી દારુ સાહેબના પ્રમુખપદે ઉજવાયો હતો.

—વડોદરા સ્ત્રી મંડળમાં ગઇ તા. ૮ મી ઓગસ્ટે વડોદરા રાજ્યના વિદ્યાધિકારી ડૉ. જ્યોતિભાઇ મ્હેતાએ " રાષ્ટ્ર કેળવણી " વિષે ભાષણ આપ્યું હતું.

—વડોદરા બાળસંરક્ષણ સંસ્થાને શ્રી. ઇન્દુબ્હેન ચુનીલાલે શ્રોફ તરફથી ૨૮ ઝભલાં ભેટ મળ્યાં છે.

—ડભોઇ—ભક્ત કવી શ્રી. દયારામભાઈ સ્મારક ફંડ ટ્રસ્ટના વ્યાજની રકમમાંથી ભક્ત કવિ શ્રી. દયારામ મહિલા અને બાળપુસ્તકાલયમાં બીજી શિષ્ટ વાચન પરિક્ષા થઇ ઉતીર્ણ ૭ બ્હેનોને રૂા. ૧૭ નાં અને ૧૪ બાળાઓને રૂા. ૧૨ નાં ઈનામ વહેંચવા વ્યવસ્થાપક સમિતિ તરફથી જોગવાઇ થઇ છે.

—ઢાકા તથા કલકત્તા યુનીવર્સીટીની ડીગ્રી પરિક્ષાઓમાં ઓનર્સમાં સ્ત્રી વિદ્યાર્થીનીઓએ પુરુષ વિદ્યાર્થીઓ ઉપર ચાલુ સાલે સરસાઇ મેળવી છે.

—મેવાડની મહારાણી અને શ્રીકૃષ્ણની આરૂઢ ભક્ત મારવાડ પુત્રી મીરાંબાઇના પીયર મેડના ગામમાં "મીરાં મંદિર" સ્થાપવામાં આવ્યું છે.

—ગ્વાલીયરના શ્રી. સૌ. મહારાણી સાહેબે સ્વ. કસ્તુરબા ગાંધી સ્મારક ફંડમાં રૂા. ૧૦,૦૦૦ ભર્યાં છે.

—અમદાવાદ ગીતા મંદિરમાં ગીતાની હરીફાઇ સ્વામી શ્રી. વિદ્યાનંદજીની હાજરીમાં થતાં સિદ્ધિદા નામની આઠ વર્ષની બાળાએ ગીતાના અઢાર અધ્યાયનો પાઠ મોઢેથી કરી ગીતા કપ જીત્યો હતો.

## હિંદી ચિત્રકાર મહિલાનું સન્માન

કર્વે વિદ્યાપીઠનાં એક વખતનાં વિદ્યાર્થીની સૌ. ઇંદુમતી મરાઠે. બી ઇ. (ન્યુયોર્ક યુની.) નાં આઠ તૈલ ચિત્રોનો ઉદ્‌ઘાટન સમારંભ ગઇ તા. ૨૭ મી એપ્રીલને દિવસે ન્યુયોર્કના કમ્યુનીટી ચર્ચ ખાતે ભારે દબદબાથી ઉજવાયો હતો સ્વ. ડૉ. રવીન્દ્રનાથ ટાગોર, પં. જવાહર નહેરૂ, ડૉ. સુન યાત-સેન, એબ્રાહમ લીંકન, બુકર. ટી. વોશીંગ્ટન, ભગવાન બુદ્ધ, અને મહાત્મા ગાંધીજીના આ તૈલચિત્રો અનુક્રમે અમેરિકન મહાન લેખિકા પર્લબક, ઇંડિયા લીગ ઓફ અમેરિકા સંસ્થાના પ્રમુખ શ્રી. સરદાર જગતસિંગ, ડૉ. લિન યુટાંગ, અ. ભા. મહિલા વિદ્યાપીઠના અમેરિકા ખાતેના પ્રતિનિધિ ડૉ. કોકટનૂર, સિદ્ધ નીગ્રો ગાયક નટ પોલ રોબ્સન, ન્યુયોર્કની વેદાંત સોસાયટીના સ્વામી બોધાનંદ અને કમ્યુનીટી ચર્ચના ડૉ. જોન હોલ્મ્સને અર્પણ કરવામાં આવ્યાં હતાં. પર્લ બક, ડૉ. લીન યુટાંગ અને પોલ રોબ્સન આ પ્રસંગે હાજર રહી શક્યાં નહોતાં તેથી તેમના પ્રતિનિધિઓ તરીકે સૌ. મોડક, ડૉ. ક્રેઓ અને ડૉ. જોન્સને તે ચિત્રોનો સ્વીકાર કર્યો હતો.

આવી હતી. શ્રી. રાજાજીએ રજુ કરેલ ઉકેલ સંબંધે, તેમાં કટલાક ફેરફારોના અપવાદને બાદ-કરતાં, એ બન્ને સંસ્થાઓ અડધે રસ્તે આવી એક થાય એવી આશા દેશભરમાં વ્યાપતી હતી ત્યાં, મિ. જિન્હાની માંદગીએ એ વાટાઘાટોને અટકાવી દીધી. એ ભલે કુદરતી કારણ હોય, પરંતુ આવાં દેશભરમાં અને દુનિયાના આગેવાન દેશોમાં આ આશા-દીપની જ્યોત જણાતાં, પોતાના સામ્રાજ્યને રખેને ધોકો પહોંચશે એમ લાગતા બ્રિ. શાહીવાદે એ ઉકેલ ન આવે તે માટેનાં ચક્રો પણ કહે છે કે, ગતિવાન કર્યાં હતાં.

અશક્ય જણાતી વસ્તુ શક્ય બનવા જણાય ત્યારે એ શાહીવાદી માનસ કેવા કેવા અંતરાયો ઊભા કરે છે એ આપણા રાજદ્વારી નેતાઓથી જરાય અજાણ્યું નથી. પરંતુ અત્યાર સુધી એ વિષયમાં જે સુપ્તપણે કામ લેવાતાં તે હવે ખુલ્લાં થવા લાગ્યાં છે અને બ્રિ. શાહીવાદનું હૂબહૂ સ્વરૂપ હવે તો અમેરિકા સરખા જગત સ્વાતંત્ર્ય માટે જંગમાં ઝુકાવ-નાર રાષ્ટ્રથી પણ અજાણ્યું રહ્યું નથી.

આવા અંતરાયો છતાં, સૌ ભારતવાસી જરૂર ઇચ્છે છે કે, રાજકીય મડાગાંઠનો સત્વર અંત આવે અને દેશની હાલની પરિસ્થિતિમાં પલટો આવી વર્તમાન વિટંબણાઓનો અંત આવે.

*

### કસ્તુરબા સ્મારક ફાળો :

સ્વ. કસ્તુરબા સ્મારક ફાળો સ્ત્રી જાતિની ઉન્નતિ અર્થે ઊભો કરવામાં આવેલ છે. છે. સ્વ. કસ્તુરબા સ્ત્રી જાતિની એક આદર્શ પ્રતીક હતા. તેમની યાદગીરી સ્માગક જળવાઈ રહે અને એ સ્મારક ફાળામાં આવેલી રકમ સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો અંગે વાપરનાર એ ફાળો પુરુષો કરતાં બહેનોએ વધુ પ્રમાણમાં ઉઘરાવવો જોઇએ. પુરુષો તો આવાં કામોમાં સદા આગળ આવે જ છે, પરંતુ સ્ત્રીજાતિના હિતાર્થે ઊભા કરવામાં આવેલા આ ફાળામાં જેટલો પણ બને તેટલો સ્ત્રીઓ તરફનો ફાળો વધુ ભરાય એ ખાસ ઇચ્છવા યોગ્ય હોઇને પોતે યથાશક્તિ પોતાનો યથાશક્તિ પોતાનો ફાળો આપી બને તેટલા વધુ પ્રમાણમાં બહેનોએ જ ઉઘરાવવો જોઇએ. બહેનોએ જ ઉઘરાવવો જોઇએ. આ સિદ્ધાંત લક્ષ્યમાં લઇને કેટલાંક શહેરોમાં તો એ કામ બહેનોએ ઉપાડી લીધું છે. એ રીતે ગામેગામ અને શહેરે શહેર બહેનો આ કામ ઉપાડી લેશે તો યોગ્ય આદર્શને અનુરૂપ એ કાર્ય થયું લેખાશે.

સ્વ, કસ્તુરબા સ્મારક ફાળા માટે બહેનો આગળ આવીને એ માટે પ્રયત્નો કરવા ચાલુ કરે.

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧-૯-૪૪

# સંપાદકનું કથન

"ગુણસુન્દરી"ના દિવાળી અંકનું સંપાદન જ્યારે અમે સ્વીકાર્યું ત્યારે એ કાર્યને આટલા ટુંકા સમયમાં પહોંચી વળી શકાશે કે નહીં એનો અંદેશો હતો—પરંતુ અમારા લેખક મિત્રોએ અમારી લાજ રાખી છે. અમે તેમના ઋણી છીએ.

અંકની વાચનસામગ્રીની મૂલવણી કરવાનું—અમે વાચકો અને વિવેચકો પર જ છોડી દઈએ છીએ.

આથી વિશેષ અમારે કશું ઉમેરવાનું નથી

રામુ ઠક્કર
શંકર પંડ્યા

---

# પ્રકાશકનું આભારદર્શન

દર વર્ષે કોઈ ને કોઈ ખાસ પ્રસંગે "ગુણસુન્દરી"ના વિશિષ્ટ અંકો એના વાચકોના કરકમળમાં રજૂ કરવાની "ગુણસુન્દરી"ના સંચાલકની શુભ નેમને બર આણવાના અમારા પ્રયાસોમાં, અમને ગુર્જર સાહિત્યના ગણ્યમાન લેખકો—સર્જકો અને સાહિત્યરસિકોનો સહકાર સૌની "ગુણસુન્દરી" પ્રત્યેની શુભભાવનાથી મળતો જ રહ્યો છે તે માટે સૌ પ્રથમ "ગુણસુન્દરી" જનતાના એ માનસિક પ્રકાશદાતાઓનો અમે અહીં હાર્દિક આભાર વ્યક્ત કરીએ છીએ.

દર વર્ષે ઉત્તરોત્તર ચઢિયાતી વાનીઓ અને વિશિષ્ટતાઓ રજૂ કરતા દીપોત્સવી અંકો અમે રજૂ કરતા આવ્યા છીએ. આ વર્ષે પણ સાહિત્યજગતને મોખરે રહેલા એવા બે સાહિત્યકારો શ્રી. રામુ ઠક્કર અને શ્રી. શંકર પંડ્યાનો આ અંકના સંપાદનકાર્યમાં અમે સહકાર મેળવી શક્યા છીએ એ અમારું સદ્ભાગ્ય છે.

આ અંકનું સંપાદન સ્વીકારવા અમે એ બન્ને ભાઈઓને વિનંતિ કરતાં તેઓએ તેનો સ્વીકાર કર્યો અને માત્ર અલ્પ સમયના ગાળામાં જ તેમણે આ અંકમાં પીરસાયેલા વિવિધ સાહિત્યસર્જનો વાચકો સમક્ષ રજૂ કર્યાં છે.

વાચકોને એમાં વિવિધતા જણાશે, અને એના લેખકો પણ આપણા સાહિત્યજગતના ઝળકતા તેજધારીઓ છે. એ સૌનો આ અંકને સંપાદકો દ્વારા આવા રૂપમાં રજૂ કરવા માટે અમે એમનો નમ્રપણે ઋણસ્વીકાર કરીએ છીએ.

આ ઉપરાંત, આ અંકની સજાવટમાં અને અન્ય પણ અનેક રીતે સહાયભૂત થયેલા જાણીતા સાક્ષર અને 'વીરની વાતો'ના લેખક અને અમારા મુરબ્બી વડીલ શ્રી. તારાચંદભાઈ અડાલજાનો તો આભાર માનીએ તેટલો ઓછો. અને અમારા વિજ્ઞાપન દાતાઓ તેમ જ તેમનો સહકાર મેળવી આપતા એઓના આડતિયાઓનો પણ આ અંક માટે વિજ્ઞાપનો આપવામાં જેવો તેવો હિસ્સો નથી.

ઉપરાંત, પ્રેસના સઘળા કાર્યકર્તાઓએ પણ ટૂંક સમયમાં આખોય અંક તૈયાર કર્યો તે માટે તેમને પણ અમારા ધન્યવાદ !

અંતે, વીર વિક્રમની વીસ શતાબ્દીઓ વટાવી આજે ઊગતા એકવીસમી શતાબ્દીના એ પુણ્ય પ્રભાતે પરમનિયંતા પરમાત્મા પ્રત્યે અમારી નમ્ર પ્રાર્થના .

सर्वे सुखीनः सन्तु सर्वे सन्तु निरामया ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥
॥ ॐ शान्ति ॥

# નૂતન વર્ષાભિનંદન



નવા વર્ષની
નવી તારિકા.

**મૃદુલા**

બૉમ્બે ટૉકીઝના
આગામી ચિત્રમાં

# જવાર-ભાટા

નિર્માતા :: કથાલેખક :: દિગ્દર્શક

**અમીય ચક્રવર્તી**



'જવાર-ભાટા' એટલે 'ભરતી ઓટ'



# દીપોત્સવી અને નવા વર્ષનાં અભિનંદન

સ્નેહ સદ્‌ભાવના કેરા. સંગીત ગુંજ વિશ્વની,
ફરી ગુંજી ઊઠે શાખા સર્વરી મલયંકરી.

માનવી માનવી હૈયે વિકસો પુણ્યપદ્મિની,
સમતા, બન્ધુતા કેરા પરાગે નિત્ય મ્હેકતી.



પાણીશેરડે

સરિતાનાં વહેતાં જળ સૂકાવા માંડે ત્યારે પણ વેળુમાં વીરડા ગાળતી પનિહારીઓના મધુરાં હાસ્યથી ગાજતો પાણીશેરડો પ્રફુલ્લ બને છે!

[ શ્રી. ટી. પી. અડાલજાકૃત 'વીરાંગનાની વાતો'માંથી ]



પુસ્તક ૪૩મું | ઑકટોબર–નવેમ્બર : ૧૯૪૪ | અંક ૨–૩ જો

# બેસતે વર્ષે

સ્નેહ સદ્ભાવના કેરા સંગીતે કુંજ વિશ્વની,
ફરી ગુંજી ઊઠો, ગાજો શંકરી મંત્રપંક્તિ.

માનવી માનવી હૈયે વિકસો પુષ્પપદ્મિની,
સમતા, બંધુતા કેરા પરાગે નિત્ય મ્હેકતી.

જડ ચેતન તત્ત્વોના સંવાદી શુભયોગથી,
વિશ્વની કુંજ આ એવી બનો પીયૂષવર્ષિણી,
કે ફરી કાલ કેરી આ કાલિન્દીના તટો પરે,
પાંચજન્ય તજી, પાછા બંસી રાસેશ્વર ગ્રહે,
ને ફરી આહીરોને રસો વૈ સઃ રસે ભરે.

શ્રી. મનસુખલાલ ઝવેરી



# ક્યાંયે એંધાણ ના!

મનમાન્યાં માનવીના ક્યાંયે એંધાણ ના!
ખૂંદી ધરતી, ખૂંદી વનરાયું, ડુંગરા,
ખૂંદયા અંદેર ને આવાસ;
ભવની ભૂલામણીમાં ડગમગ પગ માંડતા,
આંબવાનું કેદિ' કિયે ઠામ?
—મનમાન્યાં માનવીના૦

ધખતા ધોમે રહ્યો હું રણમાંહી આથડી
તોલવાને મૃગજળથી પ્યાસ;
સુણું ભણકારા, ભાળું અણસારે દૂરથી,
વચગાળો કપરો અપરંપાર!
—મનમાન્યાં માનવીના૦

દામણ વછોડી છૂટયા વીજ-તોખાર તેજી,
મેહુલિયો વરસ્યો મુશળધાર;
ઉર અજંપેલું ઝંઝા-આસન પર બેસી
ભમતું ભૂલીને ભાનસાન!
—મનમાન્યાં માનવીના૦

આવો તો માંડું પંથે પાંપણ-પથારી,
પાવલિયે રેડું આંસુધાર;
ના'વો ને રાખો અમથા ભવમાં ભટકાવી,
થશું હોંશે હોંશે તો ખુવાર!
—મનમાન્યાં માનવીના૦

શ્રી. પ્રેમશંકર હ ભટ્ટ

# સુંદરી-સંગીત

—સ્ત્રી અને સાહિત્ય સર્જનકાળથી સાથે જ આવ્યાં છે. સાહિત્ય-સર્જનના આદિકાળથી એ સાથે રહ્યાં છે અને આજપર્યંત સાથે જીવે છે. મહર્ષિ વ્યાસની દ્રૌપદી અને મહાકવિ કાલિદાસના શાકુન્તલથી લઈને આજના શ્રી. પન્નાલાલ પટેલ અને આજની રશિયાની રણચંડી સુધીની નારીએ સાહિત્યમાં રૂપ લીધું છે; આકાર લીધો છે, ઘાટ પામી છે, એનાં વિવિધ રૂપાંતરોની રમ્ય કહાણી લેખક એની વેગવતી શૈલીએ અહીં કહી જાય છે.

: લેખક :
શ્રી. જિતુભાઈ મ. મહેતા

સ્ત્રી અને સાહિત્ય એકબીજાને વરસોથી સહાય કરતાં આવ્યાં છે. પુરુષના કરતાં ય સ્ત્રીએ સાહિત્યના શબ્દોની મોટી સંખ્યા મેળવી છે. સ્ત્રી વિના સંસાર આગળ ચાલી શકતો નથી, એમ સાહિત્યનો સંસાર પણ નારીજાતિ વિના એનાં પ્રકરણો આગળ લખી શકયો નથી.

મહાભારતમાં બન્યું છે. પણ મહાભારતમાં પાંચાળી ન હોત તો ? કૌરવોનો નાશ કેમ થાત ? રામાયણમાં સીતા ન હોત તો રામનો ત્યાગ કોણ જમાવત ? કાલિદાસને કમળના પરેસાં શકુંતલા જડી, ઊર્મિની સાથે ઉર્વશી જડી, ને એની કવિતા સ્ત્રીના રૂપની આગળ વહી ગઈ.

પણ ત્યારે આશ્રમો હતા, નિર્મળ ઝરણાં વહેતાં હતાં, સારસ અને સારસી હર મોસમે રક્તજાતની ક્રિયા પ્રમાણે હિંદ ઊડીને આવતાં હતાં; રૂપ અને ગાડના પાડોશમાં જીવન જીવાતું હતું. કુદરતનો પરાગ ભીડતો ને માનવી ઉપર એ પરાગના છાંટા ઊડતા.

જીવનના અલંકાર તરીકે ઓળખાતી સ્ત્રીનો ઘાટ પછી ફરવા લાગ્યો. રૂપ, યૌવન, પ્રેમ, સંગાથ—આ બધી અવસ્થામાં સ્ત્રીને મૂકવામાં આવી હતી. એ હાળ ફરી ગયો.

સ્ત્રી ધરતી પર આવી. એમની પ્રતિમાઓને પાછળ રાખી એ જીવન જીવવા આવી. સ્ત્રીની કાયા પર ગુલાબોએ ભાંગી ભાંગીને ગુલાબી રંગ છાંટયો હતો એ કલ્પના ક્યારેક ભુલાવા માંડી.

તોયે સાહિત્યમાં સ્ત્રી એક શોભા તરીકે જળવાવા લાગી. ઘરની એ શોભા હતી. ઘરની બહાર એને કોઈ સાહિત્યકારે જગ્યા ન આપી. સાહસ માટે સ્ત્રીને આઘી રાખવામાં આવી.

પુરુષે તલવાર ઉછાળી, સ્ત્રીએ પુરુષના કપાળ પર તિલક કર્યું. રણભૂમિ ઉપર પુરુષે લોહી નીતાર્યું, ઘરની અંદર સ્ત્રીએ આંખમાંથી નીર વહાવ્યું.

સાહિત્યનાં પાનાં પર સ્ત્રીને ખૂણો પાળવો પડયો. કારણ કે લેખકનું ધ્યાન સ્ત્રીનાં કોમળ અંગો પર લાગેલું હતું. કોમળ અંગ માટે રેશમ હોય ! એને માટે લોઢું ન હોય !

પછી સ્ત્રી ભણવા લાગી. પુરુષ સાથે ચર્ચા કરવા લાગી, પ્રેમ કરવા લાગી, પ્રેમ-પત્રો લખવા લાગી. એના નિઃશ્વાસો સંભળાવા લાગ્યા. અબોધ સ્વભાવ પલટાઈ ગયો.

સરસ્વતીચંદ્રમાં એ કુમુદ બની બેઠી થઈ. કુમુદ બની એ રમણીય ગૂંચવણ જગાડી રહી.

ગોવર્ધનરામભાઈ જ્યારે કલમ ચલાવતા હતા ત્યારે મહારાણી વિક્ટોરીઆનું રાજ હતું. સુખ હતું, સરકારી નોકરી હતી, રાજ્યની નોકરી હતી, પેન્શન હતું, પાઘડી હતી ને ખેસ હતો. સલામતી હતી અને હિંચોળાખાટ હતાં.

આસાનીથી સ્ત્રીનો ઘાટ ઘડાતો રહ્યો. સ્ત્રી રૂપ લઈને આવી, હૃદય લઈને આવી, સ્ત્રીએ આસપાસનાં પ્રકરણો બણી જોયું ને એ જીતી ગઈ.

હિંદુસ્તાનમાં અને હિંદુસ્તાનને લઈને ગુજરાતમાં પરદેશી સાહિત્યનાં પુસ્તકો આવવા લાગ્યાં.

એ પુસ્તકોની અંદર સ્ત્રી પણ આવી. નવો ઘાટ એ લઈ આવી. હૃદય ઉપરાંત બુદ્ધિ પણ એ ચમકાવવા લાગી. જમાનો ફરતો ગયો અને કનૈયાલાલ મુન્શીના હાથમાં સ્ત્રી આવી. એનો ઘાટ આવ્યો.

એ કલમમાંથી રસ ઝરતો હતો. એ કલમને જીવનનો ઉલ્લાસ ખપતો હતો. એટલે મંજરી, મૃણાલ, શશી, ચૌલાદેવી—સહુ આવ્યાં. તેઓ ઉજળા સંવાદો લઈ આવ્યાં. એ ઓઓએ ઉઘાડી રાતે રસસરિતામાં નાહવાની પ્રવૃત્તિ હાથ કરી.

મુન્શીથી પહેલાં ભોગીન્દ્રરાવ દિવેટીઆએ સ્ત્રીને પ્રકરણની અંદર ગૂંથી, પણ એ જે જીવન આસપાસ ફરતી હતી એ જીવનમાં નવી સદીની સમજ નહિ, પણ નવી સદીનું રાચરચીલું હતું. કોઈ સ્ત્રીએ જરૂર એનો નવો ઘાટ દાખવ્યો, પણ આખરમાં એ સ્ત્રીના ઢાળામાં ગોઠવાઈ ગઈ.

અને ત્યાં તો વડોદરાની ડાળેથી 'કોકિલા' ટહૂકી. રમણલાલ દેસાઈ પાનાં પર નવી સ્ત્રીને લાવ્યા. ચળવળમાં ભાગ લેતી, પુરુષો સાથે ભાષણ કરતી, ક્યારેક કવિતા બોલતી, ભારત વિષે ઉભળકો સેવતી, ચાંદનીમાં બેસી જીવનની ફિલસૂફી ચર્ચતી, પુરુષનું ક્ષેત્ર ક્યારેક હાથ કરતી નારીને એમણે નવાજી.

જીવનની બોલી બોલતી, જૂના ઢંગનો બોલ્યા વિના પક્ષપાત કરતી, બળકટે જાગતી અને મોડી રાત સુધી ઘરનું કામ કરતી, એકલે ખૂણે આંસુનાં મોતી વેરતી, કંકાવટીમાં ક્યારેક આંસુ ઘોળતી, પુરુષને હૂંફ આપતી, ઘરનાં ભીંતડાં રંગતી, સપરમે દિવસે ઘર ઉપર ઓળિયો કરતી, બારે મહિનાનાં વ્રત કરતી, તુળશીના ક્યારા માટે લાગણી રાખતી, ઓરડાની અભરાઈએ ચકચકતાં ઠામો ગોઠવતી, તળાવે લૂગડાં ધોતી, ગામડાના ગાડામાં બેસી કાં તો પિયર અથવા સાસરે જતી, ક્યારેક પરદેશ સુધી ઉપડી જતી, સાચી કલાહૃદયની નારી, ધરતીનાં ધાવણ પીનારી, છોકરું રડે તો તરત જ એને છાનું રાખવાની તરકીબ જાણતી સ્ત્રી ઝવેરચંદ મેઘાણીએ એમનાં પાનાં પર ફરતી કરી.

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહે પણ સ્ત્રીનો ઘાટ ઘડયો. સંયમ સાચવી એમણે એ ઘાટ જાળવ્યો.

વચ્ચે વચ્ચે કોઈ લેખકે સ્ત્રીને માત્ર વિલાસની તસ્વીર તરીકે ઓળખી. કોઈએ એની પ્રકરણોમાં છેડછાડ કરી.

ઘડાતાં ઘડાતાં એ ઘાટ ઠેઠ પન્નાલાલ પટેલ સુધી આવી ગયો.

પન્નાલાલે સ્ત્રીના ઘાટમાંથી બનાવટને જુદી મૂકી દીધી. ધરતીનો આ કુંવર, જીવીના ઓરડે ગયો. હોકો પીધો, ચલમની ફૂંક મારી, ને જીવીને એ જમીનના કુંવરે બહાર કાઢી.

ધરતીની કુંવરી બહાર પડી. એની પાની કેવી ઉપડતી હતી ? એની જોબનાઈ કેવી હતી ? મેળાના પાવા સાંભળી એના મનમાં કેવા સૂર ઉઠયા ?

શુદ્ધ સ્વવાર અને શુદ્ધ સંધ્યાથી ઘડાએલું એ સ્ત્રીનું હૃદય માનવીનાં હૃદય જેવું હતું. કંકુડી આવી ને ગામડાંની બીજી સ્ત્રીઓ આવી. ગામડું જ કાનમાં બોલતું રહ્યું, ગામડું જ આંખમાં સમાતું રહ્યું અને જીવનનાં સુખદુઃખ સમજાતાં ગયાં.

અને સ્ત્રીનો ઘાટ ઘડાતો જ રહ્યો. ઘડાતો જ રહેશે.

જગત વધુ ને વધુ પાસે આવી રહ્યું છે. ગુજરાતનું સાહિત્ય માત્ર ગુજરાતી સ્ત્રીઓના ઘાટ ઓળખાવી જ હવે સંતોષ માને એમ નથી.

જૂના જમાનામાં પરદેશથી સાહિત્ય હિંદના કિનારે ઊતર્યું અને એની અસર પડી. આજે દેશ દેશના ખૂણામાંથી નવી વાતો આવી રહી છે.

જીવનની એકલી શોભા તરીકે જ સ્ત્રી હવે હિંદના કિનારે ઊતરતી નથી. શોભા અને અલંકાર ભરેલો થાળ લઇ જતી સ્ત્રીને રશિયાની ગેરિલા કન્યાએ જરા રોકી છે અને એ થાળની અંદર એ ગેરિલા કન્યાએ એનાં ઉતારી દીધેલાં ઘરેણાં મૂકી આપ્યાં છે.

મરેલા એ રશિયન કવિ પુશ્કીન અને પુશ્કીનની શૈલીમાં ઓલ્ગા નામની રશિયન કન્યા ઢળી પડી છે. સ્ટેલિનગ્રાડનો બચાવ કરતાં એ ઉથલી પડી છે. એની વાત કહેતા શોભાકુમારીને ગેરિલા કન્યાએ જરા રોકી છે.

એક દિવસ એ ગેરિલા કન્યા લાલ મોજડી પહેરતી હતી; ને સંગીતના તાલે એ નાચતી હતી. પણ એના કાનમાં રાતે તાલ પડ્યો. એ તાલ ભયાનક હતો છતાં એ તાલ એને પાસે બોલાવતો હતો. બંદુકનો એ તાલ હતો, વિમાનોનો એ તાલ હતો, ફાટી પડતી પૃથ્વીનું એ ભયંકર સંગીત હતું. બધું ફગાવીને એ સ્ત્રી ચાલી નીકળી.

સુંદરીનો નવો ઘાટ સાહિત્યની આંગળી પર ચડી રહ્યો છે. ઘરની શોભા તરીકે પંકાએલી સ્ત્રી સૃષ્ટિની શોભા તરીકે ઘડાવા તૈયાર થઇ રહી છે.

સ્ત્રીને માનવી તરીકે જીવવું છે ને મરવું છે. માતા તરીકે જીવવું છે, કન્યા બની જીવવું છે. પુરુષના સંગાથી બની જીવવું છે.

ઘરની અંદર જીવવું છે અને ઘરની બહાર પણ જીવવું છે. કચેરીમાં અને કારખાનામાં જીવવું છે અને રસોડામાં પણ જીવવું છે; શયનખંડમાં જીવવું છે અને ખુલ્લા મેદાનમાં પણ જીવવું છે.

સ્ત્રીને તમારા સાહિત્યમાં જીવવાની સગવડ કરી આપજો, સાહિત્યકારો!

# અચળ શ્રદ્ધાની યાચના

પ્રભો ! આજે, આવી, નુતન-વર્ષે દિપોત્સવી આ
વધાવી હર્ષેથી, હૃદય-પુષ્પે મધુરાં
વિસારી દુઃખોને, સુખ સમજવું દિન ચાર,
હસી લેવું પર્વે, ઘડીક ઉત્સવ-ઘેલછામાં.

જતાં દિવાળી કે', સુખ ક્ષણતણું પણ જતું રહે.
ફરીને દુઃખોમાં આ, હૃદય છવરાઈ જાતું
પૂર્યાં દિપક તેલે-અખુટ બળશે દિપમાળ,
છતાં અંતે છાયો, દિવેલ ખુટતાં અંધકાર.

ફસાઈ માયામાં, જીવન પણ ક્ષણમાં વહી જશે,
છતાં યે નહિ જાગે, મન કદી મનસ્વીપણાથી
પ્રભો ! આ શુભ દિને, ફરી ફરી પ્રણામી હું યાચું,
રહે શ્રદ્ધા તું-માં, તુજ ચરણમાં પ્રીતિ માગું.

સૌ. મનોરમા મોહનલાલ સંપટ



# ગજબની ખોટ સાલે છે

[ ગઝલ ]

કવિ કે'છે, 'પરિચય ના અતિશય છે ઘણો સારો,
અવજ્ઞા થાય છે ઝાઝા પરિચયથી-તમે વારો !'
કવિના બોલ આ સાચા મને તારા વિષે લાગ્યા,
વિજોગ તેમ ઓ વ્હાલી ! વિરહના ઘાવ છે વાગ્યા.
હતી ઝાઝા પરિચયમાં ન પરવા આટલી ત્યારે,
હવે છાનું ઉઘાડું છે રુદન તું દૂર છે જ્યારે.
રિસાઈને જતાં તારું વધ્યું છે મૂલ ઓ વ્હાલી !
કહું શું પ્રેમની વાતો ? થયું છે ઉર આ ખાલી.
ગઇ તું દૂર ઓ ચાંદી ! અમારું નાવ હાલે છે,
રૂપૈયાથીય તું ચાલી, ગજબની ખોટ સાલે છે.*

શ્રી રવિશંકર નરોત્તમદાસ પાઠક

* પાદપૂર્તિ.

# ઝમઝમતી વાદળી

નવ મેઘભરી મધુ વાદળી, ઝૂમ ઝમઝમ ઝમતી'તી;
એને ઝીલવા કૈં કૈં આંખ મન્ના ફુદડી રમતી'તી!
એ ઝમઝમ ઝમતી'તી:
—એને૦



પુકારે, ઠમકે ચડતો મોર,
નકારે વાદળી થઇ નઠોર!
અજબ એ ઠગણીને, ભર તોર મિઠ્ઠી મસ્તી ગમતી'તી;
એ ઝમઝમ ઝમતી'તી:
—એને૦

ઊઠે હો ચાતકે વાદળતીર,
વાદળી અમૃત પાય લગીર;
છાઇને ગોરમ્ભો ગંભીર, અધીરાં હૈયડાં દમતી'તી;
એ ઝમઝમ ઝમતી'તી:
—એને૦

વાયુ ત્યાં મલયાગિરિના વાય,
વાદળી મરકલડે મલકાય;
સમીરણને હૈયે સન્તાયઃ નખરે ઢેલડ નમતી'તી;
એ ઝમઝમ ઝમતી'તી:
—એને૦

શ્રી. કેશવ હ. શેઠ

# દેશવાડીની માલણોનો રાસ

ળિઓ ઝૂમે છે તારા બાગમાં 'લિ, બેનડી!
—કળિયો ઝૂમે છે તારા.
પાવે કાળ ઊના વાયરા 'લિ, બેનડી!
—કળિયો ઝૂમે જે તારા.

આંસુનાં ઓસ બુંદ આજે ઊડી ગયાં
ઠૂકયાં સરત્રાણુ ભૂમિ માતનાં.
તું છે માલણું રખવાળ
—અલિ, બેનડી!

માળી બન્યો છ આજ ગોઠિયો કલાલનો
વેંડીને માંડવો ગુલાબનો—
ઉઠ રે, બેઠી કાં જીવ બાળ?
—અલિ, બેનડી!

જગનાં જાલીમ જૂથ ઘેરે ઘર—આંગણાં
આવે હજાર-જાત વાયરા—
જાણી લે કોણ જાળનાર
—અલિ, બેનડી!

કળિઓને કાજ, કુંળી બાળકોને કારણે
વાડું સંભાળ આજ, ઓથનાં ઉભારણે
માડી, તું હિંદ રખવાળ!
—અલિ, બેનડી!
કળિઓ કાંપે છે તારા
બાગમાં!

શ્રી. સ્વારથ

# સિંહની બોડમાં

—મુગલ જમાનાની શૌર્ય અને સ્વામિભક્તિની અજોડ ગાથા અહીં રજૂ કરે છે.

શ્રી. રમણીકલાલ જ. દલાલ

"રાઠોડો કદી નમાવી શકે નહિ" મારવાડના બાલયુવરાજ અંગરક્ષક અને પ્રધાન દુર્ગાદાસ બોલ્યા. પીપારના યુવાન ઠાકોર જયસિંહ એમની પડખે જ હતા. દિલ્હીમાં આવેલા મહારાજાના નિવાસની અગાશી પર તેઓ ટહેલતા હતા.

જયસિંહ હમણાં જ દિલ્હી પાછા ફર્યા હતા એટલે એમને બધી હકીકતથી માહિતગાર કરવામાં આવ્યા. રજપૂત સ્વમાન ને મુગલ મહત્ત્વાકાંક્ષા વચ્ચે ઝઘડો હતો. કોઈ એકબીજાને જરાય નમતું આપવા તૈયાર નહોતા.

"રજપૂત યુવરાજ મુગલ જનાનામાં ઉછરે ! " દુર્ગાદાસ રોષભર્યા અવાજે બોલ્યા: "બાદશાહની તો અક્કલ જ બહેર મારી ગઈ જણાય છે: રાઠોડો એ વાત કદી વધાવી લે નહિ, એ નક્કી વાત છે."

"ઉઘાડો ઝઘડો ન થાય એવો કાંઈ ઉપાય છે ?" યુવાન ઠાકોરે પ્રશ્ન કર્યો.

"મને તો એકે રસ્તો જણાતો નથી. યુવરાજને મહેલમાં લઈ જવાની મોટી વાત ઔરંગઝેબે પોતે જ પડતી મૂકવી જોઈએ. મહારાજ જસવંતસિંહજીના અવસાન પછી ઔરંગઝેબે મારવાડ ખાલસા કરવાનો વિચાર કર્યો હતો. તે વખતે મારવાડનો ગાદીવારસ નહોતો, પણ પછી રાજકુમાર અજિતનો જન્મ થયો. એણે ભારે આડખીલી ઊભી કરી. બાદશાહ તો હજી પણ અજિતને મારવાડની ગાદીનો કાયદેસર વારસ ગણવાની ના પાડે છે. અધુરામાં પૂરું યુવરાજને ઉછેરવા માટે પોતાને સુપ્રત કરવા માગણી કરે છે. આપણું સ્વમાન કે સામાન્ય અક્કલ પણ આપણને એ દરખાસ્ત સ્વીકારવા મનાઈ કરે છે. બાદશાહી મહત્ત્વાકાંક્ષા પોતાનો અંતિમ હેતુ પાર પાડવા શું નું શું કરી બેસે. ના, એ કદી બની શકશે નહિ." દુર્ગાદાસે માથું ધુણાવ્યું. "અત્યારની પરિસ્થિતિમાં ઝઘડો થયા વગર રહેશે જ નહિ. બાદશાહ પોતાની ધૂન નહિ છોડે તો આપણે સામનો કરવો પડશે. આપણા મહેલને તો ક્યારનોય પહેરો ઘાલવામાં આવ્યો છે. જો."

ચાર પ્રવેશદ્વાર આગળ ગોઠવેલી લશ્કરી ટુકડીઓ તરફ તેણે આંગળી કરી. "બાલ યુવરાજને આ મહાલયમાં ખસેડવા આપણે પ્રયત્ન કરીએ તે ધૂળ મેળવવા બાદશાહે ક્યારનીયે તકેદારી રાખી છે. બાદશાહના હુકમથી જ આ સૈનિકો ઉપસ્થિત થયા છે."

"મારવાડના બાલમહારાજાને પરાણે ખૂંચવી લેવા ઔરંગઝેબ પ્રયત્ન કરશે તો મુગલ સામ્રાજ્ય માટે શ્યામ દિવસો ઊગશે એ નક્કી સમજવું. તમે બાલમહારાજાને મળ્યા ?"

"હા. હું તેમને વંદન કરી આવ્યો. તેમની તબિયત તો સારી જણાય છે. દાસીના હાથમાં તેઓ કિલકિલાટ કરી રહ્યા હતા."

"ક્યાં આગળ ?"

"રાણીજીના આવાસની બાજુના મુલાકાતખંડમાં."

સાંભળનારના વદન પરથી એક દયામણી છાયા પસાર થઈ ગઈ. એ યુવાન ઠાકોરની નજીક આવ્યા ને બબડ્યા, "જયસિંહ,

એક છૂપી વાત કહું ? મને તારામાં સંપૂર્ણ વિશ્વાસ છે. તું એ પ્રમાણે—"

વાક્ય પૂરું કરે તે પહેલાં ખડખડાટ હાસ્ય તેમના કાને પડ્યું. દુર્ગાદાસે થંભી જઈ ચોમેર નજર કરી. અગાશીમાં તેમના સિવાય કોઈ નહોતું. અગાશીના છેક છેડા સુધી જઈ તેમણે કઠેરા પરથી નીચે નજર કરી. પાસેનું મકાન એક માળ નીચું હતું. જસવંતમહાલની પડખેની અગાશીમાં ઉચ્ચ વર્ગની રજપૂત રમણીઓ જેવો પોષાક પહેરેલી બે સ્ત્રીઓ તેમની નજરે પડી. એકને ભાગ્યે જ અઢાર વર્ષ થયાં હશે ત્યારે બીજી પ્રૌઢા હતી. તેના એક હાથમાં ધનુષ્ય હતું. અને બીજા હાથે એ શરસંધાન કરી રહી હતી. અગાશીના કઠેરા પર કેટલાંક બીજાં બાણ પણ પડેલાં હતાં.

"ચાલો કુમારી" એની પ્રૌઢા સહચારી બોલી "પેલી દિવાલ પરના કાળા ડાઘ પર તીર તાકો જોઈએ."

"તમે એમ માનો છો કે હું એ લક્ષ્ય નહિ સાધી શકું ?" શર ચઢાવતાં તે કુમારિકા બોલી. એનો સ્વર રૂપેરી ઘંટડી જેવો હતો. એનાથી અધો મીઠો સ્વર પણ પોતે જીવનમાં કદી સાંભળ્યો નહોતો એવું યુવાન જયસિંહને લાગ્યું. કુમારિકાએ બાણ છોડ્યું. એની સાચીદારે સૂચવેલા શ્યામ કલંકમાં તે આબાદ વાગ્યું. પ્રૌઢાએ તાળી પાડી એની સફળતા વધાવી.

"કેવું સરસ !" તે બોલી "તમારી ધનુર્વિદ્યામાં તમે ઠીક ઠીક પ્રગતિ કરી જણાય છે. પેલી બે ડાળીઓ છેઃ એ બે વચ્ચેથી એકને પણ સ્પર્શ કર્યા વિના આરપાર બાણ મોકલી શકશો ?" બહારની દિવાલથી થોડે દૂર આવેલા વૃક્ષોના ઝૂંડ તરફ એણે આંગળી કરી.

"જરૂર, પણ એમ મારે બાણ બગાડવાં નથી. ગયે વખતે તેં આવાહન કર્યું ને મેં ૭ બાણ બગાડયાં. હવે મારી પાસે થોડાં જ રહ્યાં છે."

"તેમાં શું થઈ ગયું ? બાણની ક્યાં ખોટ છે ?" પેલી પ્રૌઢાએ તેના હાથમાં બાણ મૂક્યું, "પેલી બે ડાળીઓની આરપાર બાણ કાઢો. તમે આપ્યું હતું એ સુવર્ણ-કંકણ હું હોડમાં મૂકું છું."

"પણ એમ તો તને અન્યાય થશે, પદ્મા ?" પેલી કુમારિકા બોલી, પરંતુ તેણે બાણ લીધું ને એક જ ક્ષણમાં દર્શાવેલું નિશાન સાધ્યું. બન્ને ડાળીઓમાંથી પસાર થતાં એકાદને સહજ સ્પર્શી ગયું.

કુમારિકા હસી પડીઃ "હું હારી ગઈ. પદ્મા ? સુવર્ણકંકણ તું જ રાખજે."

ઉપરથી બે પુરુષો તેમની હિલચાલ નિહાળી રહ્યા હતા. એ હકીકતથી આ બંને યુવતીઓ અજ્ઞાત હતી. "રત્ના ધનુર્વિદ્યા ખેલે છે" દુર્ગાદાસ પાછા ફરતાં બોલ્યા, "એને ધનુર્વિદ્યાનો પણો જ શોખ છે."

"રત્ના કોણ ?" આકર્ષક દૃશ્ય એક ક્ષણભર પણ નજર બહાર ન જાય એવી કાળજી રાખી યુવાન ઠાકોરે પૂછ્યું. એ જ પળે તે કુમારિકાએ ઉપર જોયું. એના તરફ મીટ માંડી રહેલા યુવાન ઠાકોર સાથે એની નજર મળી. બીજી પળે એણે દૃષ્ટિ ઢાળી દીધી. એક સુંદર વદનની એને ઉડતી ઝાંખી થઈ. હજી બાલિશતાની છાયાઓમાંથી એ સાવ છૂટું થયું નહોતું. જયસિંહનું હૈયું નાચી ઉઠ્યું.

"એ મારવાડની જ રાજકુમારી છે. મહૂમ મહારાજાની નજીકની સગી થાય." દુર્ગાદાસ બોલ્યા, "પણ પેલી બીજી બાઈને મેં કદી જોઈ નથી. કદાચ કોઈ નવી દાસી મુકવામાં આવી હશે." એણે શંકાશીલ દૃષ્ટિએ ઉમેર્યું.

" જુઓ જયસિંહ " દુર્ગાદાસે અધૂરી મૂકેલી વાત ઉપાડી, " મારા સિવાય થોડાં જન માણસો જ આ વાત જાણે છે. તમે જે બાલમહારાજને વંદન કરી આવ્યા એ સાચા મહારાજ નથી, પણ એક ગોપાલનો બાલક છે. "

" શું ? "

" એટલું બધું મોટેથી નહિ. દિવાલને પણ કાન હોય છે. અત્યારની પરિસ્થિતિમાં એટલી તકેદારી રાખવી જરૂરી છે "—

" એટલે યુવરાજના જન્મની વાત જ બનાવટી છે ? "—

" ના. યુવરાજનો જન્મ થયો જ છે. માત્ર યુવરાજ ને રાણીઓને અમે છુપાવી દીધાં છે ને સલામત રીતે તેઓ મઝામાં છે. ગોપાળની પત્ની ને પુત્રને અમે રાણીઓના આવાસમાં રાખીએ છીએ. પેલી પછીતની દિવાલે આવેલી ઓરડી જોઈ ? રાજકુમારને ઉછરવા માટે વિચિત્ર જગા, નહિ ? '

" જયસિંહ અદ્ધર શ્વાસે આ અજબ વાતો સાંભળી રહ્યો.

" હવે રોષ પણ પછી ઠરશે હશે. " દુર્ગાદાસ બોલ્યા " મારવાડના મહારાજના મહાલયમાં પ્રવેશ કરવાના સમ્રાટના સૈનિકોના તમામ પ્રયત્નોનો સામનો કરવામાં આવશે. સો માણસો તો આ ગઢમાં જ છે. સો માણસો દિલ્હીમાં વેરવિખેર પડ્યા હશે. એમની ફરજો આપણે મોગલ સામ્રાજ્યની સાથે બાથ ભીડવાની છે. આપણને હરાવી બનાવટી રાજકુમારને મુગલ જનાનામાં લઈ જવામાં આવે ત્યાં સુધી સાચો યુવરાજ સલામત રીતે પહોંચી જશે. આ સૈનિકો ન મોકલ્યા હોત તો એ ફરમાન પોતાના સામ્રાજ્યમાં પહોંચી ગયા હોત. આવતી કાલે છેલ્લી વિનવણી કરવા હું મુગલ દરબારમાં જવાનો છું. બાદશાહ મારી વિનંતિ કાને નહિ ધરે તો મુગલ સામ્રાજ્ય ને, રજપુતો સાથે કાયમનું વેર બંધાશે. આપણું નાનકડું જૂથ નાબુદ થશે, પરંતુ, ઔરંગઝેબને તો પોતાની ભૂલ માટે પસ્તાવું જ પડશે. "

" દરબારમાં જવું સલામત છે ? " યુવાને શંકા કરી, " તમને કેદ કરશે તો ? આ નાનકડા જૂથનો સમર્થ સેનાપતિ અમે ખોઈ બેસીશું. "

" હું બહુ જ સંભાળ રાખીશ. જાણી જોઈને હું મારે ગળે ફાંસો નહિ જ નાખવા દઉં. હું ન હોઉં ત્યાં સુધી તારે ને રઘુનાથે સંભાળવાનું. "

પછી દુર્ગાદાસ નીચે ઊતર્યો. જયસિંહ અગાશીમાં જ રહ્યો પેલી યુવાન રાજકુમારીના પુનઃદર્શન માટે એણે ઝરૂખા પરથી ફરી નજર નાખી. સંધ્યા નમી રહી હતી. બારી પર દીપક મૂકવા એક સ્ત્રીનો હાથ લંબાયો. પરંતુ પવનના ઝપાટે દીપક હોલવાઈ ગયો.

[ ૨ ]

બીજે દિવસે સવારે દુર્ગાદાસ દરબારમાં જાય તે પહેલાં જયસિંહ તેને મળવા ગયો. પરંતુ ગઈ સાંજના તે પાછા ફર્યા-નહોતા એવી એક મેરકે ખબર આપી.

જયસિંહ મૂંઝવાયો. એવામાં નજીકમાં કોઈનો પદસંચાર સંભળાયો. પાછું વાળીને જોયું તો પેલી યુવાન રાજકન્યા ત્યાં ઊભી હતી. એ પણ દુર્ગાદાસને તાકીદે મળવા આવી હતી. દુર્ગાદાસ અણધાર્યા અદૃશ્ય થઈ ગયા હતા એવી ખબર મળતાં જ તે બોલી ઊઠી: " આજ્ઞ જેવું છે. વ્યક્તિઓ અણધારી અદૃશ્ય થઈ જાય છે. મારી નવી દાસી પદ્મા પણ ક્યાંય દેખાતી નથી. ગઈ રાતે એના ખંડમાં પ્રવેશતી મેં જોઈ હતી. સવારે એનો ખંડ ખાલી હતો. આખા મહાલયમાં એનો પત્તો નથી. હવે દુર્ગાદાસ ગુમ થયા."

"ઘણું જ અજબ જેવું" જયસિંહ બીજું કાંઈ જ કહી શક્યો નહિ.

એવામાં રઘુનાથ ત્યાં આવી ચડ્યો. "કદાચ કોઈ ઉઠે તે પહેલાં જ એ ચાલ્યા ગયા હશે" એણે વાત ઉડાવી, "હું હમણાં જ કોઈને તપાસ કરવા મોકલું છું.

પરંતુ ગઢની દિવાલની બહાર ઉભેલા લશ્કરીઓ કોઈને બહાર નીકળવા દેતા નહિ તેમ કોઈને અંદર આવવા પણ દેતા નહિ. દરબારમાંથી એમને નવા હુકમો મળ્યા જણાતા હતા. મહાલયના દરેક જણને લાગ્યું કે પોતે કેદી છે.

"બસ, ખેલ ખાસ થયો" રઘુનાથ બોલ્યો, "રજપૂતો સ્વમાન માટે કેવી રીતે લડી શકે છે એ બતાવવાનો સમય આવી પહોંચ્યો છે: કદાચ દુર્ગાદાસને આપણે જોવા પણ પામીશું નહિ. આપણે એકદમ તૈયાર થઈ જવું જોઈએ. ગમે તે પળે આક્રમણ થશે.'

રાજકુમારી રત્ના ક્યારનીયે પોતાના આવાસમાં રવાના થઈ ગઈ હતી. રઘુનાથ ને જયસિંહે ઝડપથી યોજના ઘડી; એક હજાર સૈનિકોને ચાર ટુકડીમાં વહેંચી નાખ્યા. દરેક દરવાજા ઉપર એક એક ટુકડી રવાના કરી.

"પેલી ઓરડીના બચાવ માટે કશી વ્યવસ્થા નથી કરવી ?" જયસિંહે પૂછ્યું.

ના આપણે ચાર મુખ્ય દ્વાર પરજ લક્ષ રાખીશું. ત્યાંથી પીછેહઠ કરવી પડશે તો મુખ્ય મકાન સુધીની તસુએ તસુ જમીન માટે લડીશું. રાણીઓને પુરુષ પોષાક પહેરી લેવા કહીશું. આપણે લડતા હોઇએ તે દરમીઆન રાજકુમારને લઈ એમણે છટકી જવાનું, એ જરાય મુંઝાશે નહિ. એમનાં હૈયાં પણ રજપૂતનાં છે. એ બહાર પડે કે આપણું અર્ધું કાર્ય પૂરું થયું.

શાંતિ ને ઝડપથી સઘળી તૈયારીઓ થઇ ગઇ. રઘુનાથે મધ્યનું મુખ્ય દ્વાર સાચવવાનું હતું. જયસિંહને ડાબા હાથનાં દ્વાર પર મૂકવામાં આવ્યો. દિલ્હીના કિલ્લાથી આ એ દરવાજા નજીક હતા. એના પર જ પ્રથમ આક્રમણ થવાની ધારણા હતી.

બહારના લશ્કરીઓએ દુર્ગમાં થતી તૈયારીઓ જોઇ. રજપૂતો કેસરિયાં કરશે એવી તેમની ધારણા હતી એટલે તેઓ આક્રમણ માટે તૈયાર થઇ ઊભા.

બપોર થવા આવ્યા. બે મુઘલ અમલદારો ઘોડેસ્વાર થઇ મુખ્ય દ્વાર પાસે આવેલા જણાયા. પાછળ મજબૂત ઘોડેસ્વાર ટુકડી હતી. રઘુનાથે એ બન્ને અમલદારોને ઓળખી કાઢ્યા. એક દિલ્હીનો સુબો ને બીજો અંગરક્ષકોની ટુકડીનો સેનાપતિ હતો.

થોડી જ વારમાં ઘોડેસ્વાર ટુકડી બંધ દ્વાર તરફ આગળ વધી. ત્યાં ઘેરો સહન કરે એવું મજબૂત દ્વાર નહોતું. દ્વાર આગળ ઊભા રહી પેલા અમલદારે અંદરનાં સૈનિકોના નાનકડા વૃંદને પડકાર કર્યો.

"દરવાજો ઉઘાડો. સમ્રાટનો હુકમ છે."

રઘુનાથ થોડાંક ડગલાં આગળ આવ્યો. "સમ્રાટના હુકમની હકીકત જણાવો, પછી વિચાર કરીશું."

અમલદારે એ નાનકડી ટુકડી ને એના આગેવાન પ્રતિ તુચ્છકારભરી દૃષ્ટિ ફેંકી.

"અહીં તમે નાયક લાગો છો. મહૂંમ મહારાજા જસવંતના અવસાન પછી અવતરેલા કહેવાતા રાજકુમાર અજિત નામના બાલકને પોતાની નજર તળે રાખવાની સમ્રાટની ઇચ્છા છે. માટે દરવાજા ઉઘાડો ને સમ્રાટના અમલદારો માટે માર્ગ મોકળો કરો."

"ત્યારે અમારો જવાબ સાંભળો" રઘુનાથ બોલ્યો, "અમે મારવાડના મહારાજા જસવંતસિંહજીના વફાદાર અંગરક્ષકો છીએ.

સુપથ જનાનામાં રહે તેના કરતાં કુમાર અજિત જ્યાં છે ત્યાં જ વધારે સલામત છે. શાહ-જુવરાજને કોઈને પણ સુપ્રત કરવાની અમારી ઈચ્છા નથી. ઔરંગઝેબ જાતે આવે તો પણ તેમની ઈચ્છા બર આવે તેમ નથી. "

" આ રાજદ્રોહ છે " પેલો અમલદાર ગર્જ્યો, " મૂર્ખ, તું શું કરે છે એનું કાંઈ ભાન છે ? આ ચાર માણસોની કુમકથી તું સમ્રાટની સત્તાની સામે થઈ શકીશ ? માટે સીધેસીધો માની જા. દ્વાર ઉઘાડી નાખ નહિ તો અમારે બળ વાપરવું પડશે. "

" બળ વાપરી જુઓ ત્યારે. "

એ ટુકડી દ્વારથી જરા પાછી હઠી. સરદારને આક્રમણ કરવા અપાતા હુકમો એ વીર ટુકડીએ સાંભળ્યા. બીજી જ ક્ષણે વીસેક સુસજ્જ સૈનિકો મુખ્ય દ્વાર ઉપર તૂટી પડયા. લાકડાનો નાજુક દરવાજો વિનાઅંતરાયે તૂટી પડયો ને શત્રુઓએ વિજયગર્જના કરી.

પરંતુ એ સાંકડા માર્ગમાંથી આગળ વધતાં પહેલાં આગલી હરોળની દૃષ્ટિ આગળ રજપૂત ભાલાઓ ચમકી રહ્યા. હાથોહાથની ભયંકર લડાઈ જામી. ક્ષણે ક્ષણે સાંકડા માર્ગમાં શબોનો ઢગ વધવા માંડયો. રજપૂતોની પ્રાણહાનિ ઓછી હતી. કોઈ ઘવાયા વિના બાકી રહ્યું નહિ. એમને બીજી કુમકની આશા નહોતી, ત્યારે બાદશાહના માણસો સો માણસોના જાન સહેલાઈથી ફના કરવા તૈયાર હતા. એમણે બીજા દ્વાર તરફથી સૈનિકોવાળી મુખ્ય દ્વાર ઉપર જ ધ્યાન કેન્દ્રિત કર્યું.

( અપૂર્ણ )

# અકાળે વૃદ્ધ!

લેખક :
શ્રી. મસ્તફકીર

ગુજરાતના આ લાડીલા હાસ્યલેખક અહીં તમને હળવું કે ઉત્કૃષ્ટ હાસ્ય આપતા નથી. પરંતુ અકાળે વૃદ્ધત્વને વરતા જણાતા ગુજરાતીઓ અને ગુજરાતણોને પોતાનાં વેશભૂષામાં ઉચિત ફેરફારો કરવા સૂચવે છે. એ કહે છે :

> ગુજરાતી બહેનોએ એક પરિષદ ભરી આ પોષાકનો પ્રશ્ન ચર્ચવો જોઈએ, અને સમિતિ નીમી કયા પોશાકથી બહેનોનું યૌવનધન લાંબો સમય સચવાઈ રહે તેની વિચારણા કરવી જોઈએ. વિશેષ માર્ગદર્શન માટે બહેનોએ, સાહિત્ય-જીવનમાંથી હાલ તુરત નિવૃત્તિ લઈને, સોરઠી રાજકુમારને લોકભોગ્ય બનાવવા બહાર પડેલા ભાઈ શ્રી. ઝવેરચંદ મેઘાણીની સલાહ લેવી પડે.

મુંબઈ સમાચાર મારફત હું હિંદના ચારે ખૂણામાં પર્યટન કરી આવ્યો છું. દક્ષિણમાં છેક રામેશ્વર સુધી. ઉત્તરમાં દિલ્હી, નાગપુર, ઇંદોર, ગ્વાલિયર, આગ્રા, કાશી, હું ઘણાં શહેરોમાં ફર્યો છું અને મારા સ્વાનુભવ પરથી કહું છું કે ગુજરાતી બહેનો જેવી ચપળ, નાજુક, સુંદર સ્ત્રીઓ મેં બીજે ક્યાંય જોઈ નથી. તેમજ ઉત્તરહિંદ અને દક્ષિણની બહેનોની સરખામણીમાં, બુદ્ધિ અને વ્યવહારકુશળતામાં ગુજરાતી બહેનો, જરૂર ચડી જાય છે.

ગુજરાત તરફના પક્ષપાતના પૂર્વગ્રહને લીધે હું આમ કહું છું તેમ ન માનતા, પણ મારી નિરીક્ષણશક્તિથી આ અનુમાન પર હું આવ્યો છું.

*

પણ ગુજરાતી બહેનો અકાળે પ્રૌઢ અને વૃદ્ધા બની જાય છે એ વાત મને ખૂંચે છે.

સોળ પંદર વર્ષે, યૌવનના ઉંબરમાં પગ મૂકતાં, ગુજરાતી બહેનોની જુવાની, ત્રીસ બત્રીસ વર્ષ સુધી માંડ રહે છે, જ્યારે યુરોપીયન બહેનોને મેં ચાલીસ ચાલીસ અને પચાસ પચાસ વર્ષની વય સુધી સૌંદર્ય ટકાવી રહેલી અને બદન અને મનની સ્ફૂર્તિ અને ચંચળતાવાળી જોઈ છે.

હિંદના બીજા પ્રાંતોની બહેનોની તો વાત જ ન કરો. બિહાર અને ઓરિસ્સામાં ત્યાંની સ્ત્રીઓ ઓઝલ પડદાની એટલી કડક શિક્ષામાં રહે છે કે એમનો યૌવનકાળ કદિ આવતો જ નથી, જ્યારે ગુજરાતી બહેનો તો કેટલાંક વરસ સુધી જુવાની અને સ્ફૂર્તિ પૂરેપુરી ભોગવે છે.

*

ગુજરાતી બહેનો અકાળે વૃદ્ધા બની જાય છે તેનાં બીજાં સામાજિક કે શારીરિક બીજાં કારણો હશે. વારંવાર માતા બનવાથી ઘણી બહેનોનું યૌવનધન લૂંટાઈ જાય છે, તેમજ સાસુઓ અને સમાજના શાસનથી પણ ઘણીયે ગુજરાતણોનાં રૂપ અને ચપળતા લુંટાઈ જાય છે. પણ અહીં મારે આ લેખમાં સમાજશાસનની ચક્કીમાં પીસાતી, આ ગુજરાતી પ્રમદાઓ તરફથી કકળાટ કરવાનો ઇરાદો નથી. મારે એક બીજી જ વાત કહેવી છે અને તે એ કે આપણી ગુજરાતણોની

પોષાકની પદ્ધતિથી ગુજરાતી બહેનોમાં અકાળે પ્રૌઢપણું આવી જાય છે.

*

પુરુષોનો દાખલો લઇએ. આપણી પાઘડી—માથાનું અચ્છું આચ્છાદન છે. એ પહેરવાથી એક વ્યકિતને સમાજમાં અને બજારમાં પ્રતિષ્ઠા મળે છે; પણ હું એમ માનું છું કે પાઘડી પહેરવાથી હિંદુસ્તાનના પુરુષો અકાળે પીઢ બની જાય છે. યુરોપના પુરુષો જુઓ ! મોટી ઉંમર સુધી ટોપી જ ધારણ કરે છે. એટલે સિત્તેર અને એંશી વર્ષની ઉંમરે પણ એ યુવાન જેવી સ્ફૂર્તિ અને ચપળતા બતાવી શકે છે, જ્યારે શેરબજારમાં જતો આપણો કોઇ ગુજરાતી જુવાન, વીસ બાવીસની ઉંમરે વડિલોની આજ્ઞાને માન આપી જ્યારથી પાઘડી અને બેશ ધારણ કરતાં શીખે છે, ત્યારથી એના યૌવનનો તનમનાટ ઓસરી જાય છે અને તેના વડિલોને ખુશ કરે એવું પીઢપણું અને ઠરેલપણું એનામાં આવી જાય છે, પણ એના સમવયસ્ક મિત્રોને ચીડ ચડે એવી જૂનવણી ઘરેડમાં, પાઘડીને લીધે એ યુવાન પેસી જાય છે.

ગુજરાતી પુરુષોએ યૌવન જાળવવું હોય તો પાઘડીઓ કબાટમાં રાખી મૂકવી જોઇએ અને વારતહેવારે જ એ બહાર કાઢવી જોઇએ. બાકી તો પુરુષોએ ટોપી કે સાફા જ પહેરવા જોઇએ. સાફાથી વૃદ્ધત્વ નથી આવતું, પણ કેટલાક ઠરેલ માણસો સાફાના ફેંટામાંથી પાઘડી બનાવી નાખે છે ત્યારે ભૂલ કરે છે અને નકામું વૃદ્ધત્વ નોતરે છે.

*

યુરોપની બહેનોનો પોષાક જ એવો છે કે એ એમની યુવાવસ્થાને પોષે છે. નિશાળે જતી છોકરી, ફ્રોક કે બ્લાઉઝ પહેરે એ જ પોષાક એક પરણેલી સ્ત્રી પહેરે. એવો જ પોષાક એક વૃદ્ધા પહેરે, જ્યારે આપણે ત્યાં નાની બાળાઓ ફરાક પહેરે ત્યારે હરિણી જેવી ચપલ હોય. મોટી થતાં મા ને દાદીને પગલે ચાલી—સાળુ કે સાડી પહેરે ત્યારે એનામાં ઠરેલપણું આવી જાય, એના યૌવનનો તનમનાટ ચાલ્યો જાય. અને આપણે ત્યાં ઉંમર વધતાં કપડાનાં રંગમાં પણ મર્યાદા જાળવવાની હોય છે. પાંત્રીસ વર્ષની ઉંમરની બે ત્રણ છોકરાંની મા—કોઇ યુવતીની માફક ચટકદાર લાલ રંગનો કસુંબો કે ઘેરા લીલા કે લાલ રંગની જામનગરી કે જયપુરી બાંધણી પહેરતાં બહીએ, સંકોચ પામે, એ તો જુવાન છોકરીઓને શોભે એમ માન્યા કરે—અને તેને બદલે ઠરેલ અને પીઢ લાગે એવા જ રંગના સાડલા અને પોષાક પહેરે. આવા પીઢ પોષાકથી શાણપણ આવતું હશે, પણ યૌવનનું ચાપલ્ય કે તનમનાટ ઓસરી જાય છે. મારી સલાહ તો એ છે કે ગુજરાતણોએ પોતાની યુવાની ટકાવી રાખવા માટે મોટી ઉંમર સુધી ફ્રોકનો પોષાક ધારણ કરવો જોઇએ. અને અંગ્રેજી ફ્રોકની નકલ ન કરવી હોય તો એની જગ્યાએ એવો પોષાક શોધી કાઢવો જોઇએ.

*

મારી સલાહ તો એટલે સુધી છે કે આપણી ગુજરાતી નાતોમાં કુંવારી છોકરીઓ જે જાતનો ચોળી ચણિયો અને સુંદડીનો પોષાક પહેરે છે—પણ પરણ્યા પછી સાળુ અને સાડીઓ પહેરે છે, તેને બદલે આપણી સઘળી બહેનોએ પચાસ સાઠ વર્ષની ઉંમર સુધી કુંવારી બાળા જેવો જ પોષાક પહેરવો જોઇએ. આ મશ્કરીની વાત નથી. ભરવાડણો, આહીરાણીઓ, રબારણો, આવો છૂટી સુંદડીનો પોષાક પહેરે છે તેથી મોટી ઉંમર સુધી યૌવનનો તનમનાટ જાળવી રાખે છે,

## લાલ સૈનિકોની જીવંત પ્રેરણા સમી
## રશિયાના રૂપેરી પરદાની સેવાભાવી અભિનેત્રી

# ઝેયો ફેડોરોવા

લેખક :
### શ્રી. શાંતિકુમાર દાણી

ફીલ્મ્સ એક 'મીશન' છે. રાષ્ટ્રઘડતર માટે અને રાષ્ટ્રઘડતરનું કામ કરનારા માટે એ એક 'મીશન' છે. ફીલ્મ્સમાં આરોપણ કરનાર એની આસપાસ એવા ભેખધારીઓ જમાવનાર એક માત્ર સોવિયેટ રશિયાનાં ચિત્રપટો જ છે. અન્ય દેશોનાં ચિત્રપટો અને ચિત્રપટસર્જકો પ્રેક્ષકોના દીમાગને હસાવી–રમાડી પોતાનું કામ સારે છે ત્યારે સોવિયેટની ફીલ્મો એ પ્રકારના પ્રેક્ષકોના મનોરંજન, અને જીવનથી દૂર જતા કથાનકોથી સદંતર દૂર હોય છે.

સોવીયેટ રશિયાની ફીલ્મકલાના પરિચયમાં આવવાનું આજસુધી એક યા બીજે કારણે આપણે માટે શક્ય ન હતું, પરંતુ હમણાં હમણાં સોવીએટની ફિલ્મો એક પછી એક આપણે ત્યાં ઉતરવા લાગી છે. 'સ્ટાલીનગ્રાડ' જેવા ચિત્રને તો 'ડબીંગ' કરીને પણ રજુ કરવાનું શક્ય બન્યું છે.

સોવીએટની ફીલ્મો જોવાનું જ્યારે આપણે સૌને માટે સરળ બન્યું છે ત્યારે એ સાથે સાથે ઇચ્છનીય છે કે ફીલ્મકલામાં રસ ધરાવનારાઓ સોવીએટ ફીલ્મની 'ટેકનીક', એની ટેકનીકના નવા નોખા અખતરાઓ, એના કથાનકો, અભિનય, એમાં ઉતરતા અભિનેતા–અભિનેત્રીઓની પિછાન, સોવીએટ સરકારનો ફિલ્મકલાને સહાય એ બધું જાણી લેવાની પણ જરૂર છે. આવી ફીલ્મો જોનારાઓ ન ભૂલે કે હિન્દી ચિત્રો તેમ જ અમેરીકન કે બ્રિટીશ ચિત્રો આપણે કંઇક અંશે એના કલાનકશી આકર્ષણ અને મહદ અંશે તો જોવા ખાતર કે મનોરંજન ખાતર જોઇએ છીએ, પણ સોવીએટ ફીલ્મમાં આવું અર્થહીન મનોરંજન કે દીમાગને પંપાળનારી વાનો નહિ મળે. "ફીલ્મમાં તો આવું જ હોય" એમ ધારી સોવીએટ ફીલ્મ જોવા જનારને મહદ અંશે ભારી નિરાશા જ સાંપડવાની.

*

'ફીલ્મસેન્સ'માં આઇઝેન્સ્ટાઇન આ મુખમાં જ સંભળાવે છે: "વિમર્શ થાય છે ત્યારે વિમર્શને સીધી રીતે ન સ્પર્શતા હોય એવા તેમ જ કલા, સંસ્કારનાં કાર્યો બંધ કરી દેવાનું આપણને વારંવાર ફરમાવવામાં આવે છે. પણ એ ફરમાન કરનારાઓ ભૂલી જાય છે કે વિમર્શને ચાલતો રાખવાની પ્રેરણાને, એની આસપાસ ચાલતા સમૂહની દૃષ્ટિ અને સમૂહની પ્રેરણા જમા રાખવાની જીવંત પ્રેરણા સમૂહને આપવાનું કામ સંસ્કાર અને ફીલ્મના ક્ષેત્રો જ માત્ર કરી શકે એમ છે."

સોવીએટની ફીલ્મે અને સોવીએટ ફીલ્મ તેમજ નાટકોએ અને એમાં કામ કરતા કલાકારોએ આ સિદ્ધ કરી બતાવ્યું છે.

ઝોયા ફેડોરોવા ફીલ્મ અને નાટકની આવી ભેખધારી કલાકાર છે. તાજેતરમાં જ એને સોવીએટ રશિયામાં કલાકારોને અપાતું ગૌરવભર્યું સન્માન 'સ્ટેલીન પારિતોષક' બીજી વખત અર્પણ થયું છે. ૧૯૪૨ માં "સ્ટુડીઓ સ્ટોરી" નામના ચિત્રપટ માટે

અન્ય કલાકારો અને કારીગરો સાથે તેમ જ ૧૯૪૨ માં " ગર્લ ફ્રેન્ડઝ એટ ધ ફ્રન્ટ " નામના ચિત્રમાંની એની સર્વોચ્ચ ભૂમિકા માટે એમ બે વખત એને "સ્ટેલીન પ્રાઇઝ" આપવામાં આવ્યું છે.

ઝોયા ફેડોરોવા તરુણ કલાકાર છે. એની વયે પૂરાં ત્રીસ વર્ષ પણ નથી વટાવ્યાં. એની કારકીર્દિ તદ્દન સાદી સીધી છે. શાળાનાં વર્ષો પૂરાં કરીને એ મોસ્કો ખાતેની થીએટ્રીકલ સ્કૂલમાં દાખલ થઈ, ત્યાં જ એ ગ્રેજ્યુએટ થઇ અને એ પછી એ જ થીએટરમાં અભિનેત્રી તરીકે જોડાઇ ગઇ. છેલ્લા નવ વર્ષમાં એણે પડદા પર ૧૭ જુદીજુદી ભૂમિકામાં જુદા જુદા પ્રકારની તરુણ સોવીએટ યુવતીની ભૂમિકાઓ ભજવી છે.

વર્ષ પર વર્ષ જવા લાગ્યાં અને ફેડોરોવાની ભૂમિકાઓ વધુ અને વધુ તીક્ષ્ણ બનવા લાગી. એની દરેક ભૂમિકામાં માત્ર બુદ્ધિકૌશલ્ય,—કે અભિનયપટુતા જ ન હતાં, પણ ટેકનીકની દૃષ્ટિએ પણ એ ભૂમિકાઓ સંપૂર્ણ હતી. એની ભૂમિકામાં ડોકીયાં કરી જતી રશિયન યુવતીઓ શાળા, વિદ્યાપીઠ, કોલસાની ખાણો અને સામુદિક ખેતરો પરથી આવેલી હતી. અને એ કયાં જતી ? ગામડાંની છોકરી ગામડાંની જ નહોતી રહેતી. સોવીએટ તંત્રમાં મળેલી વિશાળ તકોથી કોઇ એન્જીનીયર બનતી તો કોઇ સરજ્યન બનતી, તો કોઇ મોટી વૈજ્ઞાનિક બનીને નામ કાઢતી. ઝોયા ફેડોરોવા પોતે પણ નાટક કે ફિલ્મની કામગીરી બાદ દેશના એક ખૂણેથી બીજા ખૂણા સુધી વાસ્તવિક જીવન વચ્ચે ઘૂમતી. અને જે જોતી એ રંગભૂમિ પર અભિનયમાં ઉતારતી.

રશિયાના બહાદુર લોકોએ ફેસીસ્ટોના આક્રમણ સામે જે ઝીંક લીધી છે એની વિગત ઝોયા ફેડોરોવાના જ શબ્દોમાં જોઇએ:

૧૯૪૧ ના મે માસમાં " ગર્લ ફ્રેન્ડઝ એટ ધ ફ્રન્ટ " નામની ફિલ્મ સિનેમાઓમાં રજુ થઇ હતી, જેમાં લશ્કરી હોસ્પીટલમાંની નર્સ નતેશા મેટવીવાની મારી ભૂમિકા હતી. મારી આ ભૂમિકા મને ખૂબ ગમતી અને આ માટે તો અમને ' સ્ટેલિન પારિતોષિક ' આપવામાં આવ્યું.

મારી મહત્ત્વાકાંક્ષા મારી ભૂમિકાઓને વધારે ને વધારે સરસ બનાવવાની અને એ રીતે મારા દેશના લોકોને વધુ ને વધુ ઉપયોગી બનવાની હતી.

વિગ્રહ શરૂ થયો અને મારી બધી યોજનાઓ પલટાઈ ગઈ. મારે મારા કામને થોડો સમય મુલતવી રાખવાની જરૂર ઉભી થઈ; જો કે પ્રેક્ષકો સાથેનો મારો સંપર્ક બંધ થયો નથી. અત્યારે મારા પ્રેક્ષકવર્ગમાં સૈનિકો, સેનાનીઓ અને વિગ્રહના કામમાં રોકાયલાં સ્ત્રી–પુરુષો છે.

૧૯૪૧ ના ઑક્ટોબર–નવેમ્બરમાં જ્યારે આક્રમણકારો મોસ્કો તરફ ધસી રહ્યા હતા ત્યારે લશ્કરી સત્તાવાળાઓ તરફથી મને કલાકારોની ટુકડી સાથે મોરચા પર જવાની સૂચના મળી. અમારે સૈનિકો માટે કૉન્સર્ટની વ્યવસ્થા કરવાની હતી.

બીજા અભિનેતાઓ—ડીમીટ્રીવ ઓરલોવ, લાડીમીર લેબેડેવ, લાડીમીર એબોડીનની સાથે હું ખાઇઓ, સૈનિકોની બેરેક, હોસ્પીટલો વગેરેમાં ઘૂમી વળી. કેટલીક વખત કૉન્સર્ટ ખુલ્લાં આકાશ નીચે, જંગલમાં કે મોટા વિમાનની પાંખ નીચે યોજાતું. કેટલીક વખત દુશ્મનનાં વિમાનો એમને અંતરાયરૂપ બનતાં. કેટલીક વખત લાલ લશ્કરના સૈનિકોથી રક્ષાઇને અમે મોખરાની હરોળો પર પહોંચી જતા. બરફ ખુંદતા ખુંદતા અનેક મુશ્કેલીઓ વચ્ચે અમે માર્ગ કાઢતા. અને હરોળ પર પહોંચીને જોઓ લશ્કરી મથો

ખોડી શકે એમ નહોતા એવા સૈનિકો માટે કૉન્સર્ટ યોજતા.

અમારા કામનો સામાન્ય પ્રકાર આ મુજબનો હતો:

લાકડાની નીચી છતવાળી જમીન નીચેનાં સ્થાનોમાં નાની નીસરણીવાટે અમે અંદર ઉતરતા. ઝાંખો પ્રકાશ અમારી આસપાસ પથરાયલો રહેતો. એક નાના ઓરડામાં સૈનિકો–સેનાનીઓ અમારી આસપાસ વીંટળાઈને બેસતા. આખો ઓરડો ભરાઈ જતો. કોઈ ભાંગેલી ખુરશી પર તો કોઈ પથારી પર આવી આવીને બેસી જતા. કોઈની પાસે રાઈફલ તો કોઈની પાસે ઑટોમેટીક રાઈફલ હોય. 'ઓડીઅન્સ' અને 'એક્ટર' બન્ને રંગમાં આવી જતા. અને આ રીતે અમારા કામની શરૂઆત થતી.

ડીમીટ્રાઈ ઓરલોવ શોમોખોવના "એન્ડ ક્વાઈટ ફ્લોઝ ધ ડોન" માંથી પ્રસંગો રજુ કરતો. એની અભિનયશક્તિ અજબની છે. 'ઓડીઅન્સ'ની ઊર્મિને કબજે કરવાની એ ભારે શક્તિ ધરાવે છે. એ પછી મારશાકનાં રમુજી કાવ્યો રજુ થતાં.

એ પછી મારો વારો આવતો. મૉસ્કો મલાય થીએટરનો અભિનેતા બેગલોવ મારો ભાગીદાર બનતો. ઓસ્ટ્રોવસ્કીનું પ્રહસન નાટક "મેરેજ ઓફ બાલ્ઝેમીનોવ" અમે રજુ કરતા. "ગર્લ ફ્રેન્ડ્ઝ એટ ધ ફ્રન્ટ એન્ડ ધ પેરીઅડ" નામની મારી ફીલ્મનાં ગીતો હું એમની સમક્ષ રજુ કરતી. અમારો આ કાર્યક્રમ ૪૫ મીનીટ ચાલતો. એ પછી બીજાં ભૂગર્ભ સ્થાનોમાં જતા. આખું વાતાવરણ ખૂબ ઉર્મિલ અને લિજ્જતદાર રહેતું.

બની જતા. હું મારા કાર્યક્રમો દ્વારા તેમને મોસ્કોની, યુદ્ધને અંતે આવનારા શાન્તિના દિવસોની અને ઘરનાં મીઠાં સ્મરણોની યાદ આપતી. ઘણી વખત અમને સૈનિકો છાવણીના ડૉક્ટરો અને નર્સો માની લેવાની ભૂલ કરતા.

મારા બીજા બધા અભિનય અને ભૂમિકામાં મને સૌથી વધારે નેરેશા મારવીવાની ભૂમિકા ગમતી. મેં વારંવાર એ ભૂમિકા ભજવી છે.

ઘણીયે વખત એવું બનતું કે અમારો કાર્યક્રમ પુરો થાય ન થાય એટલામાં તો સૈનિકોને કૂચ માટે કે લશ્કરી પ્રવૃત્તિ માટે તૈયાર થઈ જવું પડતું. એવે વખતે સૈનિકો ભારે ઉર્મિલ વદને અમારી પાસે આવી આભાર માની ચાલ્યા જતા. સૈનિકો મને પ્રેમથી ' નેરેશા માટવીવા ' કહેતા.

મને એ વખતે એ ખ્યાલ અકળાવી જતો કે આમાંના ઘણા સૈનિકો પાછા નથી ફરવાના; કેટલાય બહાદુરીથી મૃત્યુને શરણ થવાના છે. આ સૈનિકોને આખરી અને અંતિમ ક્ષણુની ફરજ, અને ઝીંદાદીલીનો આનંદ મેં આપ્યો છે. સૈનિકો સાથે રહી મોખરા પર કામ કરતી અભિનેત્રીની જવાબદારી કેટલી મોટી છે એનો મને હંમેશ ખ્યાલ રહેતો.

દુશ્મનોના હાથમાંથી મુક્ત થયેલા વોલોકોલામારક, ઇરમા, નોરોફોમોસ્કક, કીન વગેરે શહેરોમાં અમે આવ્યા. કેટલીક વખત તો લાલ સૈનિકોનો માર ખાઈ પાછળ હઠતા દુશ્મનોનો પીછો પકડનાર ટુકડીઓની સાથે સાથે અમે પણ જતા. આ રીતે વોલોકોલામારક ખાતે જતાં મને રોમન કારમેન મળી ગયો. એ વખતે એણે હીટલરના સૈનિકોની પાશવી અત્યાચારની અનેક તસ્વીરો ઝડપી હતી. આઠ સામ્યવાદી તરુણોને ફાંસી પર લટકાવ્યા એ દૃશ્ય પણ એણે ઝડપી લીધું હતું.

મેં સેંકડો સ્ત્રીઓ, બાળકો અને સૈનિકોના મૃતદેહો જોયા છે, જેઓને રીબાવીને, ગોળીબારથી કે સળગાવીને મારી નાખવામાં આવ્યા હતા. મોસ્કોમાંથી પીછેહઠ કરી ગયેલા હીટલરના સૈનિકોના આવા પાશવી અત્યાચારોની સાક્ષી આપતા સેંકડો મૃતદેહો મેં જોયા હતા.

સૈનિકોના મથકો બદલાતાં અને અમે પણ એક મથકથી બીજે મથકે સૈનિકો સાથે ફરતા. સૈનિકો, ખોદકામ કરનારાઓ, વીમાનીઓ કેટલાયના સંપર્કમાં આવવાનું મારે બનતું. એ બધાની લાગણી, એમની સાથેની મિત્રતા હું કદી વીસરીશ નહિ.

મોખરો પરનું અમારું કામ કેટલું વિશાળ હતું ! એમાંથી સંખ્યાબંધ પ્રસંગો દરયો અને અભિનયની તસ્વીરો અમને અભિનયની જોડે વસનારીને મળી રહેતી.

" સીનેમાની અભિનેત્રી મોખરા પર " આ શબ્દો હવે મને અસામાન્ય નથી લાગતા. એ શબ્દો મારા કામને વ્યક્ત કરે છે, અને એ થોડા જ સમયમાં આ કામ ફીલ્મમાં રજુ થવાનું છે. મારી મહત્ત્વાકાંક્ષા જે જે સ્ત્રીઓ અજાણ, અપરિચિત અને અંધકારમાં રહીને ભારે બહાદુરીનાં કામો કરી ગઈ છે એવી સ્ત્રીઓની ભૂમિકા ભજવવાની છે.

ફરી હું લશ્કરી સૈનિકો વચ્ચે મોખરા પર જવા ઉપડું છું. મારા દેશનું બહાદુરીથી રક્ષણ કરનારાઓ સમક્ષ નવી નવી બાબતો રજુ કરવાની હું તૈયારી કરી રહી છું.

એટલે અત્યારે તો મારો આ પરિચય વાંચનારાઓને, સાથીઓને, પ્રેક્ષકોને મારી છેલ્લી વંદના છે. ફરી વખત હું તમને મળવાની છું, પરંતુ હવે તો હું તમને પડદા પરથી મળવાની આશા રાખું છું.

**ચતુરભાભી** : " પણ છે શું, ડાહીબ્હેન ? "

**ડાહીબ્હેન** : " આ તમારા નગીન-ભાઇના બવાડા જ તો; બીજું શું હોય ? "

**ચતુરભાભી** : " પણ મારા નગીનભાઇ તો અત્યારે નોકરી પર ગયા હશે ને છ વાગે છૂટીને ઘેર આવશે ને અત્યારે એમણે કયો બવાડો આદર્યો ? "

મને અજાણ્યાને જોઇને ડાહીબ્હેન બોલતાં અચકાતાં હતાં એટલે મેં કહ્યું:

" બાયડો શબ્દજ એ બવાડા શબ્દનો અપભ્રંશ છે એટલે એમાં કંઇ નવાઇ પામવા જેવું નથી. અને ચતુરભાભી, ડાહીબ્હેનને મારી હાજરી બાબત વાંધો હોય તો હું નગીનભાઇ પાસે જઇને વધારે બવાડો કરૂં."

**ચતુરભાભી** : " તમારૂં બીજું વાક્ય, પડેલા વાક્યના પુરાવા તરીકે છે, એટલે તમે અહીંજ પડી રહો એમાં એમની સલામતી છે. નારદજીને દેવલોકમાંથી મૃત્યુલોકમાં કદી જવા ન દેવા જોઇએ. વારૂ, ડાહીબ્હેન! તમે એ જદુભાઇની શરમ કે બ્હીક રાખશો નહિ. એ તો રમુજી છે છતાં મદદરૂપ થાય તેમ છે. માટે ખુશીથી દીલ ખોલીને બોલો કે શી ...કત છે. એ તો પુરુષબુદ્ધિ વાણીએ જ હોય છે. "

* * *

## ૨ સરકાર બુદ્ધિ કાયદે

ડાહીબ્હેને પોતાની આપવીતી સંભળાવતાં કહ્યું:—" ચતુરબ્હેન, તમારા ભાઇ મેટ્રીક પાસ થયાને પાંચ વરસ થયાં. પણ દોકડાની અક્કલ નહિ. હિસાબ ગણતાંજ ન આવડે એટલે જ એમનું નામ ન—ગીનદાસ હશે. પાંચ ઠેકાણે નોકરોમાંથી બબ્બે દિવસે પાછા ફર્યા. જેમ ' બાપ મારી કાણી ક્યાંય ન સમાણી ' તેમ દરેક નોકરીમાંથી નારીયેળ લઇને પાછા આવતા ને બેકારીમાં દિવસ કાઢતા. મારા દાગીના વેચીને ગુજરાન ખર્ચ કાઢી હું વખત ગુમાવ્યા લેતી હતી, છતાં શેઠ સાહેબના રોદનો પાર નહિ. દિવસમાં દશ વખત ચાહ જોઇએ ને વધારામાં ઠોળીઆ દોસ્તારોને સાથે લેતા આવે એટલે મારે ઘેર તો કેમ જાણે નગીન—હોટલ હોય તેમ ચાહ દિવસ ને રાત ઉકળ્યા જ કરે. વારંવાર સ્ટવ પર ચાહ થાય એટલે ઘાસલેટ પણ ખૂબ ખપે. એને ખાવા ન મળે તો ચાલે, પણ ચાહ વગર ન ચાલે. એટલે અમારે ત્યાં દાણા કરતાં ચાહનો ખર્ચ વધારે અને દૂધ કરતાં ઘાસલેટ વધારે ખપે. એમાં આવ્યું રેશનિંગ. એક તો સરકારને મૂળમાં જ કાયદા કરવા સિવાય બીજી અક્કલ મળે નહિ તે છતાં ઘઉં, ઘાસલેટ, ખાંડ ને છેવટ ભાજીમૂળા રીંગણા બટાટા જેવા બકાલીના ધંધામાં પણ ચાંચ મારીને રેશનીંગ કરવા માંડ્યું. બાકી હતું તે તમારા ભાઇ જેવા મેટ્રીક ને ગ્રેજ્યુએટ ઇન્સ્પેક્ટરો ભાડે રાખીને તેમણે દાણાવાળાને બકાલ બનાવીને સરકારી દુકાનોએ માલ વેચવા બેસાડ્યા. ન તો દાણાદુણીને વીણતાં ચૂંટતાં કે તેલ પાતાં આવડે કે ન ભાજીમૂળાને પાણી છાંટતાં આવડે. બસ, ખુરસીટેબલ પર બેસીને બટેટાને કલમના ગોદા માર્યા કરે. એટલે લોકોને ખાદ્યખોરાકીની કેટલી હાલાકી પડતી હશે એ તો બધા જાણે છે. પણ મારે તો વળી ખાસ નવી જ જાતની હાલાકી છે. તમારા ભાઇ, જેને કોઇ નોકરી પર નહોતું રાખતું, ને જેની દસ રૂપરડી નીચે કિંમત નહોતી તેને સરકારે પચ્ચા લઇને સિત્તેરને પગારે ઇન્સ્પેક્ટર નીમી દીધા. મુખ્ય કામ લોકોને ઘેર ઘેર ખાંડ—ઘાસલેટની ચોરી પકડવાનું. હવે જાણે એ નોકરીએ ચડ્યા ને ઠેકાણે પડ્યા એ તો જાણે નિરાંતની વાત ગણાય, પણ એમણે એ પોતાના કામમાં વેદીયાપણું આદર્યું છે તેથી તો હવે હદ થઇ છે. નોકરી મળી તે જ દિવસે તેમણે મને રોફ મારતાં સારૂ સંભળાવી દીધું કે—

" જો ડાહલી ! આજથી હું સરકારી ઇન્સ્પેક્ટર નીમાયો છું. ત્યારે આપણા

દસ મિનિટમાં હાથમાંની સિગારેટ ખતમ કરી વર્મા ઉપર પોતાના મકાનના વરંડામાં જઈ બેઠો. એણે જોયું તો એની પાછળ પાછળ જ એનો નોકર બજારમાંથી શાક લઇ આવી રહ્યો હતો ને નોકરની પાછળ એ જ પેલી પરિચિત કોયલાવાળી પીઠ પર કોયલાનો કોથળો ઉંચકી હાંફતી હાંફતી આવી રહી હતી.

કોયલાવાળીએ ફરીથી હસીને એક સલામ કરી. કોયલાનો કોથળો બાજુ પર રાખીને એ સામે આવી ઊભી. એના ડાબા હાથમાં કોથળો બાંધવાનું દોરડું પકડેલું હતું. એની જાડા કપડાની મેલી ચાદર, બેપરવાઇથી વાળીને એણે માથા પર મૂકેલી હતી. એના શરીર પર ઘુંટણ સુધીનું જાડા કપડાનું કુરતું હતું. ગળામાં પાવલીઓ પરોવીને બનાવેલી એક કંઠી હતી. એ કંઠીની નીચે ગોળાકારમાં કંઇક ઉઠાવ હતો. પરંતુ એ તો જુવાન છોકરી હતી—યુવતી એને ન કહી શકાય. શું જંગલમાં ફરનારી કુંવારી હરણિને પણ યુવતી કહેવાય ? એના યૌવન તરફ એ બિલકુલ નિરપેક્ષ હતી. એની પગની પીંડીઓના ગોળાકાર એનાં તંગ પાયજામામાંથી ઝળકી રહ્યો હતો. ડાબા પગના અંગુઠા વડે જમણા પગની એડી ખંજવાળતાં ખંજવાળતાં ને જમણા હાથની હથેળીમાંનો અડધો રૂપિયો બતાવતાં બતાવતાં એણે કરુણ સ્વરે કહ્યું: " આટલો બધો ભાર ઊચકી મરી ત્યારે માત્ર આઠ આના ! કંઇક બક્ષિસ આપત તો...!"

વર્માએ ખિસ્સામાંથી રૂપિયો કાઢીને એના તરફ ફેંકયો. છોકરીનો ચહેરો ચમકી ઊઠયો. પ્રસન્નતાપૂર્વક, ચમકતી આંખોએ, જમીને સલામ કરી એ ચાલવા લાગી. પણ પાછી ફરી હસતાં હસતાં હાથની મુઠીને તમાકુ પીવાના ઢંગે હોઠ પર મૂકી કંઇક સંકોચપૂર્વક બોલી: " બાબુ, એક ચિરુટ આપ ! "

' જગનૂ ' પાસે એક સિગરેટ મંગાવી વર્માએ એને અપાવી. વર્મા એ જ જગાએ ખુરશી પર બેસી રહ્યો. એ જુવાન કોયલાવાળીની આંખો વિશાળ હતી. દાંત સફેદ દાડમની કળીઓ જેવા હતા. ને હોઠ પાતળા–પાતળા, લાલ–લાલ, એના નાકની નીચે એક નાનકડું નથનીનું મોતી લટકી રહ્યું હતું, એનું મોં ખરેખર સુંદર લાગતું હતું, પણ વર્માનું એ તરફ બિલકુલ ધ્યાન નહોતું, બિલકુલ નહિ. ( અપુર્ણ )

અંગ્રેજી કંપનીઓના અનેક 'શેર' અને પહાડી બંગલાઓનો ભાવિ માલિક હતો અને બીજું એ તંદુરસ્ત, સુશીલ, અને રૂપાળો યુવક હતો. લાલા ભાનમલે સગાઈની વિધિઓ કરી વર્માને ' રિઝર્વ ' નહોતો કરી લીધો; કારણ કે વર્મા હાથમાંથી ચાલ્યો જશે એવી એમને બિલકુલ આશંકા સુદ્ધાં નહોતી.

રૂપા સ્કૂલને રસ્તે ચોપડીઓની આડ કરી લઈ વર્માને બાળતી હતી, પણ રૂપાની મા એવી નિષ્ઠુર નહોતી. એ વારતહેવારે વર્માને પોતાને ત્યાં આમંત્રણ આપતી. પોતે તો જેમ તેમ કરી માત્ર થોડી પંજાબી ભાષા કદી વાંચતાં લખતાં શીખી હતી, એટલે પોતાની એકની એક લાડકી દિકરીને અંગ્રેજી ભણાવવાનું એને પુષ્કળ અભિમાન હતું. ભરતગૂંથણના કાર્યક્રમનું અંતિમ અંગ રહેતું, વર્માને રૂપાની કોઈ સ્કૂલની નોટબૂક બતાવવાનું કે ભરત–ગૂંથણના નમૂના બતાવવાનું. પોતાના અજ્ઞાનમાં ને એ કદીક ભૂમિતિની નોટ તો કદીક સ્કૂલમાં દોરેલા નકશાની નોટબુક બતાવી દેતી. એમાં અંગ્રેજી લિપિમાં મોટે અક્ષરે લખેલું હોતું— Roop Rani. પુત્રના અભાવે એ બિચારી ભાવિ જમાઈને બોલાવી બોલાવી પોતાનું મન બહેલાવતી. એ વખતે લજ્જાળુ દીકરી પાલવ વડે મોં ઢાંકી પોતાના બિછાનામાં પડી રહેતી. એનું હૃદય લોટ દળવાના સંચાની જેમ ધક–ધક થવા લાગતું.

વર્માએ પોતાના ભવિષ્યના જીવનનાં અનેક રમ્ય ચિત્રો તૈયાર કર્યાં હતાં: કેવી રીતે એ કોઈ મનોહર પહાડી પર એક સુંદર બંગલો બનાવીને રહેશે વિગેરે. એ ચિત્રોનું કેંદ્ર હતી રૂપા. એ ચિત્રો કેટલાં મોહક હતાં ને કેટલાં માદક હતાં !

જ્યારે એ વકીલાતનાં પહેલાં વર્ષમાં હતો, ને લગ્ન કરવામાં માત્ર એક જ વર્ષનો ગાળો હતો–રૂપા મેટ્રિકની પરીક્ષા આપી લે એટલી જ વાર હતી, એ વખતે પંચાવન વર્ષની વયે વર્માના મોટા કાકાને શી ખબર શું સૂઝી–સમાજસુધારાને નામે એમણે એક વિધવા જોડે પુનર્લગ્ન કરી લીધાં, ને એ ' પુનઃ સૌભાગ્ય મંડિતા 'એ આવતાં વેંત એક વર્ષમાં જ ' વંશધર 'ને જન્મ આપ્યો.

આર્યસમાજી પંડિતે વૈદિક વિધિપૂર્વક એનું નામ ' વંશધર ' રાખ્યું ને વર્મા પ્રત્યેના વિધિના આ પરિહાસને પૂર્ણ કર્યો. આ નવો આગન્તુક પોતાના નિર્બળ નાનકડા હાથમાં ઝડપીને વર્માનું ભાગ્ય ગળી ગયો. વર્માને એની ખાસ ચિંતા નહોતી. એણે કહ્યું કે ' હું કંઈ સંપત્તિનો લોભી નથી. ' એને લાલા ભાનમલની સંપત્તિનો સારો એવો આશરો હતો.

વર્માના ભાગ્યની સાથે સાથે લાલા ભાનમલનું દિમાગ પણ ફરી ગયું. એમણે તુરત વિલાયતથી પાછા ફરેલા એક દેશી-રાજ્યના દિવાનના દીકરાને રૂપાના સગપણનો ચાંદલો કરી લગ્નનો દિવસ પણ નક્કી કરી લીધો. આવી પરિસ્થિતિમાં વર્માને માટે વકીલાતનું ભણતર ભણવું અસંભવિત બની ગયું; દુઃખ અને વિરક્તિથી એનું મન ભરાઈ ગયું.

એક પણ શબ્દ એણે કોઈની વિરુદ્ધ ઉચ્ચાર્યો નથી. પણ એણે બિલકુલ મોં ખોલવું જ બંધ કરી દીધું. ગ્લાનિમાંથી મનને મુક્ત કરવા ખાતર પિતાએ એને જરા બહારગામ ફરી આવવાની રજા આપી. એટલે એણે આવીને અહીં બાગસુમાં રહેવા માંડ્યું.

આ ઠંડીના દિવસોમાં બાગસુનું બજાર મોટે ભાગે બંધ રહેતું. સડકો સૂની રહેતી. સાંજ, સવાર, બપોર, ગમે તે સમયે એ

બહાર ફરવા નીકળી પડતો. ને સડકને કિનારે કોઈ મોટા પથ્થર પર બેઠો બેઠો સૂર્યનાં કિરણોમાં સ્નાન કર્યા કરતો. ઘડીકમાં એ વૃક્ષો પર આમથી તેમ ઉડાઉડ કરતાં પક્ષીઓ જોઈ રહેતો તો ઘડીકમાં એની દૃષ્ટિ પહાડીની નીચે ખીણમાં ચરતાં ઢોર તરફ જતી. એક એક બબ્બેની હારમાં કોલસા ભારે ટોપલાં માથે ઉંચકીને આવતી પહાડી સ્ત્રીઓ તરફ પણ એની નજર જતી. ખચ્ચરો પર ભારે બોજ લાદીને આવતા જતા લોકો પર પણ એની દૃષ્ટિ પડતી. પણ એની એ લૂખી ને સૂકી આંખો જાણે કશું જ જોતી નહોતી.

ક્યારેક તો એના હાથની સિગરેટ આખી સળગી જઈને એની આંગળીઓને દઝાડતી ત્યારે એ ચોંકી ઊઠી એને ફેંકી દેતો. ને ક્યારેક એકાદ દમ ખેંચીને જ એને નીચેની ઊંડી ખીણમાં ફેંકી દેતો. ક્યારેક પેલી કોલ-સાવાળી બાઈઓ સાથે ચાલતાં નાનાં નાનાં છોકરાં દોડી દોડી ઊભાં ઊભાં એની પાસે પૈસા માગવા લાગતાં. એ કશું જ સાંભળતો નહિ. ને કદાચ સાંભળતો તો ચોંકી ઊઠી ઊંચે સ્વરે પૂછી બેસતો— 'શું છે ?' છોકરાં ગભરાઈને ભાગી જતાં.

બીજો છોકરો છોભીલો પડી ગયો ને એની સાથેની જુવાન છોકરીની કમ્મરે વીંટળાઈ ગયો. છોકરીએ હસીને એની નિઃસંકોચ દૃષ્ટિ વર્માની આંખમાં પરોવીને છોકરાની પીઠ પંપાળતાં પોતાની ભાષામાં કહ્યું— 'બી ગયો !'

વર્માએ ફરીથી પૂછ્યું— 'શું ?'

વર્માના જમણા હાથમાં એક મોટી સિગારેટ સળગી રહી હતી. એના તરફ ઇશારો કરી છોકરીએ હસીને બીજા હાથની મૂઠીને પોતાના હોઠ પર તમાકુ પીવાના ઢંગે મૂકીને કહ્યું— 'બાબુ, સિગરેટ આપ.'

એ વિરક્તિની અવસ્થામાં પણ વર્મા એની વાત સમજી ગયો. એણે કંઈક આશ્ચર્ય પામી ફરી પૂછ્યું— 'શું ?'



ભાભીનું હેત?

શ્રીમંત ભાભી પોતાના ગરીબ દિયરને ડામવા માટે, પોતાને ત્યાં ઉજાણીમાં બીજાને મિષ્ટાન્ન જમાડે છે ત્યારે દિયરને સૌની પાછળથી જમવા બેસાડી તેને ઘેંસ પીરસે છે.

દિયર ચકિત બની પૂછે છે:—

સૌ ખાય સાળ દાળ, મારે ભાગ ઘૂલી;
શું કરમનો આગળીયો, કે તું પીરસતાં ભૂલી?....

ભાભી મ્હોં મચકોડીને મેણું મારે છે:—

નથી કરમનો આગળીયો (કે) નથી પીરસતાં ભૂલી;
મ્હેં લોપને ટીલું કીધું, લાપસ બેઠા ઘૂલી! +

---

+ શ્રી. ટી. પી. અડાલજાની દમણુજ પ્રગટ થયેલી સચિત્ર 'કાઠિયાવાડની કંઠકથાઓ' માંથી.

ક્યાંય ભેગું થાય તેવું દેખાતું ન હતું. એ વખતે તો હું કહે રાખતોઃ

'રામશંકર ! નસીબમાં હશે તો બારણાં ઠોકતું આવશે. આપણી ઉતાવળ કંઇ કામમાં આવે ?'

'હાજ તો વીરમભાઇ, નસીબની વાત ન્યારી છે.'

એ મન મનાવતો ખરો પણ મને લાગ્યા કરતું કે રામશંકરનો જીવ અમુંઝાય છે. અને એવી ને એવી જતો જોવામાં રામશંકર તો દેવલોક થયો. ઉમિયાશંકરે સીનિયરની પરીક્ષા પાસ કરી અને ગામમાં જ માસ્તર થયો. નિશાળમાંથી પગાર મળતો એટલે યજમાનવૃત્તિની તેને કંઇ પડી ન હતી. કોઇ અવસરે બોલાવે તો જાય એટલું જ, બાકી કોઇની પેંઠે 'બાંમણનું તરભાણું ભરોજ ભરો' એવું નહિ. એથી ગામમાં એની લાયકી પણ સારી હતી. આ બધાં કારણોને લીધે મને ઉમિયાશંકર માટે હૃદયની લાગણી હતી. મારા મનને એમ કે કોઇનું સારું થતું હોય તો કરી છૂટવું. એમાંયે આ તો ભાઇબંધનો દીકરો છે અને પાછો બામણ છે, એની આંતેડી ઠરશે તો ઉપરવાળો આપણી ઠારશે.

મેં તો ઓળખપીછાન હતી ત્યાં બધે ભાળ કરાવી કે ક્યાંય ઉમિયાશંકર જોગ કન્યા હોય તો. પણ ક્યાંય મેળ ખાતો ન હતો. ઉમિયાશંકરને ખાસાં ત્રીસ વરસ તો થઇ ગયાં હતાં. એ બિચારો મનમાં તો બહુએ મુંઝાતો હોય, પણ શું કરે ? એ મારે ત્યાં કોઇકવાર આવતો જતો, પણ એણે કોઇ દા'ડે હરફે એ બાબતનો કાઢ્યો નથી. પણ માનવીના દિલની વાત ક્યાંય છૂપી રહે છે ? એ તો એની આંખો જ કહી આપતી હતી કે હવે આ જીવ હાથે રોટલા કૂટી કૂટીને કંટાળ્યો છે.

એક રાતના ઉમિયાશંકર મારે ઘેર આવ્યો. એનાં મોં પરથી જ હું કળી ગયો કે એને કંઇ કહેવાનું છે.

'કેમ માસ્તર, કંઇ કામ હતું ?'

'કાકા, જરા વાત કરવી છે.'

'કહી દેને, એમાં વિચાર શો કરે છે!'

'એ તો એમ કે મારા મામા આવ્યા છે કહે છે કે તેમની ધ્યાનમાં એક કન્યા છે.'

'તો પછી શાનો વિચાર કરવાનો છે?'

'પણ હજાર રૂપિયા અને પાંચસોનાં ઘરેણાં માગે છે.'

'કન્યા તો સાબૂત છે ને ? બીજી તો વાહ વાહ થઇ જશે.'

અને હું ઉમિયાશંકર સાથે એના ઘેર ગયો. એના મામા સાથે બધી વાત કરી. એના મામાએ કહ્યું કે કન્યા તો કાઠિયાવાડની છે. બાંમણ છે એમાં તો શક નથી. પણ એનો કાકો જરા લોભી છે. મને થયું જે થતું હોય તો મુઆ બે પૈસા વધારે ઘસાઇ શું...અને હું એના મામા સાથે એમના ગામ ગયો. મેં કન્યા જોઇ. ઉમરલાયક થઇ ગઇ હતી. હોંશિયાર અને બારે ચકોર દેખાય. ગમે તેવું તોયે બ્રાહ્મણનું લોહી ને ! મારા દિલને તો ઠસી ગયું ઉમિયાશંકરનું ઘર અજવાળે એવી બાઇ છે. એના કાકા સાથે વાતચીત કરી કડદો કાઢ્યો. પાંચસોનાં ઘરેણાં અમે કરાવીએ, પાંચસોનાં એ કરાવે અને પાંચસો રૂપિયા એના કાકાને રોકડા આપવા. બધી વાત નક્કી કરી મેં તો લગનની તિથિએ પૂછી લીધી.

ઉમિયાશંકરને વાત કરી એટલે એ તો કહેઃ

'કાકા, તમે કહો એમ કરીએ. મારી પાસે તો પાંચસો સાતસો હશે અને મારી માનાં થોડાંક ઘરેણાં...'

'એ તો બધું થઇ રહેશે. બાંમણનો છૈયો પૈણાઇશ તો કાંઇ નકામું જવાનું છે.

થોડીવાર ઉમિયાશંકર ચૂપ રહી બોલ્યો.

' કાકા, આ છાપામાં આવે છે એવો તો કિસ્સો થાય એમ નથી ને ? '

' મને કાંઇ સમજાયું નહિ. '

' કે થોડા દિવસ રહી એ બાઇ ઘરેણાં-ગાંઠાં લઇ રફુચક્કર થઇ જાય. '

' એ શું બોલ્યો, આ વીરમ ડોડો એમ છેતરાય તો ધોળામાં ધૂળ પડી. અત્યા માન-વીની મોંકળાશ જોઇને પામી ન જઇએ તો જીવ્યું શા કામનું ? મેં એ કન્યાને જોઇ છે. તારે પાછું વાળીને જોવું પડે તેમ નથી. '

—અને વાજતે ગાજતે લગન થઇ ગયાં. હાશ, મારા જીવને હવે ટાઢક થઇ. ઉમિયા-શંકરનું ઘર મંડાયું એથી મને ખૂબ આનંદ થયો.

ચંપા માથે પાણીનું બેડું લઇને નીકળતી ત્યારે હું ઘડીભર જોઈ રહેતો. શું એની ચાલવાની છટા, ધરતી પર પગ અડયો ન અડયો ને માથે બેડું હોય તોયે ચાલી જાય. ગામનાં બૈરાંયે જુવા કાંઇ વાતો કરતાં.'

' વીરમ ડોસાએ માસ્તરની વહુ તો સારી શોધી કાઢી હોં. એનો કામનો રુડો જબરો છે. બોલાવે ચલાવે પણ ગરીબડી છે. માસ્તર અને ચંપાની જોડ રૂપાળી મળી છે.'

કેટલાક દિવસ થયા ત્યાં તો મારી આગળ ટીકા કરનારા પણ કહેવા લાગ્યાઃ

' ડોસા, નક્કી, મેરુ ઘર કરીને રહેશે. એનો જીવનભર હોત તો કપાળનુંયે રુસર થઇ ગયું હોત. '

આ સાંભળીને મારી આંખેડી ઠરી. ઓળામાં પૂર્યું. ના ના પાડતો રહ્યો તોયે ઉમિયાશંકર મારી હાંતચણને એના ઘેર જમવા લઇ ગયો. ચંપાના હાથની રસોઇ જમીને મને ઘેર ઘેર હોડી ચાલ્યું. એ દાડે મેં ચંપાને એક બારે સાલ્લો પહેરાવ્યો.

ઉમિયાશંકર પણ જ્યારે મળે ત્યારે ખુશ-ખુશાલ દેખાય. મને જોઇને એનું મોં મરકી જાય. એનું ઘર હસતું થઇ ગયું. એથી મારું હૈયુંયે હસતું થઇ ગયું.

પણ આ શું ! આવો રૂપાળો ઘરસંસાર ચાલતો હતો ને ચંપા નાસી કેમ ગઇ ? પંદરમા દિવસના સવારે હું આ શું સાંભળું છું ? હેં ! ઉમિયાશંકરની વહુ નાસી ગઇ ? અરેરે...આ શું થઇ ગયું ? બચારો બાંમણનો છૈયો રખડી ગયો !

મારાથી રહેવાયું નહિ. હું સીધો ઉમિયા-શંકરના ઘેર ગયો. ઉમિયાશંકર લમણે હાથ દઇને બેઠો હતો. મને લાગે છે કે એ બિચારો મારી પેઠે જ વિચાર કરતો હશે કે આ એકદમ નાસી કેમ ગઇ ?

( ૨ )

હું એ જ વિચાર કરું છું કે ચંપા નાસી કેમ ગઇ ? ગામ આખુંએ કહે છે કે નાસી ગઇ. પણ મારું મન માનતું નથી. ગઇ કાલ રાત સુધી તો એ મારી કેટલી ખાતર રાખતી હતી. મારી કેવી સેવા-ચાકરી કરતી હતી. કેવું હેતાળું હસતી હતી; પછી હું કેમ માનું કે ચંપા નાસી જાય ?

એ તો એણે ઘરમાં પગ મૂક્યો તે દિવસથી ઘરનો કબજો લઇ બેઠી હતી. કોઇ વાતની ફરિયાદ કરવી પડી નથી. રસોઇ તો કહેશો વેળાસર તૈયાર. પરંતુ વાસણકૂંડું પણ કેવું ગોઠવી દીધું. જે સાવ ઉકરડી જેવું ઘર હતું એને ચાર દિવસમાં તો ચમારા મારતું બનાવી દીધું. કામની ચીવટ તો જબરી. જ્યારે જુઓ ત્યારે હસતી જ હોય, પણ કોકવાર એકલી હતી ત્યારે કંઇક ઊંડો ઊંડો વિચાર કર્યા કરતી. સૂનમૂન ક્યાંય સુધી બેસી રહે. મેં એક વાર પૂછ્યું:

' ચંપા, શું વિચાર કરે છે ? '

ત્યારે એકદમ ચમકી ઊઠી અને હસવાનો પ્રયત્ન કરી બોલી,

'કંઇ નહિ, કંઇ નહિ...એ તો અમસ્થી...'

'તોયે, તને તારું પિયેર સાંભરે છે?'

'કશું નહિ, મારે વળી ક્યાં પિયેર છે તે સાંભરે?'

અને ઊઠી મારી પાસે આવી મારે માથે હાથ ફેરવવા લાગી. કેવા ભાવથી તે મારા દિલને સ્પર્શતી હતી. ધીમે રહી મને કહે:

'તમે કેવા ભલા માણસ છો!'

'તો, તું ક્યાં નથી. તું તો મારા કરતાંએ...'

'એવું બોલશો નહિ. હું ક્યાં ને તમે ક્યાં?'

અને આવા વિચારમાં ગમગીન થઇ હતી. પણ થોડી વાર જ. પાછું એની આંખમાંથી હાસ્ય ફરતું અને મને અજવાળી જતું.

ચંપા ઘરકામમાં પાવરધી હતી. બોલવા ચાલવામાં ચાલાક હતી. સૌનાં દિલ છતી લે એવી પ્રેમાળ હતી. મારે માટે ઓવારી જતી હતી, પણ મને એક વસ્તુ નહોતી સમજાતી. હું રોજ નાહીધોઇને ભગવાનનો દીવો કરી માળા કરવા બેસતો. હું ચંપાને પણ કહેતો:

'ચંપા, તારે રોજ પૂજાપાઠ કરવો જોઇએ. બ્રાહ્મણનો અવતાર લઇ સંધ્યાપૂજા કર્યા વગર ચાલે? સાંજના દાંડો આથમ્યા પછી ઘરમાં રોજ દીવો કરવો જોઇએ.'

હું કહું તે બધું સાંભળી લે પણ તે પ્રમાણે કરે નહિ. સાંજના ક્યારે હું ફરવા ગયો હોઉં ને મોડો આવું ને જોઉં તો ભગવાનનો દીવો થયોજ ન હોય. બધા કામમાં પાવરધી આ ચંપા આ કેમ ભૂલી જાય છે? મેં જરા ટકોર પણ કરી.

'ચંપા, રોજ રોજ કહું છું તોયે તું ભૂલી જાય છે! પ્રભુની પૂજા કરવામાં આળસ રખાય? એને લીધે તો આપણે ઉજળા છીએ.'

એ કંઇપણ બોલ્યા વગર સાંભળી રહેતી, મારી સામે તે ટગર ટગર જોઇ રહેતી, કંઇ જ ન બોલતી.

'કેમ ચંપા ડરી ગઇ? તને ખોટું લાગ્યું?'

'ના રે, ચાલો જમી લ્યો.'

અને તે સીફતથી વાત બદલી નાખતી અને મનેએ હસતો કરી દેતી.

તે જેમ આ ભગવાનના દીવાનો ખુલાસો નહોતી કરતી તેમ હું એના પિયેરની વાત પૂછતો તેનો પણ જવાબ ન આપતી. એક દિવસ તો મેં ખૂબ આગ્રહ કરીને કહ્યું ત્યારે તેણે કહ્યું:

'મારા પિયેરમાં મારી જાત શિવાય કોઇ નથી. આ વિશે તો તમે મને કંઇ ન પૂછો તો સારું.'

એ એવી રીતે બોલી કે દિલમાં કરુણા થાય. મને લાગ્યું કે તે વચ્ચે વચ્ચે ગમગીન થઇ જાય છે તેનું કારણ આ તેનું ઓશિયાળાપણું હશે. પછી મેં એ વાત ચૂંથવાની છોડી દીધી.

હું એને ભગવાનની મૂર્તિ આગળ જઇ નમન કરવાનું કહેતો તોયે તે ન કરે. બસ દૂરથી એ હાથ જોડી નમન કરી લે. હું કહું.

'પણ, તું ભગવાનથી આટલી ડરે છે કેમ? તને એ કરડી તો નહિ ખાય?'

'કરડી ખાય તો પછી તમે શું કરશો?' અને મારી મૂળ વાતને હડસેલી તે મને ક્યાંય ને ક્યાંય લઇ જતી. પછી તો મેંયે મન વાળી દીધું કે ધીમેધીમે બધું ગોઠવાઇ જશે.

એક વાર ભણવાની વાત નીકળી એટલે મેં પૂછ્યું:

'ચંપા, તું કેટલું ભણી છે?'

'અક્ષરે નહિ?'

'હેં! બ્રાહ્મણની છોકરી થઇ ભણી નથી?'

થોડી વાર તે ચૂપ રહી બોલી:

'અમારા ગામમાં નિશાળ નથી.'

' તો હું ભણાવું તો તું ભણીશ ?'

તેણે માથું હલાવી હા કહી. મારા મનને એમ હતું કે જો એ ચારપાંચ ચોપડીઓ ભણી હોય તો પરીક્ષા અપાવી મહેતી બનાવી દઉં, કંઈ નહિ, ધીમે ધીમે શીખશે.

પંદર દિવસ ગયા તે જાણે ખબરે ન પડી. ચંપાની હાજરીમાં ખબરે ન પડે કે રાત છે કે દિવસ છે. નિશાળમાં જાઉં તો યે જીવ તો ઘેર જ ફરે. વચ્ચે કંઈનું કંઈ બહાનું કાઢી હું ઘેર આંટો મારી આવતો. જોઇને વ્હાલ આવે એવી ચંપા હતી. સાચે જ, ચંપા તો ચંપા જ છે !

કેટલાક ગામ ગોઠિયા મને કહેતાઃ

' માસ્તર, બૈરાને સાચવતા રે'જો હોં. કાઠિયાવાડી ખૂબખૂબ લાબા છો, પણ જોજો, ઊડી ના જાય.'

ત્યારે મને થતું, ' આ ડફોળો શું સમજતા હશે ? મારી ચંપા મને મૂકીને ક્યાં જવાની હતી ? '

લોકો તો જેને જેમ ફાવે તે વાતો કરે ! ચંપા બીજાં બૈરાં જેવી નથી. બીજી સ્ત્રીઓ તો વાત લઇ મને આ કરાવો ને તે કરાવોમાંથી જ ઊંચી આવતી નથી. ચંપા તો ઊલટી સાદાઈ પસંદ કરે છે. વીરમકાકાએ આપેલી સાડી પહેરવાનો આગ્રહ કર્યો તો યે કહેશેઃ

' કોઈક અવસરે પહેરીશ. '

પાછી ઘરેણાં યે કાઢી કાઢી મને આપે જાય છે.

' આ કંઠી અને લોકેટને ઠેકાણે મૂકો ને ! આ સોનાની બંગડીઓ હવે નથી પહેરવી.'

હું ગમે તેટલો કરું તોયે કહેશેઃ

' ના, મને ઘરેણાં નથી ફાવતાં. '

તોયે હું આગ્રહ કરીને થોડાંક તો પહેરાવતો, તેયે ગઈ કાલ રાત્રે મને આપી દીધાં,

' લ્યો, આ વીંટી, આ દોરો અને આ એરિંગ મૂકી દોને. '

' કેમ તેં ધાર્યું છે શું ? આવી અડવાણી ફેરવું તો લોકો શું કહે ખબર છે ? આટલાં તો પહેરવા રાખ. '

' મારે તો કાંઈ પહેરવાં નથી. ' એમ કહી તે કાઢવા લાગી, પણ મેં સમ ખવરાવ્યા ત્યારે એટલાં ઘરેણાં અંગ પર રહેવા દીધાં. કેવી સાદાઇ ! ચંપા તે ચંપા જ છે !

હું વાતો કરવા લાગ્યો તો એ હસતી હસતી ભળતી વાતો કરવા લાગી. પણ થોડી વાર થઈ તે બોલી ઊઠીઃ

' મને તો ઉંઘ આવે છે, હવે વાતો કરાવશો નહિ.'

' ચંપા, સાચે જ તું તો દેવી છે. તું ન મળી હોત તો મારી જિંદગી ધૂળધાણી થાત. ' મારાથી બોલી જવાયું.

' એવું ન બોલશો. હું તો......'

એ શબ્દો ગળી ગઇ અને પાછી બોલી, ' હવે તમે બોલશો નહિ; મને ઊંઘ આવે છે.'

' સારું, મારાં દેવી, તમે પોઢો, કહેતાં હો તો પવન નાખું. ' અને હું હસી પડ્યો. મારા મનમાં એમ કે હમણાં ચંપા કંઈનું કંઈ બોલશે, પણ એ હાથે મોં દબાવીને એ સૂઈ ગઈ.

( ૩ )

હું શું બોલું ! મારે બોલવું હોય તોયે મારાથી બોલી શકાય તેમ ન હતું. માસ્તર મને ચંપા...ચંપા, મારી દેવી કહેતા ત્યારે મને કંઈનું કંઈ થઈ જતું. હું ક્યાં અને માસ્તર ક્યાં ? એ બ્રાહ્મણ અને હું ? મારી જાત યાદ કરું છું ને મને કમકમાટી વછૂટે છે. મેં આ શું કરવા ધાર્યું છે ? મારે જીવનમાં કેટલા પાઠ ભજવવાના છે ? અત્યારે તો હું ખૂદ માસ્તરને કહું કે હું જાતે વાઘરણ તોયે તે ન માને. પણ વાઘરણ છું તે હકીકત હકીકત છે. આ દેહે હું એક વાર પટલાણી બની છું, સોનારણ બની છું, વાણિયણ

બની છું અને ઝેસે ચંપા બ્રાહ્મણી બનીને આવી છું. કોણ જાણે ક્યારે મારા જીવન-નાટકનો અંત આવશે ?

પણ આ જિંદગીના ખેલનો કંટાળો આવી ગયો છે. પણ પેલો મારો ક્યાં છાલ છોડે છે ? પેલો મારો કાકો બનીને ફરે છે એ છોટાલાલ ભયંકર માણસ છે. એણે જ મારી આ દશા કરી છે. હું મારા માબાપ સાથે વાડી કરીને લીલા લહેર કરતી હતી. મારા માબાપે નાતમાં મારું ક્યાંય ઠેકાણું પાડી દીધું હોત, પણ એ જ દિવસોમાં આ છોટિયો ભેટી ગયો. મને ઘરેણાંની અને કપડાંની લાલચ આપી ધીમેધીમે તેની કરતો ગયો. મારાં ફૂટી ગયાં હતાં તે એની જ આંખે જોવા લાગી. અને એક દિવસ એણે કહ્યું:

'ઝમકુ, મારું માનતી હોય તો ચાલ કોઇક શહેરમાં જતાં રહીએ.'

અને હું એની આંખના ઇશારે શહેરમાં આવી. એનામાં મેં એવું તે શું જોયું હતું તીયે ખબર પડતી નથી. શહેરમાં એકાદ મહિનો તો કાઢયો. પૈસા જેટલા હતા તેટલા વપરાઇ ગયા. હવે શું કરવું ? છોટાલાલ મુંઝાણો. તે ક્યાંય કામ ધંધે જતો નહિ. તેને કંઇ કામ સૂઝે તેમ ન હતું. એક દિવસ અમારી ઓરડીએ બેએક માણસોને લઇને આવ્યો. ચા–પાણી થયાં અને કંઇક ઘુસપુસ વાતો કરવા લાગ્યો. એ બધાના ગયા પછી મને કહે:

'જો ઝમકું, કોઇ પૂછે તો કહેજે અમે પાટીદાર છીએ અને કહેજે આ મારા કાકા છે.'

'હેં; તમે મારા કાકા...'

'હવે સાંભળ તો ખરી. તું તો જબરી ડાપલી. અહીં કંઇક રસ્તો કાઢતા હોઇએ ત્યાં...'

'પણ મારે કંઇ રસ્તો કાઢવો નથી.'

'તો આજે અહીં એકલી બેઠી બેઠી હું કહું તેમ કરવું પડશે, નહિ તો રસ્તા વચ્ચે રઝળશે, મૂકીને ચાલ્યો જઇશ.'

'તો હું મારે ગાડીમાં બેસી ઘેર જઇશ.'

'જજેને ! હવે તારો બાપ તને સંઘરશે એમ ને ? કયો વાઘરી તારો હાથ પકડવાનો હતો ? છાંની માંની અહીં શહેરમાં આવીને મઝા કરને ..'

'પણ તમે તો...'

'તું બધી વાત શાંતિથી સાંભળીશ કે બસ એમ તેમ...જો હું તને વ્હાલો હોઇશ તો તું મને વહાલી નહિ હોય. તારા માટે માયા ન હોત તો તને અહીં શું કરવા લઈ આવત. જો, આપણે ચારેક દાંડા નાટક કરવાનું છે. આ પેલો આવે છે તેનું તારે ઘર માંડવાનું, એક બે દાંડા થાય એટલે ઘરેણાં ગાંઠાં લઇ ભાગી નીકળવાનું. એ પછી આપણે વળી ક્યાંય નીકળી જઇશું.'

'મને તો એ ન ફાવે. હું તો તમને પરણી ચૂકી છું. બીજાને ..'

'એટલે બીજાને પરણવાનું યે ક્યાં છે ? તું વાઘરણ છે, પણ ચાલાક નથી લાગતી. વાઘરણને વળી આટલું સમજાવવાનું હોય ? આ તો બે ઘડી ખેલ કરવાનો.'

આવું આવું સમજાવી, મનમાં કંઇની કંઇ લાલચો આપી મને તૈયાર કરી. હું એવી રીતે તેના હાથમાં પડી હતી કે મારે તે કહે તેમ કર્યા સિવાય છૂટકો જ નહોતો. મને પટલાણી બનાવી. મારું નામ ગંગા રાખ્યું. અને ગંગાના રૂપમાં ત્રીજે દિવસે હું નાઠી.

આજે એ યાદ કરું છું ને મન થરથરી ઊઠે છે કેટલું ભયંકર! મેં કેટલાં માણસોના જીવતર સાથે ખેલ ખેલ્યા છે. પેલો સોની તો બિચારો ભલો માણસ હતો. આ 'માસ્તર'

જેવો સુંવાળો. મને થયું છો છોટિયો રોયો આંટા માર્યા કરતો. હું તો મારે આનું ઘર માંડી લીલાલ્હેર કરીશ. પણ એમ છોટિયો મારો ક્યાં છાલ છોડે તેમ હતો. ગામની ભાગોળે આંટા માર્યા કરે. મને કહેવરાવી દીધું કે ભાગી છૂટ, નહિ તો તને ઉપાડી જઈશું. અને એક રાતના બારણે ટકોરા થયા અને મારે નીકળવું પડયું. પછી તો છોટિયો મારા પૈસાના જોરે મોટો વેપારી બની ગયો. કોઇક વાર મને તેની ભાણેજ બનાવે, કોઈક વાર તેની વહુ બનાવે, કોઈક વાર મને સગી બેનાવે; એક દિવસ આ શહેરમાં તો એક દિવસ પેલા શહેરમાં. પાણીની પેઠે પૈસા વાપરે. કાંઈ મઝા કરી, મને કાંઈ મઝા કરાવી છે. પણ સાચી મઝા ક્યાં છે? અગ્નિના ભડકાની પેઠે એ એ એશઆરામ દેખાડી રહ્યો છે. આજે એનો વિચાર કરું છું ને થાય છે મેં હાથે કરીને મારી જિંદગી બગાડી. મેં જુવાનીના નશામાં આગળ પાછળનો વિચાર ન કર્યો ને એવા માણસના હાથે પડી કે જે મને નચાવે જાય છે, મારે હવે નાચ્યા વગર છૂટકો નથી.

ના...ના...હવે મારે નથી નાચવું. મારે આ નાટક પણ હવે નથી ભજવવું. કેટલાની જિંદગી બગાડવી? કેટલાને રોતા કરવા? કેટલાનાં ઘર ભાગવાં? એમાં મને શું મળવાનું હતું? છોટિયો તો મારી જુવાની પર નાચે છે. કાલે મારી ઉંમર થશે. પછી મારું કોણ? એનો સટોડીઆનો શો ભરોસો ......તો આ માસ્તરનું જ ઘર માંડીને રહું તો?

ના, ના...બીજો કોઇ નહિ ને આ ભલા માણસનો મનખો શીદ બગાડું. બિચારો કેવો ભાવણ છે! મારા પર કેવો ભાવ રાખે છે! આવા માણસ સાથે દગો રમું? મને દુનિયા છોડશે, છોટિયો છોડશે, પણ ઉપરવાળો કેમ છોડશે? આ મનખાદેહ લઇને આવું કરવાનું! ના...ના...નહિ. એક ભવમાં અનેક ભવ નથી કરવા. આ પવિત્ર બ્રાહ્મણનું જીવન નથી બગાડવું. બિચારો કેવી ભક્તિ કરે છે. પ્રભુ પર કેવી આસ્થા રાખે છે! મને પ્રભુનું ભાન કરવાનું કહે છે. પણ કયે હાથે પ્રભુની સેવા કરું! આ દેહ અપવિત્ર છે. આ હાથ પ્રભુના દીવા સ્પર્શ કરવા માટે નાલાયક છે. શહેરમાં રખડી રખડીને રીઢી થઇ છું. ચોપી ચોપીને બોલતાં આવડે છે, સારો દેખાવ કરતાં આવડે છે, નાટક ભજવતાં સારું આવડે છે. પણ એમાં શું વળ્યું! એ બધું કોઇની જિંદગી બગાડવા? અને બીજા કોઇની નહિ ને આ બ્રાહ્મણની!

કોણ જાણે કેમ પણ આ માસ્તરના ઘરમાં પગ મૂકયો ને મને કંઇનું કંઇ થવા લાગ્યું. જાણે હું એવા પવિત્ર વાતાવરણમાં આવી છું કે અંદરનો પાપી જીવ અકળાય છે. મને

એકે કારણ મળતું નથી કે જેથી મને આ માસ્તરને દગો દેવાનું મન થાય. શા માટે આ માણસને તરછોડવો ? ઘડીભર તો થયું એની જ થઇને ચંપાના નામથી જિંદગી પૂરી કરી દઉં. પણ જીવ અકળાય છે. એમ થાય છે આ ભવે તો ઠેકાણું ન પડયું પણ આવતા ભવે શું થશે ? બ્રાહ્મણનું એળિયું અભડાવી હું શું કાંદા કાઢવાની હતી ?

મારી અને છોટિયાની શરત પ્રમાણે તો મારે ચોથા દા'ડે રાત્રે નાસી જવાનું હતું. છોટિયો ગામને રસ્તે આવીને પાછો યે ગયો હશે. પણ હું કેમે કરી આ માસ્તરને ન છોડી શકી. કદાચ છેવટ સુધી ન છોડી શકત. પણ અંદરનો જીવ જ મુંઝાય. અંદર બળતરા થયા કરે કે હું કાંઇક ખોટું કરી રહી છું. મનને ઘણુંયે મનાવું પણ દિલ ગોઠે જ નહિ.

પાછી છોટિયાની બીક ભારે હતી હું તેનાથી વછૂટવા મથું પણ તે મને છોડે તેમ ન હતો. એ તો દુનિયામાંથી મને પકડી પાડે તેવો છે. કદાચ આ માસ્તરનું ઘર કરીને રહી તોયે તે હખ નહિ આવવા દે. કદાચ માસ્તરને નનામો કાગળ લખીને જણાવી પણ દે કે ચંપા તો વાઘરણ છે. એ દિવસે માસ્તરની શું દશા ? ભલો આદમી ફાટી જ પડે ને ! પછી મને એક દા'ડોયે ઘરમાં કેમ રાખે ! અને બધા બ્રાહ્મણો ભેગા થઇ એની શું દશા કરે ! આવા ભલા માણસને વગર લેવા વગર દેવા આવી દશા શીદને કરવી ?

ભલે મારું થવાનું હશે તે થશે પણ આ માસ્તરનો મનખો તો નહિ બગાડુ. મને એની, એની ભક્તિની, એની સચ્ચાઇની બીક લાગે છે; એ બધાને લાયક હું નથી. હું અધમાધમ તેની સાથે કેમ રહી શકું ! છોટિયો બાજી ખુલ્લી પાડી દે તે પહેલાં મારે જવું રહેવું છે. પણ કેમેય પગ ઉપડતા નથી. નથી રહેવું એમ જીવ કહે છે, પણ માસ્તર માટેના મારા પગ ઝકડી રાખે છે.

ના, આજ તો જવું જ છે. આજ રાત્રે નીકળી જવું છે. હવે વધુ વખત માસ્તરને નહિ બનાવું. હવે મારાથી તેને વધુ નહિ છેતરાય. છોટિયો મારા પહેલો ધડો ફોડી નાખે તે પહેલાં નાસી જાઉં.

માસ્તર ઊંઘે છે, ઘસઘસાટ ઊંઘે છે. હું ઉભી થઇ. ખખડાટ ન થાય તેમ ધીમેથી સરકીને ઓસરીમાં આવી. મારા દેહ પર હતાં તે બધાં ઘરેણાં કાઢી પાણિયારી પર મૂકયાં. હવે મારા દિલ પર માસ્તરની કોઇ ચીજ નથી. જે સાલ્લો પહેરીને આવી હતી તે જ પહેરીને નીકળું છું. જતાં જતાં માસ્તર સામે નજર કરી જોઇ. પ્રભુને બે હાથે દૂરથી નમન કર્યું.

'પ્રભુ ! આ પાપીણીને માફ કરજે, હવે હું તારે શરણે છું. હું આવા ભોળાભલા માણસોની જિંદગી નહિ બગાડું. ભગવાન મને તું દોરે છે.'

અને ધીમેથી, શ્વાસ પણ મૂકતાં અવાજ થાય તેના કરતાંયે ધીમેથી મેં બારણું ખોલી દીધું. પછી સીફતથી બહાર નીકળી ગઇ.

હું ગામ બહાર નીકળી ગઇ છું. કયાં જાઉં ? હવે મારું કોણ ? જા...જા...જાન્હમમાં જા. નરકમાં પડ. પણ આવા લોકોના મનખા ન બગાડ. ઉપર આભ ને નીચે ધરતી. હું ચાલી જ જાઉં છું છોટિયાથી દૂર અને મારા પાપોથી દૂર. પણ એમ પાપ કંઇ મને છોડશે ? તે તો મારી પાછળ પાછળ મારી છાયા બનીને આવશે. ભલે મારું થવાનું હશે તે થશે પણ હવે આ દેહે હું કોઇનું ખરાબ નહિ કરું. હવે મારે જીવનનાટક નથી ભજવવું. કોઇ નહિ સંઘરે તો આ ધરતી-માતા તો સંઘરશેને ?



શોભના દેવી
—દમયંતી તરીકે

પૃથ્વીરાજ
—નલરાજ તરીકે

# નલ અને દમયંતી

નો ખરેખરો ખ્યાલ જરૂર આપશે.

જનક પીકચર્સ
સહર્ષ
રજૂ કરે છે.

નાયમપલ્લી
ઉમીડ, ત્રિલોક
હીરો અડવાની
નિમ્બાલકર

સરોજ બોરકર
જીલ્લુબાઈ
ચંદ્રિકા
ગુલાબ

સંગીત :
રામચંદ્ર પાળ

ડીરેક્ટર :
ગુંજાલ

વાર્તા :
કે. એસ. ઠાકરે

# મંગુ

—આ દુઃખાન્ત નાટકનું સૌથી દુઃખી પાત્ર તો હું છું, કેમકે હું નક્કી માનું છું કે અમને બીજી બાઇ મળશે, પણ બીજી મંગુ નથી મળવાની. કમનસીબી...

લેખક :
શ્રી "વિનોદકાન્ત"

તે દહાડે સવારે જ્યારે જાણ્યું કે મંગુ હવેથી કામ પર આવવાની નથી ત્યારે મને એના અનેક સદ્ગુણો યાદ આવવા લાગ્યા. જરા મનસ્વી, પણ કેટલી ભલી બાઇ હતી! જાતે દૂબળા કોમની, પણ ઉજળિયાતોના સંસ્કારની તેને બક્ષીસ હતી. દેખાવે સુઘડ અને નમણી; બોલે, તે જાણે લાડ કરતી હોય તેમ—" બિન્દુબેન !" એ તેની શેઠાણી માટેનું સંબોધન જ્યારે જ્યારે સાંભળું ત્યારે એ શબ્દના અક્ષરે અક્ષરમાં તો શું—કાના-માતરમાં સુદ્ધાં કુમાશ ભરી હોય એવું લાગતું. એનું કામ ચોખ્ખું, તેમ હાથની પણ ચોખ્ખી હતી. એક બીજી બાઇએ પડેલાં એક વાર અમારો એક સરસ જર્મનનો લોટો ચોરેલો. અને અમે એના ગુના બદલ પગારમાં રૂપિયો ઓછો આપશું એમ કહ્યું ત્યારે હોહા કરી આખી શેરીમાં અમને બદનામ કરવા મંડેલી, તેવું મંગુ કરે એ કલ્પી પણ શકાય તેમ નહોતું. એની સાથેની બોલીનાં નહોતાં એવાં કામો બજારનો આંટો ફેરો કે ઉપરતો નળ હડતાળ પર જાય ત્યારે નીચેથી પાણી ચઢાવવાનું—રાજીખુશીથી કરી આપે એની તો જાણે બહુ નવાઇ નહિ. પણ અમને આઠ–આઠ વરસે પણ હજી પારકા પરદેશ જેવા લાગતા આ ગામમાં એ સર્વજ્ઞથી સુરતણે અમારા—ખરી રીતે, ખાસ કરીને તો, બિન્દુના—જ્ઞાનમાં જે વૃદ્ધિ કરી દીધી તેનાથી મને તો વારંવાર આશ્ચર્ય થતું. ટકાઉ ચૂનો કે સગડી, ' કુક્કાં મરીનાં ' લાકડાં, સુન્દર માટલી, મજબૂત ઝાડુ કે ઉત્તમ છાણું આ દોઢ—બે લાખની ( કે જે હોય તે ) વસ્તીના વિશાળ સુરતમાં ક્યાં મળશે, એ જ્ઞાનની તે અમારી એકમાત્ર ગુરુ હતી. એવી બીજી તો હવે મળે ત્યારે. હમણાં તો મારે તેનો એટલો જ આભાર માનવાનો છે કે તે જતી જતી પણ મારા જેવા બોઘા બુદ્ધિજીવીને સ્વાશ્રયી બનાવતી ગઇ છે—પાણીની ડોલો ને ડોલો મારે હાથે ચડે ન ચડે છતાં દાદરે ચડાવનારો મને બનાવતી ગઇ છે. વધુમાં, એના પગાર ઉપરાંતના અમારા આઠ આના તેની પાસે છે ( ને કદાચ હમેશના રહેશે ), એની પ્રત્યે મને અનાસક્તિયોગના પાઠ પણ પઢાવતી ગઇ છે.

એવી એ ગુરુદેવીમાં—કેટકેટલાં ય દેવ-દેવીઓમાં હોય જ છે ને ? એવું—મનસ્વીપણું પણ, માગો તેટલું હતું. પણ એનો લહાવ તો મારા કરતાં બિન્દુમતીને જ વધારે મળતો. મંગુના પગારના પૈસા ( મારા પગારમાંથી જ, અલબત્ત, ) ખરચતી છતી એ શેઠાણીને મંગુએ નોકરાણી બનાવી મૂકી હોય એવો વખત અઠવાડિયે એક વાર તો આવતો જ. તેની વગર નોટિસની ગેરહાજરીનો એ પ્રતાપ. તેને આવવાનો વખત વીતી જાય એટલે, રાતનાં એઠાં પડેલાં વાસણ બિન્દુથી દીઠાં જાય જ નહિ. " ઇ તે આજ આવવાની છે કે નથી આવવાની ? " આ કે એવા બીજા સવાલો તે તો પૂછવા માંડવાની ને મારી મીઠી ઊંઘને વીંખવાની જ. એ ધાંટાધાંટ વખતે તેનો રમેશનો સંસ્કારી કંઠ તરડાઇને એવો બની જતો કે મારી ઊંઘ બગડે એના દુઃખ

# દેરીનાં અવશેષ

દેરી તૂટી ગઈ હતી; કારણ કે ગામ સુધરતું હતું: ગામ સુધરતું હતું કારણ કે અર્વાચીન યુગનાં મંડાણ થતાં હતાં; વીસમી સદીના ફુંકાતા પવને ભગવાનને એક બાજુ હડસેલી દીધા હતા. દેરીનાં અવશેષ એ આજની સંસ્કૃતિનું રૂપ હતું.

લેખક : શ્રી. ચંદુલાલ પટેલ

હીરા કુંભારના ઘરના આંગણામાં એક નાની—શી બાંધેલી તૂટેલી દેરી હતી. પચાસેક પથરાઓને ગોઠવી, માટીથી લીંપી એ સ્થાનક બનાવવામાં આવ્યું હતું અને એની ઉપર એક મૂર્તિ બેસાડી દીધી હતી. વાર તહેવાર અને અગીઆરસની રાતે ત્યાં બેસીને હીરો ભજનો ઉપાડતો અને એનાં કંઠ તથા ભજનોનો રસાસ્વાદ કરવાના હેતુથી આખુંય ગામ, ભાવુક દિલે ત્યાં ઉમટતું.

મોડી રાત સુધી મંજીરા ને કરતાલના નાદ ગાજી ઉઠતા. હીરાનો કંઠ તથા ભક્તોની તાળીઓના ઠેકા, વાજિંત્રોના જ પડઘા હોય એવા એકરસ બની ભજનને બહેલાવી જતા. આરતી થતી, ટોપરાંની કટકીઓનો પરસાદ વહેંચાતો અને પછી બધાં વીખરાઈ જતાં.

ગામની પશ્ચિમ દિશાએ આવેલા ઉકરડાથી થોડેક છેટે આ હીરાનો નિભાડો હતો. ગામનાં દરેક ઘરની દિવાલ, આ હીરાના નિભાડાની ઈંટથી જ બની હતી અને એ દિવાલો પરનાં છાપરાં એનાં જ નળિયાં વડે છવાયાં હતાં.

એક દિવસે હીરાને મોટો ઓર્ડર મળ્યો. જે સ્ટેટના તાબામાં આ ગામ હતું એ સ્ટેટનો એક અમલદાર, પાંચેક જણના કાફલા સાથે અહીં આવી ચડ્યો હતો અને ગામેતીને ત્યાં ઉતર્યો'તો.

બે એક દિવસ સુધી એ છએ જણ ગામમાં ફરી હતા અને કાગળ પર આડા અવળા લિંટા તાણીને કેટલીએ જાતના હિસાબ કર્યા હતા. લોકો ગણગણતા હતા કે ગામમાં ગટરની 'પપ' (Pipe) નાખવાની હોવાથી એ બધું નિરીક્ષણ થતું હતું.

એક દિવસે સવારે, હીરા હજી રોટલા ને મરચાનો નાસ્તો કરી ઉઠ્યોય નહોતો ત્યાં તો ગામેતીનો માણસ આવીને એને બારણે ઊભો રહ્યો.

"કાં મેથા !...અટાણે ?"

"તમને ગામેતી બરકે છે ! હાલને હાલ એક આંટો આવી જાજો !"

"અમલદાર સા'બ ગ્યા ?"

"સાંજકનાં જાવાના છે, એમનું જ કામ છે, જઈ આવજો !"

"એવને આ ઘડી આવું છું. તું જા, મારો બાપો !"

અને પછી માથે ફાળિયું વીંટી હીરો ગામેતીના ઘેર પહોંચ્યો, અને જોતાં જ ગામેતીએ અમલદારને કહ્યું: "હીરા કુંભાર આવ્યા છે."

પછી તો અનેક વાતો થઈ. ગામમાં ગટર નાખવાની હોવાથી પચાસેક હજાર ઈંટોનો ઓર્ડર હીરાને અપાયો. ભાવતાલ નક્કી કરી હીરાએ રજા લેતાં કહ્યું, "અનાથી હશે માંબાપ. મારી ક્યાં ના છે !"

" એક આરાડીઆમાં જ જોઇએ. ઢીલ નંઇ હાલે ? " ગામેતી બોલ્યા.

" આઠમો દિ' નો થાય, પછે કાંઇ ?"

અને હીરો નિભાડે પહોંચ્યો. પાંચેક વધુ માણસો રોકી એણે ઈંટોનું કામ ધમધોક શરૂ કર્યું.

બપોરના જ્યારે એ ઘેર જમવા ગયો ત્યારે એણે પોતાની સ્ત્રીને ' આરડર 'ની વાત કરી. એની વાત સાંભળતાં જ એની પત્નીએ કહ્યું " બધો પરતાપ મારા રામજીનો, પણ. તમને એનું થાનક સુધારવાનીયે ક્યાં ફુરસદ છે ! ભગવાન બલેને પાણાનાં ઢગલાં પર બેઠા હોય. આટલી બધી ઈંટો બનાવો છો તો પછી રામજીની દેરી કાં ચણાવતા નથી ? "

બીજે જ દિવસે ઇંટોનો એક ઢગલો હીરાના આંગણામાં ખડકાએલો ગામલોકોએ જોયો. એક જણે પૂછ્યું, " કાં હીરાભાઇ, ભગવાનનું મંદિર બાંધો છો? "

ત્યારે હીરાએ નમ્રતાથી કહ્યું, " મંદિર બાંધવા જેટલી ત્રેવડ તો નથી નરભેરામ ! પણ દેરી બાંધવાનો વિચાર છે. "

પછીને દિવસે દેરી પણ ચણાઇને તૈયાર થઇ ગઇ. એ રાતનાં મંજીરા ને કરતાલ ખૂબ જોરશોરથી રણઝણ્યા હતા અને હીરાનો બુલંદ સૂર, ભજનના શબ્દોને લઇ, ગામના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ઘૂમરીઓ ખાઇ ગયો હતો. પરસાદના ટોપરા ભેગી દોઢીક સાકર પણ બની ગઇ હતી.

આરાડીઆમાં તો હીરાએ ઈંટોનો આખો ગંજ નિભાડા આગળ ખડકી દીધો. એક દિવસે સવારના પચાસેક માણસનું ધાડું ગામમાં આવ્યું. એમની પાછળ કોશ, કોદાળી પાવડા ને ટોપલા ભરેલું એક ગાડું પણ આવ્યું.

...ને નૈસર્ગીક સૌંદર્યથી ઓપતા એ ધૂળિયાઇ ગામડાના ચોરામાં ઓજારોનો ખણખણાટ જાગી ઉઠ્યો.

પછી તો ઉપરીના હુકમોનું પાલન કરતાં વેતરાં ધરતી ખોદવાના કામમાં લાગી ગયાં. મોટી મોટી પાઇપો આવીને આ ગામમાં ઠલવાવા લાગી. સાત ફુટ પહોળા અને પંદર ફુટ ઉંડા ચીરા, ધરતીનાં હૈયા પર અજગરની માફક આળોટવા લાગ્યા.

વધતો વધતો એ ચીરો, ગામની ગલીઓ ફરતો ફરતો એ ખાડો, હીરા કુંભારના ઘર આગળ આવીને અટક્યો.

ત્યારે સાંજ પડી હતી. હીરો નિભાડેથી ઘેર આવતો હતો. એને જોતાં જ કોઇએ કહ્યું, " હીરા ભગત ! જરા આ દેરીને ખસેડવી પડશે. ગટર અહીંથી સોસરી નદીમાં કાઢવી છે. "

હીરો ઉંબરમાંજ થંભી ગયો. " ગટર અહીંથી કાઢવાની છે ? "

" ઉપરીનો હુકમ છે. આ જુવોને નકશો." એમ કહેતાં એણે ખિસામાંથી એક કાગળ કાઢી હીરાની સામે ધર્યો.

" પણ એલા આંઇ તો ભગવાનનું થાનક છે. "

" થાનક જરા બાજુએ હટાવવું પડશે."

" ગટર બાજુમાંથી નો જાય ? "

" ઇ તો ગામેતી જાણે, ને મામલતદાર જાણે ! " એમ કહી એ લોકો જતા રહ્યા.

જમી પરવારી હીરો પહોંચ્યો ગામેતી પાસે. " ગાંમજીભાઇ ! આ તો ધરમની વાત છે, ઇ થનક નંઇ હટે ! "

" મારાથી કાંઇ નો થાય મામલતદારનો હુકમ છે ત્યાં હું શું કરું ? તું જાણ ને ઇ જાણે ! "

## સ્વપ્નામાં તું શીદ આવે છે?

સ્વપ્નામાં તું શીદ આવે છે?
જ્યારે સાથ સદાનો છૂટી ગયોઃ
સૌભાગ્ય–સિતારો તૂટી ગયોઃ
નિરાશ બનેલા ઉરને શીદ પછી તું
આશાની જ્યોત બતાવે છે?
સ્વપ્નામાં તું શીદ આવે છે?

*

જ્યારે શુષ્ક રસોનો ભાર વહ્યોઃ
ને દુઃખતણો સૌ સાર લહ્યોઃ
આવીને મમ મરૂ-ઉરમાં શીદ પછી તું
તૃષ્ણાની આગ જલાવે છે?
સ્વપ્નામાં તું શીદ આવે છે?

*

ભાવિએ જ્યાં મુજને દીન કીધોઃ
ને જીવનનિધિથી હીન કીધોઃ
માયાના બન્ધનમાં રે! શીદ પછી તુંઃ
મુજને જકડી જાયે છે?
સ્વપ્નામાં તું શીદ આવે છે?

થી. રમણિક કિશનલાલ મહેતા

મારાં લગ્ન થયે મારી મા મારી લપમાંથી છૂટે તેમ હતી એ કારણે એ પહેલેથી જ મારાં લગ્નની તજવીજમાં હતી. અહીં જ આજ લત્તામાં અમારાં ઘર હતાં. હું બારેક વર્ષની થઇ હોઇશ ત્યારે મારા ભાવિ પતિદેવની બીજી પત્ની સ્વધામ સંચરી. તેમની શારીરિક અને આર્થિક સ્થિતિ સારી હતી. એટલે સ્વાભાવિક રીતે જ તેમનો ફરી પરણવાનો વિચાર હતો. ગમે તેમ કરીને મારી મા તેમને મનાવી શકી (જો કે પાછળથી તેમના કહેવા મુજબ એ તરત માની ગએલા અને મારાં તેમની સાથે લગ્ન થઇ ગયાં. હું નશીબદાર તો ખરી, કારણ કે બંગાળમાં છોકરીઓ પરણાવતાં શું વીતે છે એ તો વીતી હોય તેજ જાણે.

હું નવા ઘરમાં તો આવી પણ મને કેમે ય ફાવતું નહોતું, કારણ કે મારે ત્યાં ન છૂટકે મારી માએ મને ઘણી છૂટછાટો આપવી પડેલી જ્યારે અહીં ઘરનું બંધન ઘણું આકરૂં હતું. મારા પતિદેવ ઘણા ધર્મિષ્ટ માણસ હતા, અને તેમની દેવસેવાનો ઘણો ભાર મારે ઉપાડવો પડતો. પરંતુ મારાથી ક્યાંયે બહાર નીકળાતું નહિ, કે પુરુષોને મોઢું બતાવાતું નહિ. એક રીતે કહું તો હું ઘરમાં કેદી જેવી હતી. રસોડું અને પૂજામાં જ મારે મારો તમામ વખત પસાર કરવો પડતો. મારે એક ઓરમાન દીકરો છે. પણ ત્યારે તેને ને તેના બાપુને કદી બનતું નહિ એટલે એ છાત્રાલયમાં જ રહીને ભણતો–કલકત્તામાં ઘર હોવા છતાં યે, રજામાં કે આડાઅવળો એ કોઇ કોઇ વાર ઘેર આવતો, પણ ત્યારે પણ મહે-

હોવાથી મારા પિતા જે કંઇ કમાતા તેમાંથી અમારે ચલાવવું પડતું. બાપદાદાની તો કંઈ મિલ્કત હતી જ નહિ. અધૂરામાં પૂરૂં મારી પાંચ વર્ષની ઉંમરે મારા પિતા દેવગત પામ્યા અને અમારી દુર્દશાનો કોઇ પાર રહ્યો નહિ. પણ એ બધી વાતો કહીને નકામા તમને હેરાન નહિ કરૂં માત્ર એટલું કહીશ કે આ કારણોસર હું કશું ભણી શકી નહિ અને આ કારણોસર જ મારાં લગ્ન વહેલાં થઇ ગયાં.

બંગાળમાં છોકરીઓને બહુ નાની પરણાવવાનો રિવાજ છે એ તમે જાણતા હશો.

## પનિહારી

(છાનો છાનો રે નંદના કિશોર ! માખણ ચોર !–એ ઢ)

આવી, આવી, ભરી જળહેલ,
શી અલબેલ !
પ નિ હા રી ! પ્ર ભુ તા ભ રે લઃ
શી અલબેલ !

ત્હારો ઘડૂલો મંદાકિનીમાં ડૂબે,
સુરગંગાજી ત્હારે ઘડૂલે છૂપે;
ત્હારી હૈયાંની હેલ, સંસ્કૃતિ ભરેલ.
શી અલબેલ !

પરમ પ્રેરણાસલિલ તરસ્યાં ને પાતી,
પન્થભૂલ્યા પથિકોને માર્ગદર્શિની થતી;
પૂણ્યધવલાં ઉર–શા ધવલવસનો સજેલ.
શી અલબેલ !

જીવનવાટે અનેક ત્હને કંટક નડે,
કટૂ વાયરા સમાજનાં દુઃખદા પીડે;
પૂનિત અણમાપ્યા સેવાનાં પન્થ તેં ગ્રહેલ.
શી અલબેલ !

શ્રી. પુષ્પા શુક્લ

માન જેમ જ રહેતો અને અમારી સાથે બહુ ભળતો નહિ. હું તેના તેજ સ્વભાવથી હંમેશાં ડરતી અને તેની સાથે વાત કરવાની ભાગ્યેજ હિંમત કરતી.

આમ ને આમ કેટલાં યે વર્ષો વીતી ગયાં. નાની છોકરી મટીને હું ગૃહિણી બની ગઇ. તેમની પણ ઉંમર થઇ અને ધંધામાંથી તેમણે વધારે ને વધારે ઇશ્વરપૂજનમાં ધ્યાન પરોવ્યું. મોહીન ( મારો ઓરમાન પુત્ર ) અમારાથી છૂટો થઇ જુદો રહેવા ચાલ્યો ગયો હતો. તેણે લગ્ન કર્યાં હતાં અને એક સરસ બાબાનો પિતા પણ થયો થયો હતો—હું દાદી બની હતી ! પણ મેં એ બાબાને એક જ વખત જોએલો—આવો અમારી વચ્ચે સંબંધ હતો. મારી પુત્રવધુને પણ મેં એક જ વખત જોએલી મારે પોતાને તો કંઇ સંતાન જ નહોતું.

૧૯૩૯નું વર્ષ આવ્યું, અને લડાઇ શરૂ થઇ, પણ મારા પર એની કંઇ અસર થઇ નહિ બહારની દુનિયાની મને કંઇ જ જાણ નહોતી. પિતાપુત્રના ઝઘડામાં ગાંધીજી અને દેશ આવતા એટલે એ બે શબ્દોથી હું પરિચિત થએલી. ગાંધીજી ખરેખર કોણ છે એ વિષે મને ખાસ ખબર નહોતી. તો પછી દેશની તો શું વાત કરવી ? પણ હું વાંચી લખી નહોતી શકતી ને ! નહિતર આવું કદી થાત ?

મારૂં આવું અંધિયાર જીવન ચાલ્યું જતું હતું તેમાં પહેલો ઘા પડયો મારા પતિના મૃત્યુથી. ૧૯૪૨ ની શરૂઆતમાં એ મૃત્યુ પામ્યા, અને હું તદ્દન અનાથ થઇ ગઇ. પૈસે ટકે અમારી સ્થિતિ ખાસ ખરાબ નહોતી, પણ આ માણસથી એકલું કેમ રહેવાય ? મેં મોહીનને ઘણીવાર કહેવરાવવાનો વિચાર કર્યો, પણ તેના પિતા સાથેના ઝઘડાને અંગે હું પણ તેનાથી વિમુખ થઇ ગઇ હતી એટલે કશું નક્કી કરી શકતી નહોતી. છેવટે એકવાર ડરતાં ડરતાં તેને કહેવરાવ્યું,-પણ એ વખતે તેને કોઇને મળવાનો વખત નહોતો. તે કંઈ મોટા કામમાં પડયો હતો, અને થોડા દિવસ પછી પાછો મુંબઇ જવાનો હતો. મુંબઇથી આવ્યા પછી બધું નક્કી થઇ શકે એમ તેની

પત્નીએ જવાબ આપ્યો. મને મારી જાત પર જ આ જવાબથી તિરસ્કાર આવ્યો.

પણ જાત પર તિરસ્કાર લાવ્યે ચાલે તેમ નહોતું. કારણ કે લડાઇની અસર ચારે બાજુ જણાવા લાગી હતી. મારા પતિના મૃત્યુ બાદ થોડો વખત તો મને કશી મુશ્કેલી ના આવી, પણ પછી ગ્યાસતેલ ખલાસ થયું ત્યારે ખબર પડી કે હવે બજારમાં મળવું પણ મુશ્કેલ હતું. કલાકોના કલાકો કતારોમાં ઉભા રહો તો પણ મળે તેની કોઇ ખાત્રી નહોતી. શરૂશરૂમાં તો પડોશીઓ ભલાઇ કરી મને આવી ચીજો લાવી દેતા, પણ ધીમે ધીમે એ પણ અશક્ય બનતું જતું હતું. પોતાનું જ જ્યાં માંડ થતું હોય ત્યાં બીજાનું કોણ કરવા જાય ? ગ્યાસતેલની બાબતમાં આમ હેરાન થતાં હતાં ત્યાં ખાંડની તકલીફ શરૂ થઇ. મારે ચા તો તદ્દન બંધ જ કરવી પડી. રાત્રે પણ ગ્યાસતેલ બચાવવા કોડિયાં કરતી. એક પછી એક ચીજ રોજબરોજ મોંઘી થતી જ જતી હતી. રોજબરોજ તમામ ચીજના ભાવ ચડતા જ જતા હતા. મારી સ્થિતિ તો પૈસે ટકે સારી હતી, પરંતુ મારા પડોશીઓની સ્થિતિ દિન પર દિન ખરાબ થતી જતી હતી. આ ગરીબ મધ્યમ વર્ગનો લત્તો છે. કોઇનો પગાર ૫૦, કોઇના ૬૦ તો કોઇના ૪૦. આટલામાં આવા સમયમાં કુટુંબનું ક્યાંથી પૂરૂં થાય ? મારે ઘણી વાર મદદ કરવી પડતી. મારા પતિ પણ ઘણાને આવી રીતે મદદ કરતા. આટલું આટલું છતાં હું હજુ કંઇ સમજતી નહોતી કે આ બધું શું થાય છે અને કેમ થાય છે. હું હજુ પણ જૂની દુનિયામાં જ જીવતી હતી.

એવામાં એક દિવસ પડોશીઓ ખબર લાવ્યા કે મુંબઇમાં મોહીનને સરકારે બીજા કેટલાયે દેશનેતાઓની સાથે પકડી લીધો છે અને જેલમાં પૂર્યો છે. મોહીન જેલમાં? એના પ્રત્યે નાખુશ હોવા છતાં યે મારાથી આ સહન કરી શકાયું નહિ, અને માનાપમાનના બધા ખ્યાલો છોડીને હું સરયૂને મળવા દોડી. સરયૂને પણ એ સમાચાર મળી ગયા હતા. પણ મારા જેટલી એ ડરતી નહોતી. એને આગળથી જ ખબર હતી કે મોહીન જે કંઇ કરી રહ્યો છે તેમાં જેલમાં જવાનો પૂરેપૂરો સંભવ છે. મેં પૂછ્યુંઃ "તને ખબર હતી તો તેં અટકાવ્યો કેમ નહિ ? એવું તે એ શું કામ કરતો હતો ? અને એવું તે કયું કામ હતું કે જેથી સરકારને તેને જેલમાં પૂરવો પડે ?"

સરયૂએ મને સમજાવ્યું કે અત્યારે ગ્યાસતેલ ખાંડ વગેરે મળતાં નથી, બધી ચીજ મોંઘી થઇ ગઇ છે અને જીવવું અઘરૂં થઇ પડયું છે તેનું કારણ લડાઇ છે. અને આ લડાઇનું કારણ સરકાર છે. એ સરકાર પાસેથી હિંદની આઝાદી મેળવી આ બધી મુશ્કેલીઓનો ઉકેલ કરવાનો મહાસભા પ્રયત્ન કરે છે, એટલે સરકારે બધી મહાસભાવાદી નેતાઓને જેલમાં પૂરી દીધા છે કે જેથી તેઓ સરકારનો વિરોધ ન કરી શકે. અલબત્ત આજે જેટલી સહેલાઇથી આ બધું તમને કહી શકું છું તેટલું કંઇ હું તે દિવસે સમજી નહોતી. મારાથી એ સમજાય તેમજ નહોતું. મેં જીંદગીમાં કદી એવી વાત સાંભળી જ નહોતી. મેં તેને ઘેર આવવાનું કહ્યું, પણ તેણે ના પાડી. તે હજુ મુંબઇ જવાની હતી અને ત્યારબાદ મોહીનનું કામ ચાલુ રાખવાની હતી. હું તો એમાં માત્ર એટલું જ સમજી કે મોહીનની પાછળ એ પણ કદાચ જેલમાં જાય. "બાબાનું શું ?" સરયુએ કંઇ જવાબ ના આપ્યો.

આ બનાવ મને ગમ્યો તો નહિ, પણ એટલું સમજી કે આ બધું સરકારને કારણે છે. આ પછી મારા પાડોશીઓને ઘણીવાર હું આ બાબતમાં પૂછતી. એમાંના ઘણા ઘણું ઘણું જાણતા હતા, અને ધીમે ધીમે હું પણ થોડું ઘણું સમજવા લાગી.

(અપૂર્ણ)

# ::: આપણાં સાહિત્યનાં સ્ત્રી પાત્રો :::

લેખક
શ્રી. નીરત

સરસ્વતીચંદ્રે ગુજરાત સમક્ષ, આદર્શ ગૃહીણીનો નમુનો રજૂ કર્યો છે. ભાવનામૂર્તિ કુમુદ અને કુસુમના પાત્રો પણ ગુજરાતને આંગણે ઘુમતા દેખાડયા. એ દિવસો એવા હતા કે જ્યારે નૂતન સંસ્કૃતિનો પ્રકાશ ઝીલવા જતાં કદાચ આપણી અસારની શાંતિ ખોવાઇ જશે તો ? એ બીકે લોકલાગણી આવાં પાત્રો સાથે ઓળખાણ કરતાં અચકાતી. પરંતુ એ જમાનાના યુવક વર્ગે તો કુસુમ કુમુદના ઘડતરમાં તેના કર્તાએ કામે લગાડેલા આદર્શોને ઉરના ઉંડાણ સુધી પહોંચાડી જાણ્યા હતા. એ યુગે ઘણાંએ કોલેજીયનો આ પાત્રો સાથે તાદાત્મય સાધ્યું હોય તેવી હાલતમાં ખાતા અનેક યુવકો સ્વપ્ના સેવતા કે મારી ભાવી કુમુદસુંદરી જેવી જ હોવી જોઇએ. ગૃહજીવનમાં પ્રવેશ કરતી વેળાએ આ સ્વપન-સેવીઓને અણુધડ અને નિરક્ષર કન્યાનો જ હાથ ગ્રહણ કરવો પડતો. ધીમે ધીમે સ્વપ્ના સરી જતાં, અને એ વર્ગ પણ જેમ તેમ નિભાવી લેવાની વૃત્તિને અપનાવી લેતો. આ પ્રકારના લગ્નમાંથી નિપજતા માનસિક અસંતોષને જીરવવાની આ વર્ગે કોશીશ કરી હશે. તેમ છતાં એ વર્ગનો અસંતોષ સાહિત્યના પ્રદેશ સુધી પહોંચી શક્યો છે.

કોઇ કોઇ શિક્ષિતે વાર્તાઓ લખી, એકાદ બે નવલકથાકારોએ પણ આ પ્રકારની અસમાનતાને કોયડાનું રૂપ આપ્યું. અને એ રીતે આપણા સાહિત્યમાં વાસ્તવિક પરિસ્થિતિનું નિરૂપણ શરૂ થયું. વાસ્તવિકતા સિવાય બધું કલ્પનાજન્ય મિશ્રણ થતું જ હતું. એવી માન્યતાના રથમાં બેસીને દોડાદોડી કરનારાઓએ જુના ગ્રંથો, અને પુરાણા સામયિકો ઉથલાવી જવાં પડશે. આજથી ત્રણ ચાર દાયકા પહેલાં જે લખાતું તે બધું ગ્રંથસ્થ થયું જ નથી. અરે ! લખાએલા સાહિત્યનો કેટલો ભાગ પણ આજે ગ્રંથ સ્વરૂપે મોજુદ નથી. એ સમયે ચાલતાં સામયિકોમાં રજુ થતી વાર્તાઓના પાત્રોને આજે આપણે ઓળખતા નથી. એકાદ અમલદારને અણુધડ પત્ની સાથે પનારો પડયો હોય અથવા એકાદ શિક્ષકને નિરક્ષર સ્ત્રી સાથે જીંદગી ગાળવી પડતી હોય, એવા પાત્રો લઇને આવતી વાર્તાઓ, તે જમાનાના વાંચનાર વર્ગનો ચાહ મેળવી શકતી. થોડા દિવસો પછી બધું ભુલાઇ જતું. આવી વાર્તાઓમાં એક મોટો દોષ હંમેશ માટે અગ્રસ્થાને રહી જતો. વાર્તાઓના પાત્રોમાં લગભગ સામ્ય રહેતું. વાતાવરણમાં સહેજ સાજ ભિન્નતા કે પ્રસંગો જરાજરા જુદા પડી આવતા હોય. બાકી એક જ ઢાળમાં ઢળાએલી અણુધડ યુવતી અને તેના શિક્ષિત પતિને વાર્તાના નિરૂપણમાં લાવવામાં આવતા. એટલે, એ સમયથી વાસ્તવિકતાના વધુ પડતા અંશો ધરાવતા સ્ત્રી પાત્રો આપણે ત્યાં આકાર લેતા થયા.

રૂચિતંત્ર પલટાયું. નવી હવાએ સમૂહ માનસ અને ખાસ કરી શિક્ષિત વર્ગ પર ભારે અસર ઉપજાવી. એ પરિવર્તનનું પ્રતિબિંબ સાહિત્યમાં પડયું. નવા ખ્યાલોએ નવી જ પરિસ્થિતિનું નિર્માણ કર્યું.

એ સમયે સાહિત્યના પ્રદેશમાં ફરતાં સ્ત્રી પાત્રોની કક્ષાએ પણ પલટો લીધો, અને બળવાખોર વૃત્તિથી ભરેલી યુવતીઓના

કોઇએ ખરેખર ક્રાંતિ કરી, કોઇના બળવાના પ્રયાસો અર્ધે રસ્તે રોકાઇ પડ્યા. પરંતુ અબળાના બદલે સબળા લેખાય તેવી સ્રીઓની મુલાકાત શક્ય બની..એ દિવસો પણ ગયા. બદલાતા યુગે પકડેલી ઝડપે આલેખન અને વસ્તુના સ્વરૂપનુ ખોખીઉં પણ પલટાવી દીધુ. અને શ્રી. કનૈયાલાલ મુનશીની તનમને વાંચનારી આલમને મોહિની લગાડી દીધી. તે પછી રજૂ થએલા સ્ત્રી પાત્રોથી આ યુગ પરિચિત છે જ. નવા યુગની નારીત્વના પ્રતિક સમી સંખ્યાબંધ યુવતીઓ શ્રી. રમણલાલ દેસાઇની નવલકથાએમાં કંડારાઈ છે. જ્યારે શ્રી. મેઘાણીની નવલિકાઓ તથા નવલકથાઓમા આવતી સ્ત્રીઓ આપણને કાઠિયાવાડના તળપદા તત્ત્વોની પિછાન આપી જાય છે. શ્રી. ચુનીલાલ શાહના સ્ત્રી પાત્રોમાં એકાદ સાહસિક યુવતી ઉપરાંત જુદા જુદા વર્ગોના પ્રતિનિધિત્વ રજૂ કરતી સ્રીઓ હોય છે. આ પાત્રોનો વિસ્તૃત પરિચય વિસ્તાર માગી લે છે.

અને નવલિકાઓમાં શ્રી ધુમકેતુના નમણા તથા ઊર્મિની મૂર્તિ તરીકે આવતા પાત્રોએ આપણી સાથે દોસ્તી બાંધી છે. શ્રી. ઉમાશંકર વિ. વિ. ના પાત્રોને પણ આપણે ઓળખીએ છીએ, ગામડાની કન્યાઓ, યુવતીઓ વિ. નો આપણને સારો પરિચય થયો છે. જ્યારે તાજેતરમાં લખાતી વાર્તાઓના પાત્રો તરીકે હાજરી આપવા મોકલાતી યુવતીઓની મનોદશાનું આલેખન વધુ ચીવટ માગી લે છે. આજે રજૂ થતા યુવતીના પાત્રોને આદર્શના નમૂના નહિ જ કહી શકાય. તેમજ તેઓને વાસ્તવિકતાની દુનિયાનાં રહીશ તરીકે પણ નહિ જ ઓળખાવી શકાય. એ પ્રકારની પાત્ર સૃષ્ટિ સાહિત્યના ક્ષેત્રમાં કોઇ રીતે ઉપકારક લેખાય જ નહિ.

મૂળ લેખિકા :
શ્રીમતી સુમિત્રા ભાર્ગવ,
એમ. એ., બી. ટી.

# આબાદ યુક્તિ !

અનુવાદક :
કુ. રમાદેવી તારાચંદ અડાલજા

'ધડીમ !' કરીને કંઇક ધબાકો થયો. ઘરના માણસો બધાં દોડયા આવ્યાં. 'શું થયું ? શું થયું ?' એમ પૂછતાં સૌ કોઇ જાતજાતના તર્ક વિતર્ક કરવા લાગ્યા.

'જુઓ તો ખરા ! કોઇ પેટી તો પડી ગઇ નથી ને ?'

'અરે પેટી પડે તેમાં શું થઇ જવાનું હતું જે ? હું તો એમ પૂછું છું કે કોઇ ઊંચું છોકરું તો પડી ગયું નથીને !'

'શું પણ કેવી વાત કરે છે ? આપણે ત્યાં વળી ઊંચું છોકરું કોણ હતું ? હા, બાકી લગ્નની મોજ માણવા આવેલા આ તારા પિયરીયાના કંઇ ઠેકાણાં નથી ! આપણા લોકોને સરસામાન ગોઠવતાં પણ પૂરું કર્યા આવડે છે ? આપણે હિંદુસ્તાની તો ઠેઠ હિંદુસ્તાની જ રહ્યા ! આપણામાં એવી લાયકાત આવવાની જ નહિ !'

ગુજરાણીએ છણકો કર્યો, 'હવે જરા જીભ ઉપર કાબુ રાખશો ? કોઇ સાંભળશે તો...'

એ આગળ બોલે તે પહેલાં કાન ફાડી નાખે તેવી ચીસ સૌને સંભળાઇ. 'અરે રે ! મરી ગઇ ! દોડો, દોડો, મને બચાવો !'

ઘરમાંથી બધાં ચોકમાં ધસી આવ્યા. ત્યાંનું દૃશ્ય જોઇને સૌ આભા બની ગયા. જમીન ઉપર સોળી પડી રહ્યું હતું. રાત કે જે દિવસ પછી જે મસ્તક સૌભાગ્ય સિંદૂરની લાલાશથી સુશોભિત બનવાનું હતું તે આજે લોહીથી રંગાઇ ગયું હતું—કોઇ મનુષ્યના હાથે નહિ, પરંતુ ધરતીમાતાના પ્રહારથી ! જે ઘરમાં ઘડી પહેલાં સુરેખાના લગ્નના મંગળ ગીતો ગવાઇ રહ્યાં હતાં ત્યાં અત્યારે ભૂમરાણ મચી રહ્યું. સુરેખાની મા—માલતી પુત્રીનું મસ્તક પોતાના ખોળામાં લઇને લોહી બંધ કરવાનો પ્રયાસ કરી રહી હતી. એકાએક આવી પડેલા દુઃખના શોકાગ્નિથી તેના આંસુઓ આવું આવું કરતાં અટકી જતાં હતાં. સુરેખાના પિતા શિવદયાલે ડૉક્ટરને તાબડતોબ બોલાવી લાવવા માણસ દોડાવ્યો.

ડૉક્ટર નર્સને સાથે રાખીને આવ્યો. ત્યાં નાહકની ભીડ કરતા સ્ત્રી પુરુષોને તેણે હટાવ્યા, અને દર્દીને કાળજીપૂર્વક તે તપાસવા લાગ્યો.

ખૂબ ગંભીર ચહેરા સાથે ડૉક્ટરે અભિપ્રાય આપ્યો, 'શેઠ સાહેબ, કેસ તો બહુ 'સીરીયસ' છે. આપના ઘરમાં હમણાં માણસોની ખૂબ ભીડાભીડ હોવાથી મને ચિંતા રહે છે કે દર્દીની બરાબર સારવાર નહિ થાય. એટલા માટે......'

માલતી વચમાં જ બોલી ઊઠી 'ના, ના, ડૉક્ટર સાહેબ ! તમને તો ક્યાંથી ખબર હોય, પણ આ સુરેખાના તો લગ્નની તૈયારી ચાલે છે ! શું એ જલદી સાજી થઇ જશે ? ગમે તેમ કરો, પણ એ જલદી સાજી થઇ જાય તેવા પ્રયાસો કરો.'

ડૉક્ટર—'બહેન, આમ ચિંતા ન કરો, મારું કહ્યું જો માનો તો એને મારે ઘેર લઇ જવા દો. આપ જાણો છો તો ખરા કે મારી

બ્હેન પ્રભા સુરેખાની વ્હાલી સહિયર છે. એ સ્નેહના ખરા ઉમળકાથી સુરેખાની સેવા ચાકરી કરશે. હું પણ સુરેખા લગ્ન પ્રસંગે સાજી થઇ જાય તેવા સઘળા પ્રયાસો કરીશ. બાકી અગાઉના જેવું આરોગ્ય મેળવતાં એકાદ પખવાડિયું તો જરૂર વીતી જશે.'

વળી માલતી બોલી ઉઠી, 'પરંતુ ડૉકતર સાહેબ...'

શિવદયાલ ખીજાઇને બોલી ઉઠ્યો, 'હવે રહેવા દે ને તારૂં દોઢડહાપણુ! આ સુરેખાની હાલત તરફ તો જો! તું તો આડી અવળી વાતો કરવામાંથી પરવારવાની જ નહિ?'

માલતીને ડૉકતરની દરખાસ્ત માન્ય રાખવી પડી.

× × ×

આજે લગનનો મંગલ દિવસ હતો; પરંતુ જેના લગ્ન થવાના હતા એ સુરેખા જ ઘર આગળ નહોતી. માંડવે આવેલી સ્ત્રીઓ તેમજ પાડોશણો ટોળે મળીને અલકમલકની વાતો કરી રહી હતી. 'આ પણ નસીબની વાત જ છે ને બાઇ, અહિં જાનનું સામૈયું કરવાની તૈયારી ચાલે છે ને ત્યાં કન્યા તો માંદગીના બિછાને પડી છે!' કાલે ભાભી એને જોવા ગયા હતા ત્યારે માંડ પા કલાક એમને મળવા દીધા. કહે છે કે આગળ કરતાં સ્થિતિ સારી છે, પરંતુ એ આમ પડી ગઇ શી રીતે તેજ સમજાતું નથી.'

બીજી સ્ત્રી આકાશ તરફ આંગળી ચિંધતા બોલી, 'એ તો ઉપરવાળો જાણે! ભગવાનની લીલાનો કોઇ પાર પામ્યું નથી. આજે લગ્ન છે ને બે દિવસ પહેલાં તો આવો અકસ્માત થયો! એમણે (પતિએ) કહ્યું હતું કે નાહક રેલભાડાનું ખર્ચ ન કર, પરંતુ મેં જ મૂર્ખીએ ન માન્યું, અને 'મહેનત બરબાદ અને ગુન્હાઃ લાજમ્ જેવું થયું!'

ત્રીજીએ ટાપસી પૂરી 'મારે પણ એવું જ થયું ને! બાકી ડૉકતરની બ્હેન પણ સેવા કરનારી જબરી છે હો! સુરેખાની સારવારમાં એને ખાવાપીવાનું પણ ભાન નથી!'

ચોથી સ્ત્રીએ આડીઅવળી નજર કરી. કોઇ સાંભળતું નથી એવી ખાતરી કરીને ધીરે રહીને તેણે મમરો મૂકયો, 'એ બધું તો ઠીક, પરંતુ આવી સમજણમાં આવેલી છોકરીને પારકે ઘરે મોકલી એ મને ઠીક નથી લાગતું. અહિં ઇલાજ કર્યો હોત તો શું ખાટુંમોળું થઇ જાત?'

એની પાડોશમાં જ બેઠેલી પાંચમી સ્ત્રીને આ નિંદા ન ગમી. 'અરે બાઇ એવી ખોટી ટીકા કાં કરો? એ બિચારી મરવા પડી હતી ત્યાં આવી આડીઅવળી વાત કયાંથી સૂઝે. અરે! એ તો હમણાં અહિં આવશે અને કાલે તો એ પારકું ધન બની જશે.'

'બધાં ય આવશે, આવશે, કહે છે પરંતુ આવશે તે કયારે? કહે છે કે લગ્ન અગાઉ અડધી કલાક પહેલાં તેને અહિં લઇ આવશે, આ તે કેવી નવાઇની વાત?'

આવી કુથલીમાં રસ પડતો હોય તેમ એક બાઇ બોલી ઉઠી, 'અરે બાઇ! તમે તમારે જે થાય તે જોયા કરોને, મેં તો સાંભળ્યું છે કે સુરેખાએ સ્કુલમાંથી પોતાનું નામ પણ કાઢી નંખાવ્યું નથી. કેમ જાણે એ કદી સાસરે જવાની જ ન હોય. અને ભણ્યા જ કરવાની હોય!'

વળી એક બાઇને શરાતન છૂટયું, 'એ વાતમાં શો માલ છે? એનાં સાસરિયાં તો એવા જુના જમાનાનાં છે કે ભણવાની વાત તો કયાં રહી, પણ એક વખત ઘરમાં પેઠા પછી એને બહાર પગ પણ મૂકવા નહિ દે!'

એટલામાં માલતી ત્યાં આવી લાગી. એના હાથમાં કંઈ ચીઠ્ઠી જેવું જોઇને એક

મહિલાએ પૂછ્યું, 'કાકી ! આ શેની ચીઠ્ઠી છે ? સુરેખા હજી નથી આવી ? '

' ના, લીલા, લેને તું જ ચીઠ્ઠી વાંચને. આજે લગ્નની ધમાલમાં હું સુરેખાને જોવા પણ નથી જઈ શકી. પ્રભુ જાણે એની તબિયત કેવી હશે ! '

સૌ કોઈ સાંભળે તેવા મોટા સાદે લીલા ચીઠ્ઠી વાંચવા લાગી—

પૂજ્ય બહેન,

આજ આપ સુરેખાને જોવા કાં ન આવ્યા ? સવારથી સુરેખા પ્રસન્ન હતી. તમને ઝંખ્યા કરતી હતી. પરંતુ કોણ જાણે કેમ બપોર પછી એકાએક તેને મૂર્છા આવી ગઈ ! અમે જાતજાતના પ્રયત્નો કરી જોયા, પરંતુ કંઈ સુધારો નથી. લગ્નની બાબતમાં હું શું કહું ? શેઠ શિવદયાલ પોતે પણ અહિં બેઠા છે, જાનને પાછી લઈ જવાનું કહેવા તેઓ હમણાં જ જાય છે. તમે અહિં આવીને સુરેખાની તબિયત જોઈ જાવ એમ ઇચ્છું છું. ડૉ. દિનાનાથ

માલતીના મોતિયા મરી ગયા. એક તરફ પુત્રીની ચિંતા, બીજી તરફ જાનને શો જવાબ આપવો તેની ઉપાધી ! આજના મુહૂર્ત પછી પાંચ વર્ષ સુધી લગ્ન જ નીકળતાં નહોતાં. ' અરે ભલા ભગવાન ! આ તે કેવી અવદશા ? '

સ્ત્રીઓ એક બીજાના કાનમાં કંઈકંઈ વાતો કરવા લાગી. બહારગામથી આવનારને લાગ્યું કે મુસાફરીનો પરિશ્રમ અને ખર્ચેલા પૈસા બંને છૂટી પડયા. કેટલાક સમજુ સગાઓએ મન મનાવ્યું, ' હશે એ બ્હાને કુટુંબ ભેળા તો થયો ! '

× × ×

જાન પાછી ફરી. માંડવો પણ ખાલી થયો. ચાર દિવસની ચાંદની પછી અંધારી રાત આવતી હોય તેમ ગઇકાલના ભર્યાભાદર્યા ઘરમાં ફક્ત શિવદયાલ અને તેની પત્ની તથા વૃદ્ધ પિતા માત્ર રહ્યા. દંપતી દિવસમાં બે વાર સુરેખાની ખબર કાઢી આવતા, અને પિતાજીને સમાચાર આપતા.

લગ્ન અટકી પડયાં એ વાતનું માલતીને ભારે દુઃખ લાગતું. છતાંય પુત્રી બચી એ વિચારથી તે મન મનાવી લેતી. નાતીલાઓ ટીકા કરે તો ભલેને કરે ! રતન જેવી દીકરીનો જીવ બચ્યો એ કંઇ ઓછી વાત છે ?

અકસ્માત થયાને આઠ દિવસ વીતી ગયા. ડૉકતર દિનાનાથ શિવદયાલને ત્યાં આવ્યો. માલતીને ઉદ્દેશીને તેણે કહ્યું, ' સુરેખા તમને બહુ યાદ કરે છે. '

માલતીએ કહ્યું ' ભાઇ, શેઠ કપડાં પહેરે છે, તે તૈયાર થાય એટલે તેની સાથે જ આવું છું. '

સુરેખાને મળવા દેવા પહેલાં ડૉકતરે એ દંપતીને દિવાનખાનામાં બેસાડયાં, અને કહ્યું, ' કહો શેઠ સાહેબ ! સુરેખાને સાજી કરવા માટે મને શું ઇનામ આપશો ? '

' તમે જે માગો તે, ડૉકતર, સુરેખાના જીવ કરતાં બીજી કઇ ચીજ ચઢીયાતી છે ? '

' ખરેખર હું માગું તે આપશો ? '

' જરૂર, જો એ મારી શકિત બહારની વસ્તુ નહિ હોય તો. '

' ઠીક છે, શેઠજી. આપ આ વચન આપો છો તે બરાબર લક્ષમાં રાખજો. આપ જાણો છો તો ખરા કે મારી બહેન પ્રભા અને સુરેખા વચ્ચે કેવી મિત્રાચારી છે. આજે જરા એ બંનેની વાતચીત તો સાંભળી જુઓ ! તમે અત્યારે અહિં આવવાના છો એ વાતની સુરેખાને બિલકુલ ખબર નથી. એમની વાતચીતમાં આપને કંઇ અનુચિત જણાય તો આપ નારાજ ન થશો. અને બહેન, તમને પણ મારી એજ વિનંતી છે.'

' ભલે. જેવી મારી દીકરી સુરેખા તેવી મારે મન પ્રભા. અત્યારે તો સુરેખા કરતાં ય

પ્રભા મને વધારે વહાલી છે, કારણ કે એણે સુરેખાની જિંદગી બચાવી છે.'

'ત્યારે મારી વાત કબૂલ ?'

'હા ભાઇ હા, એક વાર નહિ, પરંતુ હજાર વાર કબૂલ.'

'તો આવો અહિં ચૂપચાપ બેસી જાવ. અને જે વાતચીત થાય તે સાંભળો.'

સુરેખાના ખંડમાં નીચે મુજબ વાતચીત ચાલી રહી હતી.

સુરેખા—' અરે શું કહું પ્રભા ? તે દહાડે તો એવી ગમ્મત પડી ! આપણે પણ કેવી આબાદ યુક્તિ લડાવી ! તમો બ્હેન-ભાઇની મદદ ન હોત તો હું એ ફંદામાં ફસાઇ જાત, અને આજે તો પારકી થાપણ થઇ જાત.'

માલતીએ આ સાંભળ્યું, અને એ બેઠી હતી ત્યાંજ ઉંચી નીચી થવા લાગી. તે બબડી ' ગમ્મત પડી ? અજબની વાત છે ! આવી જબરી પછાડ ખાધી તોય છે કંઇ જરાય પરવા ?'

ડૉક્તરે નાક ઉપર આંગળી મૂકતાં ધીરેથી કહ્યું ' હં, હં, તમે તદ્દન ચૂપ રહો. નહિં તો એ પાછી કંઇ વાતજ નહિં કરે.'

પ્રભાનો અવાજ સંભળાયો, ' ખરેખર, તું બહુ હોશિયાર છે. હા, પણ એ બધું બન્યું શી રીતે ? એ સાંભળવામાં મને બહુ રસ આવે છે. ફરીફરીથી એની એ વાત તું મને સંભળાવ તો પણ મને કંટાળો આવવાનો નથી.'

'એમ હોય તો લે સાંભળ. મેં બાને બહુ કાલાવાલા કર્યા કે મારે આગળ ભણવું છે માટે મારૂં નામ સ્કૂલમાંથી કઢાવી નં નાખ, પરંતુ એ તો માનેજ નહિ ! તેણે મને એક મહિનાની ફી પણ નં આપી. છતાં મેં તો સ્કૂલમાં જવાનું ચાલુજ રાખ્યું. નાસ્તાપાણી માટે મને પૈસા મળતા હતા તે બચાવીને મેં ફી ભરી દીધી. બાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે મને આ પૈસા આપી દીધા.'

પ્રભા—' એનો અર્થ તો એ થયો કે તારા માતુશ્રીએ તારૂં નામ ચાલુ રાખવામાં સહાયતા કરી.'

સુરેખા—'બા તો બહુજ ભલી છે ! મારા ઉપર તેને ખૂબજ પ્રેમ છે. માત્ર એ નાતિલાઓથી ડરે છે તેથી મારા લગ્ન જલદી કરવાની તેને જરૂર લાગતી હતી. બા તો છેક છેલ્લા મૂહુર્ત સુધી લગ્નની વાત ટાળ્યા કરતી હતી.'

પ્રભા—' છેલ્લા મુહુર્ત સુધી ? બરાબર, ગોરબાપા કહેતા હતાને કે પછીના પાંચ વર્ષ સુધી લગ્નનું મૂહુર્ત જ નથી નીકળવાનું ?'

સુરેખા—' હા, એટલે જ તો મારો બેડો પાર થયો. હમણાં હું પ્રીવીયસમાં તો છું, અને પ્રભુ કૃપાએ તો ત્રણ ચાર વર્ષમાં બી. એ. બની જઇશ.'

પ્રભા—' તારા માતપિતાએ તારે માટે વર પણ જોયા જેવો શોધી કાઢ્યો'તો ! પૂરો મેટ્રીક સુધી પણ નહિ પહોંચેલો !'

સુરેખા—' પણ એમાં મારૂં કંઇ ચાલે એમ કયાં હતું ? ભલુ થજો તારા ભાઇ ડૉ. દીનાનાથનું કે એણે મને બચાવી લીધી !'

માલતી અકળાવા લાગી, ' બસ, બસ, સાંભળી લીધી બધી વાત. હવે મને એની પાસે જવા દો, ડૉકતર !'

ડૉક્તર—' આમ આકળા ઉતાવળા કાં થાવ ? ખરૂં રહસ્ય તો હવે જાણવા મળશે.'

ફરીથી સુરેખાનો સ્વર સંભળાયો.

' સાંભળ, પ્રભા, ડૉકટરે આબાદ લોહીના રંગનું મિશ્રણ ફક્કડ બનાવ્યું હતું. તેમાંનું થોડુંક મેં જમીન ઉપર ઢોળ્યું, અને થોડુંક મારા શરીર ઉપર. બધી સ્ત્રીઓ ટોળે વળીને બેઠી હતી ત્યાં થોડો વખત તો હું કરતી રહી

જેથી હું ત્યાં હતી તેની બધાંને ખબર પડે. પછી જ્યારે બધી સ્ત્રીઓ ગીત ગાવામાં મશગૂલ બની ત્યારે તેમની નજર ચૂકવીને હું નીચે છટકી આવી.'

પ્રભા—'એ વખતે તને મનમાં ડર તો ખૂબ જ લાગતો હશે ?'

સુરેખા—'એની તો વાત જ ન કર બ્હેન, જલ્દી નીચે આવીને મેં જોરથી ફુટબોલને ફળિયામાં ફેંક્યો, અને તરત જ હું ધરતી ઉપર ઢળી પડી. પરંતુ હું જાણું છું પ્રભા કે તું તો કદી પણ મારા વખાણ નહિ જ કરવાની ! બોલ, મેં મારો વેષ કેવો ભજવ્યો ?'

માલતી ચમકી ઉઠી, 'હેં ! આવું ? કેવળ ઢોંગ જ ? સુરેખા ખરેખર પછડાઇ નહોતી ? ઠીક છે, હું તમો બધાની બરાબર ખબર લઇ નાખીશ ! સુરેખા પણ શી રીતે છટકી જાય છે તેની હવે ખબર પડશે !'

શિવદયાલ—"અરે ! આ કહે છે તે બધું સાચું છે ? લગ્નને દિવસે તો તેની તબિયત ઘણી ખરાબ હતી !"

ડૉકટર—'લ્યો, તમે તો આમ ચીડાઇ જવા લાગ્યા ! પૂરી વાત સાંભળો તો ખરા ?'

પ્રભા—'હા બાપુ હા. તારી આ આબાદ યુક્તિ માટે તો તને એક ચાંદ–મેડલ અર્પણ કરવો જોઇએ.'

સુરેખા—'પરંતુ પ્રભા, લગ્નને દિવસે આફતનું વાદળ શી રીતે વિખરાયું એ તો મને સમજાવ ? તે દિવસે હું તો એટલું બધું ઉંઘી હતી કે શું બન્યું તેની મને ખબર જ નથી !'

પ્રભા—'ભાઇ સાહેબે તને બેહોશ બનાવવાની દવા આપી હતી. વારંવાર તારો તાવ માપતાં તો તે ૧૦૫, ૧૦૬ ડીગ્રી મપાતો હતો. બહારથી જુઓ તો શરીર ફૂંફૂગાર અને અને તાવ જુઓ તો એટલો બધો ! બધાય એમજ સમજતા કે અંદરનો તાવ છે. ભાઇએ એક બીજા ડાકતરને પણ સાધ્યો હતો. થરમામીટરને ઉંધું રાખીને ઝટકા મારો એટલે તાવ ઘણી ડીગ્રી ચઢી જાય. બસ એ રીતે મોકો સચવાઇ ગયો અને કામ પાર પડ્યું !'

સુરેખા—'વાહ ભાઇ વાહ ! ખૂબ મઝા પડી ! યુક્તિ પણ આબાદ સુઝી આવી !'

શિવદયાલ અને માલતીની ધીરજ ખૂટી. બંને એકદમ સુરેખા પાસે ધસી ગયા. સુરેખા અવાક્ બની ગઈ.

માલતી—'કેમ સુરેખા ? કેવી મઝા પડી તે બતાવું તને ? હવે ઘરે આવવું છે કે નહિ ?'

× × ×

સુરેખા સાજી થઇને ઘરે આવી તે માટે આડોશી પાડોશી અને નાતિલાઓ માલતી પાસે હરખ કરવા આવ્યા, અને સુરેખા સાજી થાય તો ઉજાણી આપવાની શિવદયાલે લીધેલી પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવવા લાગ્યા. આ બધી કેવળ યુક્તિ–બનાવટ હતી એમ સ્પષ્ટ કહેવાય તેમ ન હોવાથી ઉજાણી આપ્યા સિવાય શિવદયાલનો છૂટકો ન થયો.

નિંદાખોરોના મોં બંધ કરવા માટે સુરેખાને એક કાગળ આપતાં શિવદયાલે બધાં સાંભળે તેવી રીતે વ્યંગમાં કહ્યું 'લે, હવે તો તારૂં નામ સ્કુલમાંથી નીકળી ગયું ! આ રહી તેની રસીદ !'

સુરેખાએ એ કાગળ ઉકેલીને વાંચવા માંડ્યો. એના પિતાએ સ્ત્રીકેળવણીના ઉત્તેજનાર્થે એમાં રૂપિયા એક હજારનું દાન જાહેર કર્યું હતું !

સુરેખાએ મહામહેનતે હાસ્ય છૂપાવ્યું. એના અંતરમાં ધ્વનિ જાગ્યો, 'લોકોના મોં બંધ કરવાની આ પણ એક આબાદ યુક્તિ !'*

* મૂળ હિન્દી વાર્તા પરથી ઉચિત ફેરફાર સાથે.

# શાંડ મીંઢી

કોઈ રાજામહારાજાના જન્મદિવસે, કોં ખ્રિસ્તી સાલમુબારકની લહાણી પ્રસંગે કે કોઈ રાજદરબારના મુજરા વખતે વિવિધ ઇલ્કાબો અને માનચાંદની લહાણીઓ થાય છે. આવાં માન-અકરામોની યાદી બહાર પડતી વેળા અનેક માનવાંચ્છુઓ આતુરતાપૂર્વક એની રાહ જોઈ રહે છે: પરંતુ લેખકે અહીં રજૂ કર્યો છે એક નવો ઇલ્કાબ: " શાંઢ મીંઢી! "

દીવાળીના સપરમા દિવસે આપણા સમાજની કેટલીયે વહુવારૂઓ આ વણમાગ્યા ઇલ્કાબો-સંકોચપૂર્વક પામતી હશે! અહીં એવી જ એક ગભરૂ વહુવારૂની વીતકકથા લેખકે રજૂ કરી છે.

: : : : : : : : : : લેખક : શ્રી. મણિલાલ પ્ર. વ્યાસ

લલિતા સુશીલ હતી, હજી ગયે વરસે જ આ ઘરમાં આવી હતી; અને તેમાં પણ ઘરમાં કોઈનાય કરતાં વધુ ચલણ સાસુજીનું હતું. એ એમનાથી ડરતી, ચોંકતી રહેતી. સસરાજી માયાળુ હતા, પરંતુ એમની માયાળુતા આ ભદ્ર માતા આગળ નિરર્થક નીવડતી. પતિદેવ માતા–પિતાના આજ્ઞાધારક આર્ય પુત્રના અવતાર હતા; એટલે એઓ તો માતાપિતાનો પડ્યો બોલ ઝીલી લેતા અને એમની આજ્ઞાનું પાલન કરવા સદા તત્પર રહેતા.

આવા સંજોગોમાં પણ લલિતા એનો સમાસ કરી લેતી. સાસુનાં મેણાં સામે એ એક શબ્દ પણ ન ઉચ્ચારતી, માતાના જે ઠપકા પતિદેવ મારફત મળતા તે પણ એ ગળ્યા ઘૂંટડાની જેમ ગળે ઉતારી જતી. આખો દિવસ એ ઘરના કામકાજમાં રચીપચી રહેતી. અને જ્યારે ખૂબ સતામણી થવા છતાં પણ એ કંઇ જ હરફ ન કાઢતી ત્યારે એને બે શબ્દો સાસુજી તરફથી એમના ઇલ્કાબરૂપે મળતા: " શાંડ મીંઢી ! " કારણ, એમને પોતાનાથી ઊતરતા બળના ઠરાવવા લાયક આ પાત્ર સાથે પોતાની અચૂક જિતનો વિજય-ગર્વ નહોતો મળી શકતો: એ લાભથી એ વંચિત જ રહી જતાં, અને પોતે ઘરનાં શાસક છે એટલું જ માત્ર અભિમાન મેળવી શકતાં. છતાં એ ગૌરવ પણ સાસુજીને માટે ઓછું નહોતું. અને એ ગૌરવને આધારે તો એ પોતાની સમવયસ્કા પ્રૌઢ નારીજનોને કહી શકતાં: " વહુ એની મેળે બધું કરે છે; પછી મારે શું કામ કંઇ કરવાપણું રહે. પણ કુંડાડો રાખું નહિ તો એ શાંડ મારું ઘર વણસાડી જ દે. "

*

બરાબર નવ વાગ્યા હતા. લલિતા ઘરમાં હતી. નાની નણંદ એના વીરા સાથે ખેલતી હતી. સાસુજી પડોશીને ઘેર પટલાઇ કરવા ગયાં હતાં. સસરાજી દુકાને સિધાવી ગયા હતા.

ઘરમાં હતી માત્ર લલિતા.

"સી...તા રા...મ" કરતો રામજી મંદિરનો પૂજારી આવી આંગણે ઊભો રહ્યો. એણે ખભે કાવડ ભેરવેલી હતી. એ કાવડપરની નાની નાની ઘંટડીઓનો સુમધુર રણકાર સંભળાયો. આ બાવાજી દરરોજ આ વખતે આવતા. સાસુજી કોઇ વાર મૂઠી ચોખા એ મહારાજના અક્ષયપાત્રમાં નાખતાં, તો કોઇ વાર ઘરમાંનું વાતાવરણ કંઇ ધુંધવાયેલું હોય ત્યારે અક્ષય-પાત્ર પણ ખાલી લઇને એમને પાછા ફરવું પડતું.

આજે સાસુજી ઘરમાં નહોતાં. નાની નણદી કોઇ કોઇ વાર આ બાવાજીના પાત્રમાં મૂઠી નાંખી જવાનો લાભ લેતી, પરંતુ આજે તો તે પણ નહોતી; હતી માત્ર લલિતા.

ઘંટડીઓનો રણકાર સાંભળી લલિતા ઘરની બહાર ઓટલે આવી; તેણે મહારાજને "જય સીતારામ" પણ કહ્યા અને સાથે સાથે તેમને નિરાશ ન કરવા માટે મૂઠી અનાજ તો નહિ પણ મીઠી વાણી તો આપીઃ

"બાપજી ! આજે મારાં સાસુજી ઘેર નથી. મારાં નણંદબા એમના વીરા સાથે રમવા ગયાં છે. કોઇનેય મૂઠી આપવાનો મને અધિકાર નથી; એટલે હું દિલગીર છું કે, હું આપને કંઇ આપી શકીશ નહિ. કૃપા કરી મારાં સાસુજી આવે ત્યારે આવજો."

લલિતાના આ શબ્દો સાંભળી મહારાજ આગળ ચાલ્યા; પરંતુ સાક્ષાત્ ચંડિકાના અવતાર સમાં જાણે નવરાત્રિના ગરબે રમીને ઘેર આવતાં જોગમાયા સરખાં સાસુજીને સામે ઘેરથી આવતાં જોઈ બાબાજી થંભ્યા, અને પાછા તુરત જ આગળ વધ્યા. લલિતાને બાવાજી થંભ્યાની ખબર નહોતી; કારણ કે એ તો ઉપલા શબ્દો કહીને ઘરમાં એના કામે લાગી ગઇ હતી.

મહારાજ સામે જોઇ સાસુજીએ પૂછ્યું:

"કેમ, બાપજી ! પાછા આવો. કહો, એ શંખણી તમને શું કહેતી હતી ?"

"બાઈ ! એણે તો કહ્યું કે, મારાં સાસુજી ઘેર નથી અને એમની આજ્ઞા વગર હું મૂઠી આપી શકીશ નહિ." બાવાજીએ જવાબ દીધો.

"એમ ! તારી જાતની હરામખોર ! તારી આટલી ગુંજાશ ! હું હયાત હોવા છતાં તમને મૂઠી આપવાની ના કહેનાર એ કોણ !! એની શી ગુંજાશ !" ચહેરાનો રાતોપીળો રંગપલટો દાખવતાં સાસુજીએ એક હાથની હથેલીમાં બીજા હાથની મુઠી પછાડી, અને કહ્યું.

"ઊભા રહો, મહારાજ ! હું એને અહીં બોલાવી લાવું" કહેતાં ધુંવાપુંવા થઇ જતાં સાસુજી ઘરમાં ગયાં. જઇને લલિતાને બહાર બોલાવી લાવ્યાં. બન્ને સામસામે ઊભાં રહ્યાં; જાણે કોઇ બળવાન અને નિર્બળ વચ્ચેના દ્વંદ્વયુદ્ધની તૈયારી ન થઇ હોય.

મહારાજ ચૂપચાપ ઊભા રહ્યા. તેઓ એક ક્ષણે ક્રોધથી લાલચોળ બનેલા સાસુજીના ચહેરા સામે જોતા, તો બીજી ક્ષણે ઘૂઘવતા વાઘ સામે થરથર કંપતી ઊભેલી બકરી જેવી લલિતા સામે સહજ દૃષ્ટિપાત કરતા.

સાસુજીએ સાલ્લાની ફડક ખોસી અને શરૂ કર્યું.

"હરામખોર ! ત્તારી શી ગુંજાશ કે મારી ગેરહાજરીમાં તું મહારાજને ના પાડી શકે ?"

"બાઇ ! મારે મૂઠી નથી જોઇતી; મને જવા દો. બિચારી આ ભોળી વહુઆરૂ પર આટલો બધો ક્રોધ મારે ખાતર ન કરશો. હું તો આ ચાલ્યો." મહારાજે નમ્રતાસૂચક અવાજે પોતાની આ ઘરની મુઠી જતી કરતાં કહ્યું.

"ના, પણ તમને ના પાડનાર એ કોણ ? આજકાલની આવેલી એ તમને ના કહેવામાં શું સમજે. મુઠી આપવાનો કે ના પાડવાનો એને શું અધિકાર ! ઘરની માલિક હું છું; ઘરની કુલ મુખત્યાર હું છું. હા, કદાચ નાની તમને મુઠી આપે તો તે હું જતી કરું." સાસુજીએ વધુ ઉગ્રતા ધારણ કરી.

"પણ બાઇ ! હું કહું છું ને, કે મારે

મુડી નથી જોઈતી ! " મહારાજે ફરીવાર નમ્રતા દાખવતી.

" ના, પણ એ ના કહેવાનો અધિકાર તો મારો જ છે. તમે શું ના પાડતા હતા: હું જ કહું છું કે " જાવ, તમને મુડી નહિ મળે. મારા ઘરમાં મારું જ ચાલે. ના કહેવાનો અધિકાર પણ મારો જ. જાઓ, મારે ઘેરથી તમને મુડી નહિ મળે.

***

ચૂપચાપ ચાલ્યા જતા મહારાજ બિચારા મુડી મળવાની આશાએ પાછા ફર્યા હતા; કારણ કે સાસુએ તેમને પાછા બોલાવવામાં એ પોતાને માનમાન સમજ્યા હતા. પરંતુ એ મહાચંડી મમ્માપાએ તો મહારાજ સમક્ષ પોતાનો હક્ક પૂરવાર કરી બતાવ્યો. ' ના ' કહેવાનો અધિકાર પોતાનેજ છે એમ મહારાજનું અપમાન કરીને પૂરવાર કરી બતાવ્યો.

બિચારા મહારાજ અપમાનનો આ ઘૂંટડો ગળી જઈ પોતાના રસ્તે પડ્યા. અને સાસુજી ઘવાયેલા વાઘની માફક ઘરમાં ગયાં. લલિતા પણ કંઈજ બોલ્યા ચાલ્યા વિના ઘરમાં જઈ કામે લાગી. આ પ્રચંડ કોપ દરમિયાન પણ લલિતાએ તો એની મુખમુદ્રાને કેવળ શાંત જ રાખી હતી. એના હોઠ પણ બીડાયેલા જ રહ્યા હતા. અને સાસુજીએ પેલા બે શબ્દોનો છેલ્લો હાકારો સંભળાવ્યો: " રાંડ મીંઢી !! "





# Afghan SNOW




# Afghan Lipstick

LIGHT – MEDIUM – DARK



*Two Great Beauty Aids*

"...સૌંદર્યવતીની મોહકતામાં વધારો કરે છે. રૂપસુન્દરીના મનમોહક હોઠને માખણ જેવા મુલાયમ બનાવે છે. બંને બનાવટો કમાલ કોસ્મેટીકોના ધંધામાં નિપુણ અફઘાનની કીર્તિમાં વધારો કરે છે દરેક ઠેકાણે મળે છે.

MANUFACTURED BY. E. S. PATANWALLA, BOMBAY 13
SOLE AGENT

## PATANWALA LTD

182-184, ABDUL REHMAN STREET, BOMBAY 3.
'GRAMS: "OTTODUNYA" PHONE: 20769



ઝાડે વળગી વેલીઓ, પંખી વનગીત ગાય;
કોઇ બતાવો પંથડો, પરપમ શીદ્યાવો થાય !

સગાંવહાલાંની મમતા; એ એકે ચીજમાં એનું મન ન પરોવાયું. ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવા માટે તેણે પોતાના વતનનો ત્યાગ કર્યો. પ્રેમની એ જોગણ પોતાના પ્રિયતમને શોધવા નીકળી પડી.

એ કાચબાના ગામે આવી. કાચબાના કુશળ સમાચાર પૂછતાં ગામલોકોએ જણાવ્યું કે ' એ તો વહુરાણીના પ્રેમમાં આંધળો ભીંત બની ગયો છે. એ વીસનોરીએ× એને એવો તો વશ કરી દીધો છે કે પરણીને આવ્યો છે ત્યારથી એ કદી ઘરબહાર પણ નીકળ્યો નથી.'

પરપમેનાં ગાત્ર ગળી ગયાં. જો આમજ હોય તો કાચબો પોતાનો પ્રેમ સ્વીકારે એવી આશાજ ક્યાં રહી ? છતાં ' આશા અ-મર છે ' એ ન્યાયે કદાચ એને આંખની શરમ આવશે. એમ માનીને પરપમ કાચબાને ત્યાં પહોંચી ગઈ.

ફળિયામાં પગ મૂકતાંજ:—

ખડકે ખારનાં દડાં, (કોઇ) માણીગર હીંચે મલપતા;
પરપમ પાપ નડયાં, કોપે ચડયો કાચબો.

હીંડોળા ખાટે હીંચતાં પ્રેમી દંપતીને જોઇ પરપમે ઉંડો નિઃશ્વાસ નાખ્યો.

એણે કાચબાને ખૂબ સમજાવ્યો. એના પ્રેમને ખાતર તો પોતે ઘરબાર તજીને એનો આશ્રય માગતી અહીં આવી છે એમ. પણ

પરંતુ જાહેરમાં અપમાન પામનાર કાચબો કોઇપણ રીતે એને દાદ દેતો નથી.

જાન તો ચાલી ગઇ, પરંતુ કાચબાની મનોહર મૂર્તિ તો પરપમના મનમંદિરમાં કાયમને માટે વસી ગઇ.

પરપમને માત્ર કાચબાનાજ વિચારો આવવા લાગ્યા. એની ભૂખ અને તરસ ઉડી ગઇ. નિદ્રાદેવી પણ એનાથી રિસાઇ ગયા. એના ચિત્તમાં એકજ પ્રકારનું ચિંતન થવા લાગ્યું–' ક્યારે હું કાચબાનો પ્રેમ પ્રાપ્ત કરી શકું ? '

માબાપનો સ્નેહ, સહિયરોની મીઠી મશ્કરી,

× શોક્ય

ધુત્કાર્યું. પરંતુ કાયમાએ એના તરફ નેહભરી નજર ન ફેંકી, એટલું જ નહિ, પરંતુ એનો તિરસ્કાર કરીને ત્યાંથી હાંકી કાઢી.

પરપમને હવે ઉભા રહેવાનું ઠેકાણું ન રહ્યું. એણે માબાપ તજ્યાં. એના મનના માન્યા મનોદેવતાએ એને તજી. હવે તો એને માત્ર ઉપર આભ ને નીચે ધરતી જેવું રહ્યું.

આવી બેકદર દુનિયા પ્રત્યે એને ઘૃણા પેદા થઇ. શા માટે હવે એ જંજાળમાં પડવું ! એને બદલે પ્રભુભજન કરી આપનું કલ્યાણ કાં ન સાધવું ?

એણે નિશ્ચય કરી લીધો. જેને પોતે પ્રેમી માનતી હતી, તેના તરફથી જાકારો પામેલી આ પ્રેમની જોગણ ખરેખરી સંસારની પણ જોગણ બનવા માટે જંગલમાં જવા નીકળી પડી.

કુદરતે નૈસર્ગિક સૌન્દર્યથી સભર ભરેલા એક અરણ્યમાં આવતાં જ એને લાગ્યું કે અહીં એના તનને આરામ અને મનને શાન્તિ મળી શકશે.

એણે ત્યાંજ ધામા નાખ્યા, સરીતા તીરે જાતમહેનતથી એક નાનીશી ઝૂંપડી બનાવી લીધી, અને સરજનહારે વિના મૂલ્ય બક્ષેલી પાની-કંદમૂળ અને ફળ ખાઇને જીવન ટકાવતી તે પ્રભુસ્મરણમાં દિવસો નિર્ગમન કરવા લાગી.

એનું તપ ફળતું હોય કે દૈવી નિર્માણ હોય તેમ કાયમાને અનાયાસે જ પરપમ યાદ આવે એવો પ્રસંગ ઉપસ્થિત થયો. એની પરહેતર એને મેવા નીવડી. નીતિથી ચ-

ળાયમાન બનેલા એના ચંચળ ચિત્તનો તેમજ નફટાઇ ભરેલા વર્તનનો કાયમાને સાક્ષાત્કાર થયો અને એની કાયા કંપી ઉઠી. મનુષ્ય માત્રને જીવનમાં અણધાર્યો જીવલેણ ફટકો પડતાં તેના જીવનમાં એકાએક પલટો આવી જાય છે. એવું જ પરિવર્તન કાયમામાં થવા પામ્યું. સ્વાર્થી અને વિષયલોલુપ એ પત્નીનો તેણે સદાને માટે ત્યાગ કર્યો, અને પોતાની ઉપર શુદ્ધ સાત્વીક પ્રેમથી મરી ફીટનારી પરપમની શોધમાં તે નીકળી પડ્યો. કેવળ પરપમનું રટણ કરતો કાયમો ગામેગામ પરપમ વિષે પૂછપાછ કરતો છેવટે નિર્જન અરણ્યમાં આવી ચડ્યો. ભાનભૂલા આત્માની માફક તે વનવગડામાં વૃક્ષ વેલી અને પશુ પખીઓને ઉદ્દેશી બોલ્યો:—

અરે વનની વેલીઓ, પંખી વનગીત ગાય;
કોઈ બતાવો પંથડો, પરથમ ભેટાવો થાય !



તું જોગણ વનરાવની, હું પણ એવો થાઉં;
ઘરે ન પાછો જાઉં, ત્યાં સુધી અહીં રહું.

પરંતુ બિચારાં અબોલ પ્રાણીઓ અને જડ વનસ્પતિ એને શો જવાબ આપે ! જવાબ મળે કે ન મળે. એનું ધ્યેય એક જ હતું. એણે પરથમ માટે ભેખ ધારણ કર્યો હતો, અને એ મળે નહિ ત્યાં સુધી એને જીવનમાં કોઇ જાતનો રસ નહોતો.

સરિતા તીરે તૃષા છીપાવતાં તેને લાગ્યું કે કેવળ નિર્જન આરણ્યમાં વૃક્ષોની શીતળ છાયામાં એક ઝૂંપડી બાંધેલી છે. રખેને ત્યાં વસનાર કોઈ જોગી જતિએ પરથમને જોઇ હોય એવી આશામાં એણે એ ઝૂંપડી તરફ પગ ઉપડયા.

રહેજ દૂરથી તેણે જોયું કે વટવૃક્ષની વનરાજી નીચે મૃગચર્મ ઉપર આસન જમાવીને કોઈ યોગિની ધ્યાનમગ્ન બની બેઠી છે !

જરા આગળ–અને એને લાગ્યું કે પોતાની આંખો દગો તો દેતી નથીને ! આ તો પરથમ ! ખરેખર પરથમ યોગિની બની ગઇ હશે !

ઉત્સાહના તાનમાં એણે દોટ મૂકી. છેક નજીક આવતાં એ પરથમ જ છે એવી એણે ખાતરી કરી લીધી. તે પરથમના પગ આગળ ઢગલો થઇને પડયો.

પરથમે તેના મસ્તકે હાથ ફેરવ્યો. એ સ્નેહભર્યા હાથની ફુંકથી કાયબાની કળ વળી. એણે ઉંચું જોયું. કોણ પરથમ ! તું અહીં ? આવા વેશમાં ?

શાન્ત સ્થિર ચિત્તે પરથમે ઉત્તર આપ્યો:–

મેં કાયબ કરતારનો, ભલો ધર્યો છે ભેખ;
મારા કરમની રેખ, ભાવે ભજુ ભગવાનને.

કાયબા ! તું ભલે આવ્યો. આટલે લાંબે વખતે તેં મને યાદ કરી એ પણ મારા સદ્ભાગ્ય. પરંતુ હવે તું મને ભૂલી જા. મેં પ્રભુ (કરતાર=કિરતાર) ના નામની અહાલેક જગાવી છે. મારા ભાગ્યમાં કદાચ એજ વસ્તુ નિર્માણ થઇ હશે.'

'ગાંડીરે ગાંડી ! તું જ્યારે મારા પગે પડતી આવી હતી ત્યારે મેં તને લાત મારી, હવે હું જ્યારે તને શોધતો આવ્યો છું ત્યારે તું મને હડધૂત કરશે ? એવાં ઘેલાં ન કાઢ ! સમજુ થઈને ચાલ મારી સાથે. મારી પરણેતરનો મેં સદાને માટે ત્યાગ કર્યો છે, એટલે હવે આપણે સુખી સંસાર ભોગવીશું.

'સો વાતની એક વાત, કાયબા ! સંસારમાં હવે મારું મન ખૂંચી શકે એમ નથી. તને ખરેખર મારા તરફ સ્નેહ–ભરી લાગણી ઉપજી હોય તો તું પણ ખુશીથી મારી સાથે રહે. તું જેને મારા તરફનો પ્રચંડ પ્રેમ કહે છે તેને પ્રભુ તરફ વાળ, અને તારા જીવનનું સાચું સાર્થક સાધી લે.'

મનુષ્યને કોઈ વાર એવી થપ્પડ લાગે છે કે તેનું અજ્ઞાન દુર થઈ સાચી વાત દીવા જેવી સ્પષ્ટ સમજાઇ જાય છે. કાયબાની બાબતમાં પણ એવું જ થયું. એની ખાતરી થઇ ગઇ કે આજ સુધીનું એનું જીવન એળે ગયું છે. પરથમને પોતે કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત કરવાનો એણે નિશ્ચય કર્યો. મક્કમ સ્વરે તેણે પોતાનો નિરધાર વ્યક્ત કર્યો.

તું જોગણ વનરાયની, હું તુજ ચેલો થાઉં;
હવે ન પાછો જાઉં, જીવતાં સુધી સાથે રહું.

તારી આજ્ઞા એ જ હવે તો મારી ઇચ્છા, પરથમ ! હવે આ જંગલ એ જ મારો સંસાર. તું મારી ગુરુ અને હું તારો શિષ્ય. ખોળીઆમાં પ્રાણ હશે ત્યાં સુધી હું કદી પણ તારો સાથ નહિ છોડું.

ધન્ય છે કાયબા ! મને તો સાફ સમજાઇ ગયું છે કે;

મિથ્યા માયા જાળ, જૂઠો આ ખટરાગ છો
કોપે જ્યારે કાળ, ઉપડી જાએ એકલા.

× × ×

ભાવે ભજી ભગવાન, સાથે રહી આપણ સદા;
અંતે ચડી વેમાન, સંગે જશું સરગમાં.

માટે આ મહામોંઘા માનવદેહનું સાર્થક કરવા આવો આપણે બન્ને અહીંજ ધૂણી ધખાવીએ, અને પ્રભુનો સાચો પ્રેમ સંપાદન કરીએ.'

પ્રભુભક્તિમાં લયલીન બનેલી પરથમ પોતે તો સંસારથી તરી ગઈ, પરંતુ જેના ઉપર પોતાને સાચા દિલનો પ્રેમ હતો એ પોતાના પ્રેમપાત્ર કાયબાને પણ એણે તાર્યો. પ્રેમની આ કેવી પુનીત પરાકાષ્ટા !*

* હમણાંજ પ્રગટ થયેલા સચિત્ર પુસ્તક 'સૌરાષ્ટ્રની પ્રેમકથાઓ' ઉપરથી.

# દીપક

લેખક
શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

કનકપુરનો જમીનદાર રાવબહાદુર અમરેન્દ્ર. એને જનવૃન્દ "અમરબાબુ"ના લાડીલા નામથી સંબોધે છે. એને ખૂબ પૈસો છે, ઘેર શાણી સતી છે—નામે નિર્મળા. જેવું નામ તેવા ગુણ. દંપતીને મોટું દુઃખ છે—સંતાનવિહીનતાનું.

૪૫ વર્ષની ઉંમર થઇ છે પરંતુ પુત્ર નથી!

એથી અમરબાબુને ચિંતા થાય છે. એક વિદ્વાન જોશી અચાનક તેમની ખ્યાતિ સાંભળીને તેમને ત્યાં આવી ચઢે છે. અમરબાબુ તેની સલાહ લે છે. જોશીરાજ પુત્રેષ્ટિ યજ્ઞની સલાહ આપે છે. એ યજ્ઞ કરવા છતાં ય નિરાશા!

અમરબાબુને સ્નેહીઓ અને સગાંઓ નવી સ્ત્રી પરણવા કહે છે. અમરબાબુનું મન માનતું નથી. એક સ્ત્રી હયાત છે, સતી છે, લક્ષ્મી સ્વરૂપ છે. એની જોડ બીજા ઘરમાં શોધ્યે જડે—આવી સ્ત્રી પર બીજી કરું? નહીં.

નિર્મળા જ્યારે એ વાત જાણે છે ત્યારે પતિ પાસે જાય છે, ખોળા પાથરે છે, ઘણી આજીજી કરે છે: "દેવ, નવી કરો. મારે એના પુત્રનું પોઢીયું ઝુલાવવું છે. મારે એના પુત્રને મારે મસ્તકે ચઢાવી રમાડવો છે." અમરબાબુ નછૂટકે સંમતિ આપે છે.

## ૨

નિર્મળા, સાચી આર્યપત્ની, નવી વહુ શોધી લાવે છે અને લગીરે કચવાટ વિના ઇન્દુ નામની એ નવોઢાનું લગ્ન અમરબાબુ સાથે કરી નાંખે છે. ઇન્દુ ફેશનેબલ સ્ત્રી છે. અમરબાબુ એના સર્વ કોડ પૂરા કરે છે. વસ્ત્રો, ઝવેરાત, દાગીના વગેરેની કમીના નથી. મોટરો, નોકરો અને નોકરડીઓ સદાયે સેવામાં હાજર રહે છે અને જ્યાં પાણી માંગે ત્યાં દૂધ હાજર થાય છે.

જૂની સ્ત્રી નિર્મળા ધાર્મિક છે. હમેશાં પ્રાતઃકાળમાં દેવપૂજામાં એનો વખત વીતે છે. નવી સ્ત્રી પતિદેવને તેણે જ કરી આપેલી તેથી તે ઇર્ષાથી બળી જતી નથી. પણ આર્ય ધર્મ અનુસાર એને અપનાવી લે છે. હમેશાં દેવપૂજા અંતે પ્રભુને તે પ્રાર્થે છે: "દેવાધિદેવ, એના કોડ પૂરા કરજો. અમારા વંશનું નામ રાખનાર કુળદીપક એને આપજો."

નિર્મળા કદી મોંમાંથી કડુ વેણ કાઢતી નથી. કદી ઇન્દુનો દોષ દેખાડતી નથી. એને ઠપકો યે આપતી નથી.

પરંતુ ઇન્દુને એ 'ઘરડી શોકય'નો સંતાપ સાલે છે. નિર્મળા તરફ એને ખૂબ અણગમો આવે છે. નિર્મળાને ઇન્દુ ધિક્કારે છે.

ઇન્દુ અમરબાબુ સાથે સિનેમાઓ જુએ છે, વિવિધ સફરોએ જાય છે, પોતાની સખી સાહેલીઓમાં પતિની સંપત્તિનું અભિમાન બતાવતી ફરે છે.

## ૩

થોડાં વર્ષ વીત્યાં. ઇશ્વરે અમરબાબુ સામે જોયું. ઇન્દુને પુત્રરત્ન પ્રસવ્યો.

નિર્મળા પ્રભુને પ્રાર્થે છે: "મારી પ્રાર્થના તમે સાંભળી તમારી દયા, પ્રભુ! હવે બીજી પ્રાર્થના કરું છું. એને દીર્ઘાયુષ્ય આપો."

દરેક સવારે નિર્મળા એ જ પ્રાર્થના કરે છે.

ઇન્દુનું શરીર સુવાવડમાંથી બગડે છે. તે ખૂબ માંદી પડે છે. એને સુવારોગ થયો. નિર્મળા તેની સેવામાં ખડે પગે હાજર રહે છે. બાળકનું જતન પણ તે ખૂબ વ્હાલથી કરે છે. ઇન્દુની માંદગી ત્રણ માસ પર્યન્ત રહે છે.

મોટા ડાક્ટરો અભિપ્રાય આપે છે: "એની આ માંદગીમાં એનો જીવ બચશે નહીં."

અમરબાબુ કહે છે: " ચાહે તેટલા પૈસાનું ખર્ચ થાય તો પણ તેને બચાવો. "

મુખ્ય ડાક્ટર જવાબ દે છે: " જો પૈસા વડે પણ એનો જીવ બચાવી શકાતો હોત તો અમે બચાવત. પણ જીવ મૂકવો એ કેવળ ઈશ્વરની સત્તાની વાત છે. "

ઇન્દુની મૃત્યુની ઘડી આવે છે. જે નિર્મળાને તે ધિક્કારતી હતી તે જ નિર્મળા મધ્યરાત્રિ પણ તેના બિછાના આગળ સુતેલી હોય છે. તેની ગોદમાં ઇન્દુનું બાળક હોય છે. નિર્મળાનું આટલું બધું વહાલ જોઇ ઇન્દુનું હૃદય દ્રવે છે. એને જાગ્રત કરીને એ પગે લાગે છે.

" બહેન, શું હું મા નથી ? મને હૃદય નથી ? બેરીકર રહે. "

ઇન્દુ એના ખોળામાં ઢળી પડે છે. અમર બાબુ આવે છે. આ દૃશ્ય જોઈ આનંદ પામે છે; પણ હા ! એ ક્ષણિક દૃશ્ય હતું. ઇન્દુ મરણ પામે છે.

૪

ઇન્દુના મૃત્યુ પછી અમરબાબુનો કેવળ આનંદ છે—નિર્મળાનો ય કેવળ આનંદ દીપક છે. બન્ને જણુ એને માટે જાત કુરબાન કરવા તૈયાર છે.

૭ માસ વીત્યા. અમરબાબુને લકવો થાય છે. પક્ષપાતની બિમારીથી પોતે પથારીવશ રહે છે.

૫

નિર્મળાની બહેન નામે રાધા અને તેનો પુત્ર દામુ હવે નિર્મળાને ત્યાં રહેવા આવે છે. રાધા ગરીબ છે. એનાં સાસરીઆમાં એનું કોઈ સગું રહ્યું નથી. વિધવા છે. ઘરબાર પૈસા નથી. ઉદાર મોટી બહેન નિર્મળા એને આશ્રય આપે છે.

દીપક સુલક્ષણો છે, દામુ કુલક્ષણો છે; બન્ને લગભગ સરખી ઉંમરના છે. બેઉ સાથે રમે છે.

દરરોજ હવે નિર્મળા આગળ દામુનાં કુલક્ષણુની ફરિયાદ આવવા લાગી છે. રાધાને નિર્મળા કહે છે: એને શિખામણ દઇને સુધાર.

રાધા કહે છે : પણ બહેન ! દામુ, દીપકની વાંદે ખરાબ થઇ ગયો છે.

દીપકને નિર્મળાએ ઘણી સરસ ટેવો પાડેલી છે " માતા સો શિક્ષકની ગરજ સારે છે. " એ ઉક્તિ એણે બરાબર અમલમાં મૂકેલી છે. દીપકનો રોજીંદો જીવનક્રમ આ છે: પ્રાતઃકાળે નાહી ધોઈ પ્રભુપ્રાર્થના કરી માતાપિતાને પગે લાગવું, નિશાળના પાઠ કરવા, દૂર દૂર ફરવા જવું, નિશાળે નિયમિત જવું. ઘેર આવી ફરીથી લેશન પર ધ્યાન આપવું, રાતે પ્રભુપ્રાર્થના કરી સુઇ જવું.

દામુનો એવો ક્રમ નિયમિત છે જ નહીં. એ ઉઠે છે જ કાયમ મોડો. ન્હાતો નથી, માશી–માસાને પગે લાગતો નથી, ઘર બહાર નીકળી પડે છે. નઠારા છોકરાની સોબત કરે છે, નિશાળના પાઠ કરતો નથી.

એક બાજુ જ્યારે દીપક સ્વચ્છ અને સારાં કપડાં પહેરે છે ત્યારે દામુ ગંદાં કપડાં પહેરે છે. કોઈ વાર વળી કપડાંનો ખૂબ ઢેરો કરે છે. દામુ બીજા છોકરાઓ સાથે મારામારી કરે છે. દીપક એ તોફાની છોકરાઓને સમજાવે છે ત્યારે 'તેનું કહેવું નહીં માનીને તેની મશ્કરી કરે છે.

દામુ અને તેના ખરાબ દોસ્તો રસ્તે જતા ફેરીઆઓને સતાવે છે. શાકવાળા-ઓને હેરાન કરે છે. ડુંગરી અને ચીભડાં કે કેરી ચોરી લે છે. શાકવાળાઓ મારવા દોડે છે એટલે બીજાં છોકરાં તેનો માલ જમીન પર નાખી દઈને તેને હેરાન કરે છે!

દામુ ચોરી કરતાં શીખે છે, નિશાળમાંથી ભપોલીઆં કરે છે.

'નિશાળમાંથી દામુ વિષે ફરિયાદ લઈને આવે ને.નિર્મળા પાસે તે જાય છે. રાધા, દામુ અને દીપક ત્યાં હોય છે. શિક્ષક દામુ વિષે ફરિયાદ કરી રહેતાં, નિર્મળા રાધાને મૃદુ ઠપકો આપે છેઃ " બહેન, આપણને આ ન શોભે."

" તો હું ચાલી જાઉં." રાધા કહે છેઃ "હું ગરીબ છું; એટલે જ તું મારૂં સગપણ કે સંબંધ રાખવા માગતી નથી. તને તારા પૈસાનું અભિમાન છે. તારો દીપક તેથી જ તને સારો લાગે છે અને મારો દામુ ખરાબ લાગે છે. પણ એવું કાંઈ છે જ નહિ. મારો દામુ દેવ જેવો છે; તારો દીપક જ ખરાબ છે."

રાધા આવાં હલકાં વેણ કહે છે, પણ તેમ છતાં નિર્મળા સહન કરી લઈને તેને માઠું લાગવા દેતી નથી, વધુ ઠપકો આપતી નથી.

શિક્ષક તો એનો કહેવાનો ધર્મ બજાવીને જાય છે.

નિર્મળા દામુને એકાંતમાં બોલાવે છે. તેને એવી મૃદુતાથી, એવી વહાલભરી પ્રેમળ-તાથી તે શિખામણ આપે છે કે-તે છોકરો પીગળે છે અને કબૂલ થાય છે કે, સુધરીશ, તોફાન નહીં કરૂં.

ધીમે ધીમે નિર્મળા તેને કાયમ સમજાવી પટાવી શિખામણ દ્વારા તેનું વર્તન સુધારે છે. પણ વસ્તુતઃ દામુનું એ દંભી જીવન છે. નિર્મળા આગળ તે ગરીબ ગાય જેવો બનીને પાંસરો ચાલે છે, પણ પીઠ પાછળ 'શેઠની શિખામણ ઝાંપા સુધી' એવી રીત અખ્ત્યાર કરે છે.

અંદરથી ખરાબ પણ બહારથી સારો— આ દામુનું દંભી જીવન.

અંદરથી પણ સરસઃ બહારથી પણ સરસ—આ દીપકનું જીવન.

૬

વર્ષો વીતે છે. ૨૦ વર્ષના બે કિશોરો— દીપક દામુ તેઓ કોલેજમાં ભણવા લાગ્યા.

કોલેજ જીવનમાં દીપકને યશોધરા નામે એક કોલેજકન્યા સાથે પ્રેમ થાય છે. દામુ, એ જોઈને, અંદરખાનેથી બળી જાય છે.

યશોધરા પર દામુ પણ પ્રેમ કરવા લાગેછે. દીપક અને યશોધરા એકલાં ફરવા જતાં હોય તો 'કબાબમાં હાડકું' એ ઉર્દુ કહેવત મુજબ, દામુ તેમાં વચ્ચેથી ટપકી પડીને તેમનો હૃદયાનંદ બગાડે છે.

પણ યશોધરા શાણી કન્યા છે, દામુને તે તરછોડતી નથી, તેને કવેણુ કહેતી નથી. તેની સાથે એ નિર્દોષ વાતો કરતી રહે છે.

દીપકને આ માટે કંઈ જ દુખ નથી.

દામુ સાથે યશોધરા હસીને વાતો કરતી રહે છે અને શિષ્ટ વર્તન રાખે છે તેથી દામુ એમજ સમજે કે, યશોધરા મને ચાહે છે. અને એવી ગેરસમજને લીધે એકવાર દીપક સાથે દામુ તકરાર કરે છે. યશોધરા માટે જ એ તકરાર થાય છે. એ તકરાર પ્રેમ અંગેની હોવાથી કંઈક ઉગ્ર સ્વરૂપ લે છે. ત્યાં યશો-ધરા આવે છે અને બન્નેને યુક્તિપૂર્વક શાન્ત પાડે છે. દીપક હૃદયનો એવો સાફ છે કે, દામુની માફી માગે છે. યશોધરા, એ ઉપરથી દામુ પાસે પણ દીપકની માફી મંગાવે છે.

બન્ને વચ્ચે આ તકરાર સંબંધી 'માફી આપો અને ભૂલી જાઓ' એ રીતનું વર્તન કરાવીને યશોધરા જતી રહે છે. દીપક આ તકરારનો પ્રસંગ તે ઘડીએથી ભૂલી જાય છે. દામુના હૃદયમાં તેનો ડંખ કાયમ રહે છે.

૭

દીપક સામે દામુ એક જબરદસ્ત કાવતરું રચે છે. પોતાના દુષ્ટ દોસ્તદારોને શહેર બહાર એક નિર્જન સ્થાનમાં છુપાવીને દામુ, દીપકને ફરવા લઇ જાય છે. ઝાડ નીચે તેઓ બેસે છે. દામુની ઇશારતથી ગુંડા દોસ્તો દીપક ઉપર સખ્ત હુમલો કરે છે. દીપકને તેઓ એવો માર મારે છે કે, એના પગનું એક હાડકું ભાંગી જાય છે.

દેખાવની ખાતર દામુને પણ થોડાક લોહીલુહાણ કરવામાં આવે છે. ગુંડાઓ જાણે કોઇ અજાણ્યા દુશ્મનો હતા, એમ નાસી જાય છે. દામુ ઘેર જઇ બનાવટી વાત કરે છે કે—કોઇક લુચ્ચાઓ અમને મારીને નાસી ગયા. ઘેરથી નોકરો ! મ્યુનિસિપલ એમ્બ્યુલંસ 'ની મદદ લઇને દામુ સાથે જંગલમાં જાય છે. દીપકને ઘેર લાવવામાં આવે છે.

હાડવૈદને બોલાવવામાં આવે છે. હાડકું બેસાડવા તજવીજ થાય છે. હાડવૈદ પાટો બાંધે છે. પરિણામે દીપકને ખાટલાવશ રહેવું પડે છે.

લકવાવશ પિતાના ખાટલાની જોડે જ પગ ભાંગેલ પુત્રનો ખાટલો બિછાવાય છે.

[ આ વાર્તાનો રસિક ભાગ આવતા અંકે ]




Mohenjodaro



Bharhut



# સુંદર વાળનું છુપું રહસ્ય

વાળ ઓળવાની અનેકવિધ સુંદર રીતોએ દરેક જમાનામાં દરેક દેશના સ્ત્રીપુરૂષોના જીવનમાં મહત્વનો ભાગ ભજવ્યો છે. હિન્દમાં આ રિવાજ છેક ૫,૦૦૦ વર્ષ પહેલાં પ્રચલિત હતો અને એની પ્રતીતિ મોહેન-જોડારોનાં ખોદકામોમાંથી મળેલી વસ્તુઓ ઉપરથી થાય છે.

એજ પ્રમાણે આજે પણ નિરોગી ચળકતા અને ભરાવદાર વાળ આકર્ષણ અને સૌન્દર્યમાં ઉમેરો કરે છે.

**ટોમ્કો કોકોનટ**
**હેરઓઈલ**
**અને**
**શેમ્પુ**



Gandhara





Kushana



## ધિ તાતા ઓઇલ મિલ્સ કું. લીમીટેડ.

T. M. [illegible]

# માર્કસવાદ, સોવીયેટ સંઘ ને નારી–સમસ્યા

લેખક : શ્રી. ધનવન્ત ઓઝા

માર્કસવાદની દષ્ટિ એટલે વૈજ્ઞાનિક દષ્ટિ એ કોઈ જડ સિદ્ધાન્ત-રચના નથી. સનાતન સત્યનો એ સ્વીકાર કરતી નથી. પરિસ્થિતિ અને વ્યક્તિ એમ બંને તરફ નજર રાખીને સામાજિક પ્રગતિને અનુકૂળ એવી કાર્ય–પદ્ધતિ એ યોજે છે. નવી પરિસ્થિતિ ઊભી થાય છે ત્યારે એ નવી પદ્ધતિ યોજે છે. જે લોક પરિસ્થિતિ-પરિવર્તન જોઇ શકતા નથી, જે લોક સામાજીક સંબંધો પરત્વે સતત જાગૃતિ ધરાવતા નથી એ લોકો ઘણી વેળા માર્કસવાદી વિચારણામાં વિરોધી દેખાય છે. એમાં દોષ માર્કસવાદનો નથી. જોનારની અવૈજ્ઞાનિક દષ્ટિનો જ હોય છે.

**★ પુરુષ–સમોવડી ★**

"આર્થિક, રાજકીય, સાંસ્કારિક, સામાજિક અને વહીવટી ક્ષેત્રોમાં, સોવીયેટ સંઘમાં, નારી ને પુરુષ–સમા અધિકારો આપવામાં આવ્યા છે."

—સોવીયેટ સંઘના શાસન–તંત્રની ૧૨૨મી કલમ

નારી–સમસ્યા વિષે પણ એવું છે. માનવ–માત્રની સમાનતાની વાત જ્યારે માર્કસવાદ કરે છે ત્યારે સ્ત્રી–પુરુષની સમાનતાની વાત પણ એ કરે એ સ્વાભાવિક છે. પણ માનવ–સમાનતાનો અર્થ જડ રીતે એમ ન કરી શકાય કે બધાં માનવીને એક જ બિબાંમાં ઢાળવાં જોઈએ. ચોક્કસ ઉંચાઇ, ચોક્કસ વજન, ચોક્કસ રૂપરંગ, ચોક્કસ ઊર્મિ–તંત્ર–આવું બધું બધાં માનવી માટે કરવાની કલ્પના કરનાર તો પ્રકૃતિનાં સ્વરૂપને જ નથી સમજતો એમ કહેવાય. પ્રોક્રસ્ટીસની પથારી જેવો આ ખ્યાલ છે. એ ખ્યાલનો અમલ એટલે જગતનો વિનાશ.

સ્ત્રી–પુરુષની સમાનતાનો પણ આવો જડ અર્થ ન સંભવે. પ્રકૃતિક દષ્ટિએ જ સ્ત્રી ને પુરુષ વચ્ચે જે ભેદ છે તેને ભુંસી ન શકાય. ને કદાચ ભુંસવાની શક્યતા હોય તોયે એવી જરૂર નથી, એ માર્ગ હિતકર પણ નથી. જીવન જીવવાને યોગ્ય રહે છે, માનવીમાં જીજીવિષા રહે છે તેમાં અનેક કારણોમાં મહત્વનું એવું લિંગભેદનું પણ કારણ છે. એટલે એવા ભેદ મિટાવવાની કોઇ કોશીષની જરૂર નથી.

અને આ ભેદને પરિણામે બીજા પણ ભેદ જન્મવાના જ. સ્વભાવ ઉપર ને માનસિક ઘડતર ઉપર તેની સામાન્ય અસર થવાની જ. એવી અસરને લક્ષમાં રાખીને જ સમાજ–વૈજ્ઞાનિક સામાજીક નિયમન ઉભાં કરે.

એક વાતનો અવશ્ય ખ્યાલ રાખવાની જરૂર છે. માર્કસવાદી સમાજ–વૈજ્ઞાનિક કોઇ એવું નિયમન નહિ યોજે જે બંધનરૂપ બની રહે. શિક્ષણદ્વારા જેટલું થઇ શકે તેટલું એ કાનુનદ્વારા નહિ કરી શકે. કાનુન તો છેવટની માત્રા છે. એનો ઉપયોગ તો પુરતી સામાજીક તાલીમ પછી કેટલાંક વિઘ્ન તત્વોને કાબુમાં રાખવા જ કરવાનો હોય છે.

નારી–સમસ્યા પરત્વે માર્કસવાદનું આવું દષ્ટિબિંદુ રહ્યું. સ્ત્રી–પુરુષને વિકાસની સમાન તક એ આપે છે. પોતાના વ્યવસાયની પસંદગી કરવાની સમાન સ્વતંત્રતા બંનેને છે

એમ એ સ્વીકારે છે. પણ સામાજીક જીવનનાં અંગસમી કુટુંબ–સંસ્થાની યોગ્ય દિશામાં વિકાસ થાય એમ પણ એ ઇચ્છે છે. આ બંને હકીકતો એક બીજાથી વિરોધી નથી જ, એક બીજાની પૂરનારીને ગમે તે વ્યવસાયમાં જવાની સ્વાતંત્ર્ય આપતી અનેક માકર્સવાદી એને સલાહ તો કુટુંબસંસ્થાને અનુસરિને વ્યવસાયની પસંદગી કરવાની જ આવે. હા, એને તાલીમ બધી મળે. એવી પરિસ્થતિ નારી પુરૂપ–સમોવડી બનીને તેનાં ક્ષેત્રમાં પણ જઈ શકવી જોઇએ અને નર સ્ત્રી–સમોવડી બનીને તેવાં ક્ષેત્રમાં ઉપયોગી થવી જોઇએ. પછી એ તો અપવાદરૂપ સંજોગોમાં જ.

આ દષ્ટિને અનુસરીને જ સોવીયેટ સંઘમાં નારી–સમસ્યાનો ઉકેલ લાવવામાં આવ્યો છે. સંજોગોમાં એની વિગતો આપણે જોઇ જઇએ.

૧૯૧૭ ના ઓક્ટોબરમાં ક્રાંતિ થઇ. પછી લિંગભેદને કાનુનપોથી ઉપરથી રૂખસદ મળી છે. સોવીયેટ તંત્રના કોઇ ક્ષેત્રમાં એવા ભેદનો સ્વીકાર નથી. એ ક્રાંતિ પછી જે નવી સરકાર અસ્તિત્વમાં આવી એમાં એક સ્ત્રી મેડમ એલેક્ઝાંડ્રા કોલોનટાઇ એક પ્રધાન બની હતી. એજ કોલોનટાઇ આજે સ્વીડનમાં સોવીયેટ એલચી છે ને દુનિયાના ઇતિહાસમાં આવું સ્થાન ધરાવતી પહેલી નારી છે. લેનીનની પત્નિ ક્રુપસ્કાયા પણ એ કાળે આગેવાન સ્થાન ઉપર હતી. એમની આગેવાની નીચે સોવીયેટ નારી આગળ આવતી હતી.

પણ પહેલી પંચવર્ષિય યોજના આવી ન આવી ત્યાંસુધી આ પ્રગતિ પ્રમાણમાં ધીમી હતી. યોજનાઓના કામ માટેની પૂર્વભૂમિકા ત્યારે ઘડાતી હતી સંયોજીત સમાજતંત્ર, અર્થ તંત્ર માટેની તાલીમ ત્યારે અપાતી હતી.

૧૯૧૮ માં પહેલી પંચવર્ષિય યોજનાનો અમલ આરંભાયો તે પહેલાં આ સ્થાનિક સોવીયેટોમાં સ્ત્રીઓ ચૂંટાઇ આવતી હતી. સોવીયેટ સંઘમાં વરિષ્ટ ધારામંડળમાં પણ દર અગીયાર પુરૂષે એક સ્ત્રીનું પ્રમાણ હતું. સોવીયેટ નારી પત્રકાર બનતી; મજુર–સંઘમાં મહત્વનું સ્થાન ધરાવતી: પૂર્વના પ્રદેશોમાં સ્ત્રીઓની એક પરિષદમાં બુરખા પહેરીને પ્રતિનિધિઓ આવી હતી! ભિક્ષાવૃત્તિ, વેસ્યાસંસ્થા વગેરે અનિષ્ટોનો નાશ થયો ન હતો. અર્થતંત્ર જ બધા સંબંધોના પાયામાં છે. એટલે જ્યાંસુધી દારિદ્રનો નાશ ન થાય ત્યાંસુધી આ અનિષ્ટો શી રીતે ટળે ?

પંચવર્ષિય યોજના આવી ને તેને પરિણામે સ્ત્રીઓનો માર્ગ ખુલ્લો થયો. સ્ત્રીઓ કારખાનામાં આવવા લાગી. 'સમાન કામ માટે સમાન રોજી 'નો સિદ્ધાન્ત અમલમાં આવ્યો. સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા મળી. ૧૯૩૫ માં તો સ્થિતિ પલટી ગઇ હતી. એ વર્ષમાં આગેવાન સ્ત્રી–કાર્યકરોની મિજલસમાં સ્ટાલીને કહ્યું હતું: " મેં પણ મારા જગતમાં સ્ત્રીઓને જોઇ છે. કેટલાએ સ્ત્રી–પુરૂષોના સંબંધમાં હું આવ્યો છું. પણ આજે મારી સામે જે હું જોઉં છું એ તો નવી જ માનવતાનું પ્રતિનિધિત્વ ધરાવતી નારી છે: "

સોવીયેટ નારીની પ્રગતિ વિષે આંકડા આપવાની મારી ઇચ્છા નથી: ૮મી માર્ચની નાટાલનું સોવીયેટ સંઘનું કોઇ વર્તમાનપત્ર જોશો તો તેમાં એવા આંકડા ભરચક ભર્યો હશે. એ દિવસ આંતરરાષ્ટ્રીય સ્ત્રી–દિન તરીકે સોવીયેટ–સંઘમાં ઉજવાય છે. પ્રતિવર્ષ વધારે ને વધારે સ્ત્રીઓ શિક્ષણ લે છે ને જીવનમાં એકેએક ક્ષેત્રમાં આગળ પડતાં સ્થાન ઉપર આવે છે.

આ બધું એક રાષ્ટ્રમાં લીન થઈ ગયું. એક આખા રાષ્ટ્રસંઘનું માનસ પલટતાં વાર લાગે જ. પણ સતત તાલીમ ને શિક્ષણ એ કરી તો શકમાં જ છે.

સ્ત્રી અને પુરૂપના સંબંધમાં પણ પરિવર્તનની જરૂર હતી જ. આર્થિક સ્વાતંત્ર્ય મળતાં સ્ત્રીએ જેમ વેસ્યાવૃત્તિ જેવાં અનિષ્ટોમાંથી સ્વાધિનતા

મેળવી તેમ જ સ્ત્રી–પુરુષ સંબંધ કૃત્રિમ મટીને અકૃત્રિમ બન્યા.' પ્રેમના જ પાયા ઉપર લગ્ન–સંસ્થા મુકાઈ. પણ સ્વતંત્રતાનો અર્થ સ્વચ્છંદતા ન બને તેને માટે પણ સોવીયેટ માર્ગદર્શકો ધ્યાન રાખતા જ હતા.

૧૯૩૬ માં છૂટાછેડાના કાનુનને વધારે કડક બનાવવામાં આવ્યો. ત્યાં સુધીમાં લગ્ન–સંબંધની ગંભીરતા વિષે પૂરતો પ્રચાર કરીને છૂટાછેડાનું પ્રમાણ ઘટાડવામાં તો આવ્યું જ હતું. એવી જ રીતે ભ્રૂણહત્યા–વિરોધી કાનુન પણ ઘડાયો. આ કાનુનનાં ઘડતરની માગણી તબીબી વ્યવસાયમાંથી આવી હતી. અને સોવીયેટ સંઘમાં તબીબી સ્ત્રીઓ પુરુષ કરતાં વધારે છે. દર પાંચ તબીબે ત્રણ સ્ત્રી ને બે પુરુષ છે.

સોવીયેટ નારી તેનાં સૌન્દર્યની ખૂબ કાળજી લે છે. તેને માટે જરૂરી સાધનો તેને વધારે પ્રમાણમાં મળે એવી વ્યવસ્થા પંચવર્ષિય યોજનામાં હતી. યુદ્ધની પરિસ્થિતિએ તેમની આ દિશાની પ્રગતિ રૂંધી છે.

સોવીયેટ નારીને યુદ્ધ જોઈતું ન હતું. તે શાંતિ–પ્રિય હતી. તેમને સાથે સાથે સોવીયેટ સમાજના વિકાસને યુદ્ધ રૂંધે છે. પણ જ્યારે જરૂર પડી છે ત્યારે એ પાછી પડી નથી. બધાં જ કામ તેણે સંભાળ્યાં છે. ને શૌર્યમાં પણ એ પુરુષ–સમોવડી રહી છે. ગેરીલા–ક્ષેત્રમાં તો તેણે અદ્ભુત પરાક્રમ કર્યાં છે. લડાઈનાં મેદાન પર પણ એ ગઈ છે. લુબીવા રાડોસોવસ્કાયા, તાન્યા, વેલેન્ટીન, ગ્રીગો–ડુરીવા, નીના ઓનીલેટવા, મેરીયા રેસ્કોવા, લુડમીલા પાવલીચેન્કો—આવાં આવાં સોવીયેટ સંઘની નારીઓના ઇતિહાસમાં અમર બનેલા નામની તો હારમાળાઓ થઈ શકે.

સંક્ષેપમાં કહીએ તો સોવીયેટ સંઘની નારી એ નવી નારી છે. એ પુરુષ–સમોવડી છે અને તોયે તેનામાંથી સ્ત્રી–વિશે લેખ નથી થયો. સમાન હકો ભોગવતી, જરૂર પડયે પુરુષ જે કામ સંભાળે છે એ સંભાળતી એ પ્રેમાળ માતા, પુત્રી, ભગિની ને પ્રિયતમા બની રહે છે ને દુનિયામાં બીજે ક્યાંય જે સંસ્કૃત, સંસ્કારી ને પ્રગતિશીલ નારીનાં દર્શન નથી થતાં તે અહીં થાય છે.

# પુરુષનું પ્રતિકાવ્ય

લેખક :
શ્રી, " મ "

જેમ સાહિત્યમાં પ્રતિકાવ્યનું સ્થાન વિશિષ્ટ રીતે નિર્માણ થયું છે, તેમ પ્રભુસર્જન પ્રતિકાવ્યનું સ્થાન, સમગ્ર સૃષ્ટિમાં, અનાદિકાળથી થયું છે, અને એ પ્રતિકાવ્ય એટલે પુરાણજુનું પ્રાણી " સ્ત્રી. "

* * *

સ્ત્રીજીવનની સર્વાવિટંબણાઓ, સ્ત્રી સ્વાતંત્ર્યની, સ્ત્રી–શિક્ષણના અનુકૂળ પ્રશ્નોનું લાંબુ વિવેચન કર્યા સિવાય ફક્ત ચાર–પાંચ વસ્તુઓ પ્રતિ જ આપણે લક્ષ કેન્દ્રિત કરીએ.

* * *

આદિકાળથી જગતના દરેક દરેક ખૂણે-ખૂણામાંથી જગતભરના મહાન ચિંતકોએ, મહા વિદ્વાનોએ સ્ત્રી એટલે "એક અબળા" એવી ટૂંકી અને ક્ષુદ્ર વ્યાખ્યા આપી છે. અતિ આદિ કાળથી આપણે હિંદુકાળમાંથી પણ જોતા આવ્યા છીએ કે શ્રી મનુમહારાજે તો જાણે કે સ્ત્રીને એક ઓરડાના ચાર ખૂણા વચ્ચે પૂરી રાખી ન હોય એમ એના અધિકારો, એનું અલ્પ સ્વાતંત્ર્ય, એની શિસ્ત અને આદિ ગુણો પર–દરેકે દરેક સૂક્ષ્મતર વસ્તુ ઉપર અનિચ્છવાજોગ પ્રહાર કરી સ્ત્રીને તુચ્છ અને ભગતરાં શી ગીતરી એનું સમગ્ર જીવન રુંધી નાખ્યું છે. મનુસ્મૃતિમાં સ્ત્રીઓએ શ્રી મનુનો એવો કયો અપરાધ કર્યો છે કે શ્રી મનુએ સ્ત્રીઓને,

" निरिन्द्रियामन्त्रारच स्त्रियोऽनृतमिति स्थितिः । સ્ત્રીઓ એટલે ઇન્દ્રિયરહિત અને અસત્ય એ તેની સ્થિતિ આમ વર્ણવી છે! ત્યારે શું સ્ત્રીઓની આંખ, તેનું નાક, તેનાં કાન–એ શું ખાલી ખોખાં જ છે! ઇન્દ્રિય નથી તો શું છે! શ્રી મનુએ તો મને લાગે છે તેમ અનુભવસિદ્ધ વાતો કરી લાગતી નથી. શ્રી મનુમહારાજ પછીથી તો અનેકોએ મનુના એ સ્ત્રીઓને ધિક્કારતા અપમાનજનક ઉદ્ગારોને અપનાવ્યા. એ સ્વાર્થી પુરુષોને તો પોતાની સ્વતંત્રતાના પાયા ડગમગતા લાગ્યા એટલે સ્વાભાવિક રીતે બ્રાહ્મણાદિએ શ્રીમનુમહારાજની એ " પરમ વિચાર–કલિકા "ને વધારી જ્યાંસુધી ચાલ્યું ત્યાંસુધી તેમણે સ્ત્રી–શક્તિની શક્તિ ઉપર દાબ રાખ્યો. આ વસ્તુ જેટલી આપણે ત્યાં હતી અને દેવને પૂજવા કરતાં દેવના પૂજકને પૂજનારા આપણે ત્યાં જેમ વધી પડ્યા તેમ પૃથ્વીના સર્જન કાળથી ભારતવર્ષની બહારના પ્રદેશોમાં–પાશ્ચિમાત્ય પ્રદેશોમાં પણ અતિમહાન ચિંતકો અને ફિલસૂફોએ સ્ત્રીને પોતે વિનયશૂન્ય બની શબ્દકોશમાંના અતિહીનમાં હીન શબ્દો વાપરી સ્ત્રીઓને ઉઘાડે છોગે એક નિર્માલ્ય અને દુષ્ટ પ્રાણી તરીકે વર્ણવ્યું છે. સોક્રેટીસ જેવા મહાન ચિંતક કહે છે, " દુનિયાના આતાપ અને ત્રિતાપો પરિણમે છે સ્ત્રીને લઈને. " આગળ કહે છે:

" The poor young men who seek women in matrimony are like fish which go to meet the hook. "

સોલોમન—ઇઝરાઇલનો રાજા એક બે નહિ પરંતુ ૭૦૦ સ્ત્રીઓને પરણ્યા પછીની " અનુભવ સિદ્ધ " વાત પરથી એ સિદ્ધ કરે છે કે,

" Woman is more bitter than death Geol beating is

better for her than a collar of pearls.

વળી ગ્રીસનો એક બીજો મહાન ફીલસુફ નાટ્યકાર એઇસ્કીલસ કહે છેઃ

"O sex detested by the wise! Let no woman either in my days of misfortune or in those of prosperity sleep under my roof (મારાં સુખ કે દુઃખના દિવસોમાં મારાં ઝુંપડાંમાં એ સ્ત્રી ન સૂએ )

* * *

એ સનાતની વૃત્તિવાળી વાગ્ધારા પરિણમી છે એ મહાચિંતકોના પૂર્વ-સંકલ્પિત દ્વેષ કે વૈમનસ્યને અંગે જ. બીજો એક ચિંતક વળી કહે છે કે

"She is an animal who is unable to love more than an hour."

* * =

મનુ હજાર વર્ષો પછી પણ અમુક અંશે ખરા પણ હશે, સોક્રેટીસ અત્યારે પણ પૂજ્ય છે, પરંતુ પૂર્વગ્રહને લઇને એ મહાચિંતકોના મત ફર્યા તો નથી જ. છતાં સ્ત્રીઓના જીવનનાં દરેકે દરેક ક્ષેત્રમાં સ્ત્રી પૂર્ણતા પામી છે એમ માનવાનાં કંઇ કારણો નથી. Woman is a single Unit (અંશ) એમ પણ ન કહી શકાય. સ્ત્રીઓમાં અમુક ક્ષતિઓ જે ઘર કરી બેઠી છે તે તો સ્ત્રી-જીવનના સારાયે માર્ગમાં ખાંડાની ધાર જેવી છે.

* * *

સ્ત્રી જગતનો માનવતાને મહાફાળો તે વાતોડિયાપણાનો.

સારીયે માનવતાને એ શક્તિએ જે સુંદર, અજોડ, પ્રબોધક ફાળો આપ્યો હોય તો તેનું વાતોડિયાપણું જ છે. એક સ્ત્રી હશે તો પણ બેઠી બેઠી બડબડશે કે ગાશે; બે સ્ત્રી ભેગી થશે તો શું રાંધ્યું અને શું રાંધવું છે તેનાં રાજકરણની ચર્ચા કરશે, અને અનેક સ્ત્રીઓ ભેગી થશે તો તો જાણે દુનિયાનો વિપ્લવ ચર્ચવા માનવમેદની ભેગી ન થઇ હોય એવો ખ્યાલ આપશે. દાખલો શોધવા દૂર જવું પડે તેમ નથી. દાંડાની માછણોનો દાખલો એક જ પ્રતિનિધિરૂપ બસ છે. બાઇ ! ચર્ચા એ તો સ્ત્રીની બેનપણી છે. પુરુષો એક વાત એક કાનમાં સાંભળી બીજા કાનમાંથી કાઢી નાખશે, પરંતુ આ પ્રાણી તો એક કાનમાંથી એક વાત સાંભળી મોંમાંથી એ વાતને બહાર કાઢશે. દુનિયામાં આ રીતે પ્રચાર કરવાનો જોટો ? જગતમાં ત્રણ વસ્તુઓ એવી છે કે જેનાથી એક વસ્તુ બોલીને બીજે પ્રસિદ્ધ કરી શકાય. બે વસ્તુઓ તો માનવ વૈજ્ઞાનિકે શોધી છે. ત્રીજી શોધી છે અતિ માનવ વૈજ્ઞાનિકે. (God) એ વસ્તુઓ તે— "Telephone," "Telivision" અને "tell a woman." સ્ત્રીઓના "આદર્શ-ફાળા "ને લઇને જ એક ચિંતકે કહ્યું છે કે,

"The tongue of woman ought to be made to go seven times round her mouth before being allowed to utter a sound

બહુ વાચાળતા કે અતિ વાગ્ધારા સ્ત્રીઓ હજીપણ છોડી દે તો જગતની સારીયે પુરુષ જાતનું બીજી અન્ય રીતે નહિ તો પુરુષોનું માનસિક દુઃખ ઓછું કરી શકે, અને આ રીતે એક ઉત્કૃષ્ટ સેવા કરી ગણાશે.

જ્યારે પશ્ચિમમાં એક મહાન અત્યાચાર અને તાંડવનૃત્ય ખેલાઇ રહ્યું છે, જ્યારે માનવી માનવી તરીકેની પોતાની બધીય પુણ્ય ફરજોનું ઉલ્લંઘન કરે છે, ત્યારે સ્ત્રીઓએ એનાં વાતોડિયાપણાં કે જે એનું મોટું હથિયાર છે, કે જેના વડે જગતની એ શાંતિના સંદેશવાહક તરીકે એક અતિધોર ગણાતું

આવતું હથિયાર અલ્પ સમયમાં ઘણીજ કુદરતી રીતે એ હથિયારને લઇને સારો ફાળો આપી શકે એમ મારું માનવું છે.

* * *

માનવજાતને સ્ત્રીનો બીજો સુન્દર હિસ્સો તે એકનિષ્ઠાથી અને પરમસેવાર્થે કરતી "છેતરપીંડી." એરીસ્ટોફીન્સ–ગ્રીસનો એક મહાન હાસ્યરસિક નાટકોનો લેખક–એ સંબંધમાં કહે છે.

"A woman can never be deceived, for they are accustomed to deceive everybody.

વિચિત્રતાને તો એ વરી છે. ક્યારે એ બે–પગું પ્રાણી રિસાઇ જશે કે ક્યારે ક્રોધાગ્નિ જળી ઊઠશે અથવા ક્યારે એ સ્મિત વદન રાખવાનો ડોળ કરશે કે ક્યારે એના રૌદ્ર સ્વરૂપની અલૌકિકતા પ્રદર્શિત કરશે એ તો વર્તમાનયુગનો કોયડો છે. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં કંઇક રચનાત્મક કાર્ય કર્યાં કરતાં અફૂગુલીનિર્દેશ જ કર્યો છે. અલ્પ ભાગ લઇને સ્ત્રીએ કોયડાઓનું જ સર્જન કર્યું છે. કાર્યની રૂપરેખા કરી શકે છે. વાસ્તવિક રીતે કહીએ તો એમ કહી શકાય કે પૂરણ બનાવે છે, પરન્તુ પૂરણપોળી તો પુરુષોને જ બનાવી આપવાનું કહે છે. સર્જન કરતાં નાશ કરવાની વિવેચનશક્તિ આ પ્રભાવશાળી વ્યક્તિમાં વધારે હોય છે. પુરુષોને દરેક ક્ષેત્રમાં સાથ આપી સહચરી બને છે, પરંતુ એ બટનવાળી એની પર્સ કે વેણીની મિઠ્ઠી મશ્કરી એનાથી સહન થઇ શકતી નથી.

* * *

ત્રીજો મહાન ફાળો તે તેની વિરલ ધર્મભાવના. સ્ત્રીનું શિક્ષણ એટલું બાલ્ય અને ઉપરછલ્લું હોય છે કે એક વસ્તુને સ્વતંત્ર રીતે વિચાર કરવાનો મોકો એને મળતો નથી. સ્ત્રી શિક્ષણમાં ધર્મને સ્થાન વિશેષ આપવું જ જોઇએ. નવલકથા અને પ્રેમલાપ્રેમલીની વાતો સ્ત્રીઓથી દૂર રાખવી જોઇએ. વિજ્ઞાનના પ્રત્યેક વિભાગનું આવશ્યક જ્ઞાન સંપાદન કરાવવું, ઘરગથ્થુ કાર્ય ઇત્યાદિ વસ્તુનું સંપૂર્ણ જ્ઞાન સ્ત્રીઓને અપાવવું જ જોઇએ. પરમેશ્વરના અસ્તિત્વમાં સ્ત્રીઓએ પહેલેથી જ વિરોધ કર્યો નથી કારણ વિરોધ કરવા જેટલી શક્તિ પણ ન હોય, અથવા વિભિન્ન ચર્ચાસ્પદ વિષયોમાં તટસ્થ રહી, મૌન સેવવાનું સ્ત્રી સમાજે પરાપૂર્વથી નક્કી કર્યું લાગે છે. સ્ત્રી શક્તિની અન્ય વિશિષ્ટતાઓ જોઇએ.

આમ બધું હોવાં છતાં, ઇર્ષ્યાપૂર્વક ન જોતાં, સ્ત્રી માટે એટલું તો માનપૂર્વક કહેવું પડશે કે સ્ત્રીમાં એક એવો વિશિષ્ટ અને યથાસત ( Concrete ) ગુણ છે કે જેને સમગ્ર પુરુષ જાતિએ રાત અને દિ ચિરકાળ પર્યન્ત અનુરટણ કરી, સ્ત્રીનો ઋણી બની, અનુશરણ કરવું પડશે. તે ગુણ તે સ્ત્રીની અસામાન્ય સહનશીલતાનો. પરમેશ્વરની એ રમ્ય રાત્રિમાં, અકુદરતી રીતે જોઇએ તેટલું તિમિર વાતાવરણ પ્રસરાવવામાં આવશે, પરન્તુ શુક્રનો એક તારો, કે અગ્નિની એક ચીનગારી જેમ સારાયે વાતાવરણને દેદીપ્યમાન બનાવવામાં અનુકૂળ બને છે તેમ સ્ત્રી જગતનો આ એક ગુણ તેની સારી દુનિયાને પ્રફુલ્લિત બનાવશે. મનુષ્યના જીવનમાં ટાઢ અને તડકો કે ભરતી અને ઓટ આવ્યા કરે છે. આશા અને નિરાશાના સાગરમાં એ તરતો હશે, પરન્તુ આપત્તિ વિપત્તિઓમાંથી દૂર કરવા, સ્ત્રી પોતે આદર્શભૂત ઉપયોગી બની, જીવનની સારી મુશ્કેલી અને દુઃખ સહન કરી પુરુષની કલ્યાણયાત્રામાં કે વિકાસયાત્રામાં સહયોગિની બની અંતરમાપક યંત્ર બને છે. સ્ત્રી શક્તિના વિધિનિષેધ પક્ષોની સૂક્ષ્મ પરીક્ષા કરી, સન્માનપૂર્વક કહેવું ઇષ્ટ છે કે સ્ત્રીનો આ પરંપરાગત આવતા આ ગુણનો જગતમાં જોટો નથી.

* * *

પછી આવે છે સ્ત્રી અને રાજકારણ અતિ ગંભીર બુદ્ધિસૂક્ષ્મતાની આવશ્યકતાવાળા વિષયોથી સ્ત્રી એક ફિલ્સુફની જેમ અલિપ્ત રહેવા માગે છે. રાંધણિયું એ એનું રાજકીય મેદાન છે. કુટુંબમાં એ ઉષ્ણતા માપકશાળી યંત્ર બને છે. પ્રજાતંત્રવાદ કે જે એના નિયમ વિરુદ્ધ છે તેનાથી એ દૂર રહે છે. વ્યક્તિવાદ એ જ વિકાસવાદ એઓનો મહાજીવન મંત્ર છે. વાદોમાં તો પ્રવીણ હોઇ દરેક વાદમાં dictatorship કે એકતંત્રતામાં —એકતંત્રવાદમાં માનનારી એ વ્યક્તિ છે. શું રાંધવું અને કેમ રાંધવું એ એની dictatorship નું રચનાત્મક કાર્ય છે. કાર્યનીરૂપણતા બીજા ઉદ્દામવાદીઓમાં અલ્પાંશે જોવામાં આવે છે, પરંત આ માનવભૂમિની એક વિરલ અત્યુદ્દામવાદી વ્યક્તિમાં તો સચોટ કાર્ય કરવાની આવડત છે.

* * *

કલા અને નીતિ સાથે સ્ત્રીનો શો સંબંધ હોઇ શકે એ વિચારતૂકો અત્યારે ન ચર્ચીએ તો જ ઇષ્ટ ગણાયઃ. છતાં ઉપર-છલ્લું વિના વિચાર કહેવાની ધૃષ્ટતા કરું છું. એટલું તો હું જરૂર માનતો આવ્યો છું કે આધુનિક સહશિક્ષણની ક્ષુદ્રતા અને ક્ષુલ્લકતાને લઇને સ્ત્રીઓમાં નીતિભ્રષ્ટતાનાં બીજનો ફણગો ફૂટવા પામ્યો છે. જેમ સર રાધાકૃષ્ણન્ કહે છે તેમ નીતિભ્રષ્ટતા તો આધુનિક સમાજમાં એક પુણ્ય ફરજ મનાય છે. નીતિભ્રષ્ટતા એ તો વિશિષ્ટ પ્રકારનો ગુણ અને લ્હાવો ગણાય છે. આત્માની સુંદરતા કરતાં બાહ્ય સુંદરતા પ્રતિ લક્ષ દેતી સ્ત્રીનું રૂપ ક્ષણિક સુંદર રહે છે. વર્ણમાં જો કદ્રુપતા જો દુર્ભાગ્યે હોય તો તો તેનો અંત જ હોતો નથી. તે તો શાશ્વત રહે છે. એ બાહ્ય રૂપશણગારને લઇને સ્ત્રીએ પુરુષોને વ્યવહાર—કુશળતાને બદલે વિકાર—કુશળતા શીખવી. (શિક્ષણમાં તો સ્ત્રી બહુ સારી શિક્ષિત બની જ ક્યાં છે? એટલે જ બિચારા ડૉક્ટર જોહ્નસનને કહેવું પડ્યું ને કે Woman preaching is like a dog walking on his hind legs.)

કલામાં એટલી અતિપ્રવીણ છે કે અંગમરોડ કે જેને સારા શબ્દમાં નૃત્ય કહેવાય છે તે વધુ રસમય બની પ્રગતિ સાધે છે. એચ. જી. વેલ્સ પાછળ આપણે પણ કહીએ કે પ્રગતિએ સ્ત્રીને તુચ્છ બનાવી છે. અને સ્ત્રીએ ચારિત્ર્યની સભ્યતાને તુચ્છ માની પોતે પોતાની અમુક દિવ્ય શક્તિઓનો નાશ કરી નાખ્યો છે.

* * *

સાહિત્ય કે રાજકારણમાં ઘણીવાર અદષ્ટ ક્રાંતિના પ્રતિભાબીજ રોપાય છે તેમ સ્ત્રી જગતમાં યુગો પણ આવે છે. અત્યારનો કાળ છે ગાંધી યુગનો. મહિના મહિના પછી મહિનાઓ ગયા પછી જગતના આ શાંતિ સંદેશવાહક પયગંબરે સ્ત્રી જીવનના અનેક અભેદ્ય કિલ્લાઓ તોડી, અણઉકેલાયેલ કોયડાઓનો યથા સમયે નિવેડો આણી, ભારતના એ વીરલાને લઇને રાજકીય ક્ષેત્રમાં કે રાષ્ટ્રોન્નતિમાં એ ગાંધીને લઇને

**स्त्री स्वातन्त्र्यम् न अर्हति**

એ મનુ મહારાજનો મહામંત્ર ગોખાવી ગોખાવીને ભૂલાવી દીધો છે. ક્ષણભર ખોટો પડ્યો છે.

* * *

જીવન સાફલ્ય કે કાર્યસિદ્ધિથી અભિમુખ રહેવાનું શિક્ષણ પ્રાપ્ત કરાવ્યાં છતાં અર્વાચીન સમયમાં પાશ્ચિમાત્ય દેશનું અંધ અનુકરણ કરી આપણી પ્રાચીન પ્રણાલિકાનો સવિનય ભંગ કરી મલીનતાના એ સાગરમાં લપસી જઇ, ભારતીય સંસ્કૃતિના વિકાસક્રમના પહેલે પગથિયેથી જ વિરામસ્થાન લીધું એટલું દેશને નસીબે સારું છે. શિક્ષણથી એણે જ્ઞાન સાથે આનંદ લૂંટ્યો. શરમ અને બીકથી

મુક્ત થઇ ભારતની પ્રાચીન સ્ત્રીશક્તિની ચંચળતાનો આ યુગમાં ખ્યાલ આપ્યો. જીજીબાઇ, વાત્સલ્યતા, ચંચળતા ચાંદબીબીની અને અહલ્યાબાઇની અડગતાનું આટલે વર્ષે અદૃષ્ટ ચલચિત્ર દેખાડ્યું. સાદાઇમાં જ સુખ છે એ મંત્રને ગોખવા કરતાં ટૂંક કેશી થઇ, રાધા બની નૃત્ય ખેલવા શરુ કર્યાં. એમાંથી પરિણમી નીતિભ્રષ્ટતા કે જે કદાચ સ્ત્રીશક્તિના વિકાસમાં એક અવરોધકશક્તિ બનશે. સહ-શિક્ષણ એ કદાચ જૂની વસ્તુ બની જશે. પૂ. ગાંધીજીએ પણ વિકાસવાદની આટલી ત્વરિત ગતિ સ્વપ્નામાં પણ નહિ જોઇ. દુઃખ થાય છે જોઇને કે સ્ત્રીઓને રોટલો રાંધતો ન આવડ્યું, પણ ચોટલો કાપવામાં તો કુશળ બની. કદાચ એ ચોટલો કાપવામાં સમાન-હક્કની વસ્તુ આવી જતી હશે.

અતિપ્રવૃત્તિની અતિશયતામાં પુરુષ કે સ્ત્રીની શક્તિ વેડફાઇ જાય છે. પરન્તુ સ્ત્રીએ તો સાદાઇનો સમૂળગો ત્યાગ કર્યો.

* * *

જુગજુગથી આપણે તો જોતા આવ્યા છીએ પુરુષ આગળ તો એ વ્યક્તિ અંતે નમે છે. જીવનમાં તરવરાટ કરી, પૃથ્વી પર પરિભ્રમણ કરી 'હવાઇ કિલ્લાઓ બાંધી, અંતે આવે છે પુરુષની પાસે. શ્રી. મુનશીની દરેક નવલકથા ઉપરથી આ વસ્તુ જોઇ શકાશે. " ગુજરાતના નાથ "માં મંજરીની અહંતા અને વાકપટુતા શરૂઆતમાં બહુ જ દેખાય છે. કોકને એક વ્હેંતિયા સમો ગણે છે, પરન્તુ અંતે કાર્યદક્ષતાના એ ભક્તને નિખાલસતાના અદ્વિતીય પરમ સેવકને વ્હેંતિયામાંથી વિરાટ થતાં જોઇ તેનું જ સ્વામિત્વ તે સ્વીકારે છે.

* * *

સ્ત્રી લાગણી પ્રધાન બહુ જ બની અ બહુ જ પાડે છે એમ કહેવાય છે. પરન્તુ લાગણીપ્રધાન નથી એમ વૈજ્ઞાનિકો કહે છે. એ અશ્રુ પડે છે તેનાં નબળાં Lacrymal gland ને લઇને અને કૌટુમ્બિક ઝઘડાઓનું વખતસમયે સર્જન કરી, યથાકાળે નાશ કરી, સમયના પ્રવાહમાં વાતોના વનમાંથી દૂર દૂર ક્ષિતિજમાં જતી દેખાય છે. પાછળ એનાં જ સ્નેહીજનો વિલાપ કરે છે. તેમાં યે સ્ત્રી તો વિલાપને ચેપી વસ્તુ બનાવી, આલાપ સાથે કરે છે, સાંભળીને કદાચ ભાવનગરની ભેંસ પણ ખડ ખાતી બંધ થઇ જાય.

* * *

અંતમાં પ્રેમના મુરબ્બાથી અલિપ્ત રહીને સમભાવતાથી અને સહૃદયતાથી માનું છું કે જે પ્રતિકાવ્યે જગતની માનવજાતને રેડિયમશોધક મહાન વિદુષી મેડમ ક્યુરીને, કે પરમ ભગવાન શ્રીકૃષ્ણની ભક્તપરાયણતામાં તલ્લીન બની, ભજનો ગાઇ-ગવરાવી એ કવયત્રિ મીરાંબાઇને ઇત્યાદિને જન્મ આપ્યો. એ સમગ્ર જાતિ શું આપણને આટલે જ વિરમી, કીર્તિમંદિરે જતાં અટકશે એવો સવાલ ઉદ્ભવ થાય છે.

* * *

એટલું તો ચોક્કસ છે કે ધરિત્રીસમી એ સ્ત્રીશક્તિ અહિંસાત્મક હિંસાધારી બની, સહનશીલતાની પ્રેરણાદાયી ભવ્ય મૂર્તિ બની, વિચિત્રતાને વરીને, પુરુષનાં સાચાં સ્નેહ અને પ્રાર્થનાની અધિકારીણી બની છે.

પુરુષ તો ક્યારે સ્વાર્થી બની કસોટીની ભઠ્ઠિમાં તને મૂકતો ત્યારે તું વધુ સ્મિતવદન રાખી, આત્માનંદ લૂંટીને અનેક દુઃખો સહન કરી કવિ, ચિતારો, અને કલાકારોને, 'તું એકથી અનેકવાર પ્રેરણાશક્તિ બની, પુરુષ અને સ્ત્રી જીવનના વિકાસક્રમમાં, પ્રગતિને ઉન્નત શિખરે પહોંચી તારી સહાનુભૂતિથી, સહૃદયતાથી અને તારા નિર્મળ સ્નેહથી તું જ્યારે જીવનમાં કોઇપણ દુઃખનો ભાર ઓછો કરવા અસમર્થ બને છે ત્યારે તારા સુકોમળ હસ્તથી રાતદિ જોયા વિના તું વિક્ટર હ્યુગો કહે છે તેમ " દિવ્યશક્તિ " બની એજ શક્તિથી દુઃખને એક ભૂતકાળની વસ્તુ બનાવે છે.

## " પ્રવાસી "

[ શરાબી સોચ ન કર મતવાલે—એ રાગ ]

પ્રવાસી ! શાને તું ગભરાયે,
શાને હિંમત હારે—પ્રવાસી.

જીવન પંથે છે અનેક કંટકો,
અનેક માયા સતાવે;
પ્રવાસી અનેક માયા સતાવે.

શાને તું અચકાય મુસાફીર,
જંગ છો રંજ બતાવે;
પ્રવાસી જંગ છો રંજ બતાવે.

જો તારા કર્મમાં સચ્ચાઈ છે,
કંટક કાં ન હટાવે !
પ્રવાસી કંટક કાં ન હટાવે !

હાં, જીવન છે એક જ્યોત ઝબુકતી,
પ્રેમથી જગને જીતાયે,
પ્રવાસી પ્રેમથી જગને જીતાયે.
—શાને હિંમત હારે
—શાને તું ગભરાયે
પ્રવાસી ! શાને તું ગભરાયે, શાને હિંમત હારે.

શ્રી. પ. ર. તા.



## ગોકુળની ગોવાલણ

હું તો ગોકુળની ગોવાળણી (૨)
મારાં દૂધલડામાં ન પાણી....હું.

મારો ઘમ્મર ઘાઘરો ઘૂમે
મારે ઠમકે ઘમકે ઘુઘરી...હું.

ભાલે કુમકુમ ટીલડી ટમકે
સેંથે સીંધૂર રેખા તાણી...હું

મારે ઓઢણું તારા ટપકી
મારે કમખે મોરની ભાતડી...હું

મારી ગોરી ગાવલડીના દૂધડાં
લાગે સૌને મીઠા મીઠા....હું

શ્રી. નયના પંડ્યા

# અજોડ

રાગ : મિશ્રકાફી. તાલ : ખેમટો.

જગનાં અજોડ જોયા વિરલા મહાન,
જેણે ભજવ્યા સ્વતંત્ર મંત્ર હિંદે ગાજે.
પગલાં અજોડ ત્વરિત વિદ્યુત શાં ગતિમાન,
એણે થકવ્યાં વિજ્ઞાન તંત્ર જંત્ર આજે.
ચાણાક્ય બુદ્ધિ તેજ સુર્ય કોટિ નેત્રમાં,
માણીક્ય મુક્તા રત્ન વિછર્યા નિજ સુત્રમાં;
એકતાન ધ્યાન મુગ્ધ વાણી સંત પાન,
એવા ભારત શોકે નરવીરો ગાજે.
હીરલા અમૂલ સંત દિવ્ય આત્મજ્ઞાન,
શેણે કોંથી અંખવાય હીર હિંદનું રાજે.
ભાવિ કલ્પી પળમાં તિમીર વિપદ્ ટાળતા,
નમી અલ્પ માનવ પુનિત પદ્ ભાળતા;
વિરલાની શક્તિ થકી ભક્તિ જય ગાન,
એવા બ્રહ્માંડ ભેદી ભવ્ય મહાત્મા ગાજે,
જગના અનેક આત્મ ઉરનાં સનમાન,
એણે મુક્ત હાસે ઝીલ્યાં ન્યાળી અરિદળ લાજે.

શ્રી. " જ્વલંત જ્યોત "



# મંગળ પ્રભાતે

નવલા પ્રભાતે, સુમંગળ સુદિને
નમું હું પ્રીતે, પ્રાણું પ્રભુને.
નવલી જ આશા, નવલા ઉમંગો;
ફહેલા પરાશા, દીલના તરંગો.
સ્ફૂર્તિ, આયુ, બળ, સ્વતંત્રા, અમોલી;
વસ્ત્ર, અન્ન, જળ, પરતંત્રતા ઉખેડી.
અર્પે ઓજ જનને, વંદુ હું ભારતીને;
અંતે નમું 'બાપુને' મંગળ પ્રભાતે.

શ્રી. દુર્ગા ત્રિવેદી

# અપૂર્વ ભેટ*

લેખક
શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ
બી. એ.

"...( અત્યાર સુધીના પ્રસંગો ઉપર આપણે અતિશયોક્તિ વિના કહી શકીએ તેમ છીએ કે ) પ્રતિગ્રહ અને પુરૂષાર્થના શુચિ સંયોગનું રહસ્ય પ્રકટ કરનાર, શુદ્ધ સાત્વિક દાન કરવામાં શિષ્યો કે સાધકો પાસેથી કાંઇ કઢાવી લેવાની બદદાનત નહી રાખવામાં તથા તેઓનું કલ્યાણ કરવામાં કોઇ ખાસ આર્થિક અંતરાય નહી રાખવામાં, અને ધર્મ–સંપ્રદાય, રંગ–વર્ણ વિગેરેનો ભેદ નહી પોષવામાં કુશળ–એવા શ્રી. નૃસિંહાચાર્યજી ઉત્તમ કોટિના વ્યવહાર ગુરૂ હતા. વ્યવહાર ગુરૂઓ, ગૃહસ્થાશ્રમી હોઈ, સન્યાસીઓથી, બોધપ્રદાનની રીતિમાં જૂદા પડતાં હોય છે. વ્યવહાર ગુરૂઓનાં નિત્યજીવનમાંથી, સામાન્ય વ્યવહાર લુબ્ધ જનતાને પુષ્કળ શિક્ષાગ્રહણ કરવાની મળે તેમ છે. ' સિદ્ધાન્તસિન્ધુ ' ' ત્રિભુવનવિજયી ખડ્ગ ' ' ભામિનીભૂષણ ' આદિ ગ્રન્થોમાં શ્રી. નૃસિંહાચાર્યજીએ અતિથિદેવોભવની નીતિના પાલન પરત્વે ખૂબ મહત્વ આપ્યું છે; તે પ્રમાણે તેઓશ્રીએ તે નીતિનું સાચું ગૌરવ પ્રમાણિત કરી બતાવ્યું છે, પોતાને ત્યાં પધારેલા કોઇ પણ મનુષ્યને ભોજન લીધા વિના, અગર તેની અનુકૂળતા પ્રમાણે વ્યવસ્થા પૂરી પાડ્યા વિના, પાછો કાઢવામાં તેમનું ચિત્ત અપ્રસન્નતા અનુભવતું, જેમ અસત્ય પ્રતિ તેમનો તિરસ્કાર હતો, તેમ આગંતુક અતિથિના અનાદર પ્રતિ પણ તેમને ઘૃણા હતી.:

એક સમયે આશ્રમમાં (વડોદરા–નૃસિંહાશ્રમમાં પોતે એકલા જ હતા. પોતે જાતે જ રસોઇ વિગેરે કરતા હતા. સાતેક સાધકો (તેઓશ્રીએ સ્થાપેલી સંસ્થાનું નામ ' શ્રેયસાધક અધિકારી વર્ગ ' છે અને વર્ગના સદસ્યો તથા તેઓશ્રીના શિષ્યો સામાન્યપણે ' સાધકો ' તરીકે જ ઓળખાય છે.) બહારગામથી વડોદરા આવી પહોંચ્યાં. જે કામે તેઓ આવ્યા હતા તે કાર્ય શહેરમાં સવારે જ પતાવીને, તેઓ પરત જવાના હતા. પરંતુ આચાર્યશ્રીએ પ્રેમપૂર્વક ,આગ્રહ કર્યો:

" પ્રસાદ લીધા વિના ન જવાય. જમીને જ જજો. "

બાપજીશ્રીની ( સાધકો તેમના ગુરૂને ' બાપજીશ્રી ' કહી સંબોધતા ) પ્રસાદભાવના અને આગ્રહ સાધકોને આજ્ઞા સમાન જ હતાં. તેઓને ખબર ન હતી કે રસોઇનું કામ તે દિવસે શ્રી. નૃસિંહાચાર્યજીના માથે હતું. તે લોકો તો શહેરમાં ફરીને દશ–સાડા દશ વાગે આવ્યા. શ્રી. નૃસિંહાચાર્યજીએ તેમને આતુરતાથી પૂછ્યું:

" બહુ વાર લાગી કાંઇ? રસોઇ તમારી ક્યારની રાહ જોઇ રહી છે ! "

" એટલી વારમાં રસોઇ બની ગઇ ? " સાધકો આશ્ચર્યચકિત આંખોથી જોઇ રહ્યા.

સૌ જમવા બેઠા. રસોઇમાં એવો સુંદર સ્વાદ અને આલ્હાદ હતો કે સૌ કોઇ જમવામાં જ નિમગ્ન થઇ ગયા હતા. વચમાં, શ્રી. નૃસિંહાચાર્યજીએ એક વીરમગામ રહેતા સાધકને ભાવપૂર્વક પૂછ્યું:

" કેમ ભાઈ, ઠીક છે ને ? વીરમગામ જેવું તો ક્યાંથી હોય ?

" વીરમગામ કરતાં વડોદરા જાય તેમ નથી, બાપજી ! આપ વીરમગામ પધારો

* અલ્પ સમયમાં પ્રસિદ્ધ થનાર "શ્રીમન્નૃસિંહચાર્યજી" પુસ્તકના એક પ્રકરણમાંથી.

એને આ ગુના ઘરની સામગ્રીનો સ્વીકાર કરી, કૃતાર્થ કરો. "

"સંયોગાનુસાર એમ પણ થશે. પણ આજ તો આ સામગ્રીનો સ્વાદ કરો ને. આ બીનઅનુભવી હાથોએ કરેલી વાનગીઓ, તમારાં સર્વના મુખમાં રસપૂર્વક સ્થાન પામે છે, એ જોઇ મને આશ્ચર્ય કરતાં આનંદ વિશેષ થાય છે. "

' આ બીનઅનુભવી હાથો ' એ શબ્દો હસ્તાભિનયસહ ઉચ્ચારાતાં સાંભળી સાધકોના–મુખ સુધી ગયેલા કોળીયાસહ–હાથ સ્થંભિત થઇ ગયા. શ્રી. નૃસિંહાચાર્યજીએ સર્વને સચેત કર્યા કે,

" ચાલો જમી લ્યો. ગાડીનો સમય થઇ જશે. "

સર્વેએ ચૂપચૂપ જમી લીધું. પણ દરેકે મનમાં સંકલ્પ કર્યો કે પોતે શ્રી. ( નૃસિંહાચાર્યજી ) આપણા ઘેર ભોજન કરવા પધારે ત્યારે જ આ ઋણનો અંશતઃ પણ બદલો વાળી શકાય ! તેઓનાં મનના સંકલ્પની નોંધ લીધી હોય તેમ વગર પૂછે જ, શ્રી. નૃસિંહાચાર્યજી બોલી ઊઠયા.

" તમે કોઇ શરમાશો નહી. હું તમારે ત્યાં આવીશ ત્યારે તમારા કરતાં બમણું જમીશ. "

તેઓશ્રીએ સાતે સાધકોને પ્રસન્નતાપૂર્વક વિદાય આપી–કેટલાક જે વડીલ સમાન હતા તેમને પ્રણામ પણ કર્યા. તે પ્રસંગ પછીના વર્ષોમાં, જુદા જુદા વખતે, નૃસિંહાચાર્યજીએ વીરમગામવાળા હરિભાઇ સિવાયના સર્વ સાધકોના નિમંત્રણને સ્વીકારીને તેઓને ઘેર પધારવાના વચનનું પાલન કર્યું, અને તેઓને પ્રસન્નતા અર્પી. વીરમગામવાળા હરિભાઇ ચાતકની પેઠે વર્ષો સુધી શ્રી. સદ્‌ગુરુના આગમનની રાહ જોઇ રહ્યા હતા. લગભગ ૧૮૯૯–૧૯૦૦ માં, શરીરપ્રકૃતિને કારણે, કદી, શ્રી. નૃસિંહાચાર્યજી વિરમગામ ગયા પણ શ્રી. નાથાભાઇ નામના બીજા સુરી સાધકને ત્યાં ઉતારો કર્યો. તેમના વીરમગામ પધારવામાં, અનેકના જીવનનો ક્રમ પરિવર્તાવવાના સંકેતો છુપાયેલા હતા. શ્રી. હરિભાઇને આપેલું વચન તો આદિકારણ હતું. ટૂંક સમયમાં જ શ્રી. નાથાલાલભાઇના પત્ની દેવલોક પામ્યા હોવાથી, તેઓ ગમગીન અને ઉદાસીન રહેતા. શ્રી. નૃસિંહાચાર્યજી તેમને બીજું લગ્ન કરવા કહ્યા કરતા હતા. મુશ્કેલીઓ અને વિટંબણાઓથી અકળાયેલા નાથાલાલ, પોતાના ઘરમાં શ્રી. નૃસિંહાચાર્યજીને પધરાવી, થોડા માસમાં વિવાહ સંબંધી વિચારને તદ્દન વિસરી જ ગયા હોય એમ લાગતું હતું. શ્રી સદ્‌ગુરુની વારંવાર પૂછપરછ થવાથી, નાથાલાલે ફરી વિવાહ નહી કરવાનું ખરું આર્થિક કારણ કહી સંભળાવ્યું.

" આપણા સાધકોમાંથી કોઇ તમને પૈસા ધીરે તેમ નથી ? "

" ધીરે. પણ બાપજી ! માગવું ને મરવું બન્ને બરોબર છે. તે તો આપ જાણો છો. "

એમાં શું ? તમે આપણા હરિભાઇ પાસે જાઓ. હરિભાઇ વગર માગ્યે તમને પૈસા ધીરશે. " શ્રી નૃસિંહાચાર્યજીએ અર્થરહસ્યભરી વાણીમાં માર્ગ દર્શાવ્યો. પોતાને હરિભાઇની સેવા સ્વીકારવાની કૃપા કરવી હતી, તે ગુહ્ય પ્રકટ ન કર્યો.

નાથાલાલ હરિભાઇને ઘેર ગયા. કેટલીક વાતચીત પછી, નાથાલાલને સંકોચ ન થાય તેવી રીતે, હરિભાઇએ પોતે જ ' લગ્નનું કાંઇ નક્કી થયું કે નાથાભાઇ, ઘોડે ક્યારે ચઢવાના. અમારા લાયક કામકાજ કહેજો..." એમ વાતોની સ્વાભાવિક શરૂઆત કરી. અને નાથાલાલ નાણા વિના અટકી પડયા છે એ

જાણી લેતાં, શ્રી. નૃસિંહાચાર્યજીના સદ્દશિષ્ય શ્રી. હરિભાઇએ હસતાં હસતાં કહ્યું.

"નાથાભાઇ ! હું તમને એક શરતે પૈસા આપું !." નાથાભાઇના મનમાં વ્યાજનું નક્કી કરવા સંબંધી શરતની ધારણા હતી. તેથી તરત જ કહ્યું.

"મારે તમારી શરત કબુલ છે, ખુશીથી કહો, હરિભાઇ !"

"તમારે સાંની હું કહું તે ચીજ તમે મારે ત્યાં છ માસ સુધી ગીરો મૂકો તો હું તમને પૈસા ધીરૂં." આટલું કહી હરિભાઇએ ગંભીર મુખમુદ્રા કરી. નાથાભાઇના દિલમાં, શ્રીમન્નૃસિંહાચાર્યના આ શિષ્યની પ્રામાણિકતા માટે પૂર્ણ ખાત્રી હતી. તેથી તેમણે કહ્યું.

તમે કહેશો તે વસ્તુ હું છ માસ માટે તમને આપીશ."

પરસ્પર વચન અપાયાં. મુખથી, કાગળ ઉપર નહિ. વિશ્વાસના વહેણમાં ઉભય તણાયાં. હરિભાઇએ પુલકિત ગાત્રો તથા ગદ્દગદિત કંઠથી કહ્યું:

"વસ્તુમાત્રની સારવસ્તુ શ્રી. સદ્દગુરુ ભગવાન તમારા જેવા પુણ્યશાળીને ત્યાં હાલ વિરાજમાન છે. તેમની હું માગણી કરૂં છું. બીજી કોઈ દુન્યવી વસ્તુની મને જરૂર નથી."

નાથાલાલ હરિભાઇનો અકલ્પ્ય ગુરૂભાવ કળી ગયા. શ્રી નૃસિંહાચાર્યજીને પણ પોતાના સાધકને પરીક્ષામાં ઉત્તીર્ણ થએલો જાણી ખુબ સંતોષ થયો. એ રીતે તેઓશ્રીએ પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી અને હરિભાઈએ પણ પોતાના સદ્દગુરૂની સેવાનો લાભ લેવાનો સંકલ્પ સિદ્ધ કર્યો. આ સઘળી શ્રી સદ્દગુરુની જ યોજના હોવી જોઇએ, એમ તેમને ચોક્કસ ખાત્રી થઈ.

* * *

કેટલાંક ધર્મસંસ્થાઓના ગુરૂદેવોની શિષ્યો કે ભક્તોને ત્યાં પધરામણી કરાવવા માટે, તેઓના તરફથી સવાપાંચ કે સવાસોથી માંડી મોટી રકમની ભેટોની ફરજિયાત અપેક્ષા રખાય છે તે સિવાય, ભાવિકના હૃદયનો શુદ્ધ ભાવ ચરિત થઈ શકતો નથી. પરંતુ, શ્રીમન્નૃસિંહાચાર્યજીએ પોતાની બોધશ્રેણિમાં સદ્દગુરૂને ઘેર પધરાવવા સંબંધમાં બહુ મહત્વ આપ્યું નથી, તથા તે તરફ કોઈ સાધકના ચિત્તનું આકર્ષણ થવા પ્રવૃત્તિ કરી નથી. છતાં કોઈ શુદ્ધ અંતઃકરણના ભાવથી પ્રેરાયલા સુજ્ઞ સાધકની, કોઈ કારણસર; તેને ઘેર પધરાવવા વિનંતી થતી, તો તેઓ તેનો સહર્ષ સ્વીકાર કરતા, તથા તેમ કરવામાં કોઇ પ્રકારની ભેટસોગાદોના કરની અપેક્ષા કરતા—કહેતા નહિ, કે પોતાના ખાસ માણસો દ્વારા કહેવડાવતા નહિ. આવા પ્રસંગોમાં, પોતે જેને ત્યાં પધારતા, ત્યાંના વાતાવરણમાં અલૌકિક ફેરફાર થતો, અને આજુબાજુની જનતાને તેમાંથી કાંઈ ને કાંઇ શિક્ષણ મળ્યા વિના રહેતું નહીં. આમ તેઓશ્રીની ક્વચિત થતી પધરામણી પણ સાર્થક થતી. કોઇ સાધક તેમના ચરણમાં સ્વેચ્છાથી કાંઇ ફૂલપાંખડી મૂકવા આગ્રહ કરતો તો તે વ્યક્તિની હૃદયભાવના ઉપરાંત, તેની આર્થિક પરિસ્થિનો ખ્યાલ કરીને જ આચાર્યશ્રી સાધકના સંતોષ ખાતર, તેનો સ્વીકાર કરતા પણ એ દ્રવ્ય કે ભેટનો, બનતા સુધી તે સાધક કે સાધક સમુદાયના કલ્યાણમાર્ગમાં જ વિનિયોગ થતો.

એક વખતે ઉમરેઠમાં રા. મોતીલાલ કુશળની દાકતરે શ્રીનૃસિંહાચાર્યજીને પોતાને સાં વાજતે ગાજતે સ્વારી કાઢી પધરાવ્યા. આ બધું અવલોકી રહેલા અને આચાર્યશ્રીના સામર્થ્ય, બોધ ઈત્યાદિના સંસ્કારોથી મુગ્ધ બનેલા, શ્રી. સોમેશ્વરભાઇ નામના સાધારણ સ્થિતિના સજ્જન વિદ્યાર્થીના મનમાં શુદ્ધ સંકલ્પ સ્ફુરણ પામ્યા કરતો હતો કે

શ્રી મારે ત્યાં પધારે તો કેવું ! પણ પધરામણીમાં પુષ્કળ પૈસા ખર્ચ થતા હશે! આ વિચારોનું ઉદ્ભવવું અને આચાર્ય શ્રી ખડકીમાંથી બહાર નીકળતાં પૂછે છેઃ

" સોમેશ્વરભાઈ! તમારૂં મકાન આજ મહોલ્લામાં છે ને ! ચાલો જોઇએ!" સ્વારીને વિદાય કરી, પોતે સોમેશ્વરભાઇને ત્યાં પધારી, તેને પૂર્ણ સંતોષ આપ્યો...આ સર્વજ્ઞ સદ્ગુરૂ પાસે મોટા નાનાનો લેશ માત્ર પણ ભેદભાવ ન હતો; પૈસા આપે ત્યાં જ પધરામણી થાય તેવું ન હતું. પોતે તો ભાવના જ ભૂખ્યા હતા. સર્વે શિષ્યોનું શુભ જ તેમના અંતરે વસેલું હોવાથી, સર્વના ઉપર તેઓશ્રી અમૃત વર્ષાવતા હતા. શિષ્યોના વિત્તનું હરણ કરનારા ગુરુઓ ઘણા હોય છે, શિષ્યોના ચિત્તના સંતાપનું હરણ કરનારા સદ્ગુરુ જવલ્લે જ મળી શકે છે તેથી ઉક્તિ છે. શિષ્ય હોય કે સજ્જન હોય, તેના પૂજ્યભાવથી કરેલા આમંત્રણથી પ્રેરાઇને પોતાના સ્થાનેથી વાહનમાં બેસીને ત્રણ ચાર ગાઉ દૂર પણ જવાને તત્પર થયેલા અને તેવાઓની ઇચ્છા સ્વીકારી હોય એવા અનેક દૃષ્ટાન્તો છે. પરંતુ, શિષ્યે કે અશિષ્યે પૂજ્યભાવ અને પ્રેમથી માત્ર મનમાં જ કરેલી સ્પૃહાથી પ્રેરાઇને તેના સંકલ્પને કોઇ પણ પ્રકારના અંતરાય વગર, પોતાના ભક્તની પાછળ માત્ર સૂત્રને તાંતણે દોરાનાર સદ્ગુરૂ તો શ્રી દુર્લભરામજીના પુત્ર જેવા દુર્લભ જ. ( શ્રી. નૃસિંહાચાર્યજીના પિતાશ્રીનું નામ દુર્લભરામ હતું.

( અપૂર્ણ )

---

# સ્ત્રી કેળવણી

" ગુણસુંદરી "ના દીવાળી અંક માટે " સ્ત્રી કેળવણી " સિવાયનો બીજો કયો વિષય લાયક મનાય ?

આજથી સો વરસ પહેલાં સાર્વજનિક સ્ત્રી યા કન્યા કેળવણી હતી જ નહિ. તે સમયના નેતાઓ સ્વ. દાદાભાઈ નવરોજજી જેવાઓ અને એ પ્રકારની કેળવણીની જરૂર જોઇ, જાતે કન્યાઓને શીખવવાનું માથે લઈ નિશાળો કાઢી. એ ઇષ્ટ પ્રયાસને પરિણામે સ્ત્રી કેળવણીનો જે આજે આપણે જોઇએ છીએ તે સુધારો વધારો થયો છે. સહશિક્ષણને લીધે એમાં કેટલાંક અનિષ્ટ પરિવર્તન થઇ ગયાં છે, તે આપણી હાલની કેળવણી આપવાની રૂઢીને આભારી છે, સ્વતંત્રતાને નામે કન્યા અને મોટે ભાગે-કૉલેજની કેળવણી લઇ. સ્વચ્છંદતા તરફ ધસી રહી છે. કેળવાયેલા કન્યાઓને ન શોભે તેવું વર્તન કરી રહી છે. એક ધણીઆણી હયાત બેઠી હોય, તેને છોકરાં હોવા છતાં તેની શોકય તરીકે જઈ બેસે છે. યુદ્ધ વિરામબાદ હાથમાં અપાતી કેળવણીની રૂઢી તથા તેના તથ્યમાં પણ ઘણા ફેરફાર થશે તે વખતે જરૂર આવા પ્રશ્નો પણ છણાશે. અને કેળવણી આપવાના એ રૂઢીમાં જે જે ઉણપો છે, તે ઉણપો નીકળી જશે, એવી આપણે આશા તો રાખી શકીએ.

શ્રી. મણીલાલ મોહનલાલ ઝવેરી

નુતન વર્ષે　　　　શ્રી ૧　　　　નુતન વર્ષે

# શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ

વાંકાનેર થીએટર, મદનઝાંપા—વડોદરા.

યશસ્વી નાટ્ય પ્રયોગ 'વીરપસલીની' સંપૂર્ણ સફળતાપૂર્વકની રજુઆત પછી રંગભૂમિના રસ રસીકો સમક્ષ બીજો સુંદર નાટ્ય પ્રયોગ નૂતન વર્ષના મંગળ દિવસે રજુ કરે છે. વિશ્વને ભારતી સંસ્કૃતિ અને તત્વજ્ઞાનના પિયુષ પાનાર બંગાળના સુપુત્ર 'સ્વામી વિવેકાનંદ'ની જીવનગાથા સમો નાટ્ય પ્રયોગ,

દર શનીવાર
તથા રવીવારની
રળીયામણી રાત્રે

# વિવેકાનંદ

| લેખક : | કાવ્ય વિભાગ : | પ્રહસન : |
|---|---|---|
| કવિશ્રી વૈરાગી | રસકવિ શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ | શ્રી બાબુ ઓઝા |
| દિગ્દર્શક : | સંગીત વિભાગ : | સેટીંગ્સ વિભાગ : |
| મી. વિઠ્ઠલદાસ ભોજક | મી. મોહન ( જુનીયર ) | શ્રી. શંકર બી. પ્રધાન |

સાહિત્ય સંગીત અને સજાવટનો સુમેળ સાધતા નાટ્યપ્રયોગના કુશળ કળાધરો:—

મહારાષ્ટ્રીય રંગભુમિનો અભિનેતા સંગીતરત્ન મી. ચોનકર, મા. વસંત, મી. રામલાલ, મી. ભોગીલાલ ( કોમીક ), મી. સોમનાથ, મી. પરસોતમ, મી. મોહન ( ઠક્કર ), મી પરસોતમ મારવાડી, મા. ગોરધન, મી. વાસુદેવ, મી. કાળુજી મારવાડી, મી. બળદેવ, મી. ચંદુ (કોમીક), મી. ધીરુ, મી. બબલદાસ ભોજક, મીસ કેસરબાઈ, મીસ રામપ્યારી, કુ. વત્સલા, કુ. વિજયા, કુ. મુન્ની, કુ. શાન્તાદેવી...

તદ ઉપરાંત કુશળ નૃત્યકાર શ્રી ક્ષીતિશચંદ્ર રોયના દીગ્દર્શીત બંગાળી નૃત્યો દિલ ડોલાવશે નવીન સીનસીનેરી, નવીન ડ્રેસ, નવીન ટ્રીક બીઝનેસ તથા ઇલેકટ્રીક લાઇટના પુર બહારમાં તા. ૧૮-૧૦-૪૪ બેસતા વર્ષના મંગળ દિવસે બજાવી બતાવવામાં આવશે.

રીઝર્વ માટે પ્લાન ખુલ્લો છે,　　　　ટીકીટના દર શરીતા મુજબ.

અમદાવાદમાં રીઝર્વેશન જે. એમ. શાહ રીલીફરોડ, ટે. નં. ૬૨૮૫૪ મારફત અગાઉથી કરવામાં આવશે.

વ્યવસ્થાપક: માલિક— શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ

# સોનાના સુંદર અલંકાર

સોની ઘડે છે તેવી જ રીતે 'બાલવિનોદનું બાલસાહિત્ય' બાલકોના સંસ્કાર ઘડે છે. તમારાં બાલકો માટે

## 'બાલવિનોદનું બાલસાહિત્ય' વસાવો.

* 'બાલવિનોદ'ના બે સેટમાં ૭૦૦ ચિત્રો, ૧૫૦૦ પાનનું વાંચન ને ૪૨ પુસ્તકો છે

દરેક સેટના સુંદર બોક્સના રૂ. ૫–૧૨–૦ વી. પી. ખર્ચ ૦–૧૨–૦
બેઉ સેટનાં બે બોક્સના રૂ. ૧૧–૮–૦ વી. પી. ખર્ચ ૧–૪–૦

* 'અશોક'ના આઠ સેટમાં ૧૦૦૦ ચિત્રો, ૩૭૦૦ પાનનું વાંચન ને ૮૩ પુસ્તકો છે

દરેક સેટના મનોહર બોક્સના રૂ. ૩–૮–૦ વી. પી. ખર્ચ ૦–૮–૦
આઠ સેટનાં આઠ બોક્સના રૂ. ૨૮–૦–૦ વી. પી. ખર્ચ ૨–૮–૦

* બાલવિનોદનું બાલસાહિત્ય સર્વોત્તમ છે.

એકંદર દસ બોકસના રૂ. ૩૯–૮–૦
વી. પી. ખર્ચ રૂ. ૩–૮–૦

+ તમારા બુકસેલર પાસે માગો

અથવા આજેજ લખો—



કોને ના— બાલવિનોદ ને અશોકના

બાલસાહિત્યના સેટ જોઈએ

## બાલવિનોદ કાર્યાલય

૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ

વડોદરાના એજન્ટ—બાલજીવન કાર્યાલય, બાજવાડા-વડોદરા.




પુસ્તક ૪૩મું. ડિસેમ્બર : ૧૯૪૪ અંક ૪ થો

# તું આવી જા

તું આવી જા. (૨)
દીલની દુનિયા વસાવી જા
તું આવી જા.

મીરાંએ ઝેર પીધાં
નવલાં જીવન તેં દીધા
નરસિંહના સાથી બની,
કાર્ય બધાં તેં કીધા
મ્હારો સંગાથી બની જા
તું આવી જા...

લોચનીયું નિરખી તારું
નાચે બ્રહ્માંડ સારું
પીવાને પાન અમી
તલસે છે દીલ મારું
પ્યાસી પ્યાસ છીપી જા...તું આવી જા.

સંસાર સાગરે નાવ મ્હારી ડોલતી
ત્હારા ચરણો મહીં કંઇ વિરામ ખોળતી
નૈયાને પાર લઇ જા...તું આવી જા.

પુણ્યની પગથાર પર પાપની પગલી પડી
મત્ત બન્યા માનવીની નાવ જીવન આથડી
માનવને માર્ગ દઇ જા
તું આવી જા.

શ્રી. પ્રબોધ દેસાઇ

## શકુન્તલાને

નિસર્ગ કેરા
સુરમ્ય ને માર્દવસ્નિગ્ધ ખોળ લે,
નિસર્ગ ને માનવ દ્વૈત કેરાં—
અલક્ષ્ય અદ્વૈત સુપુષ્પ શી, ત્હને,—
સોળે કળાએ ખીલતી, વિકાસતી,
યુવા અને મૌગ્ધ્યતણા સુસંગમે
વસન્તની શ્રી તનપે ધરાવતી,
તપોનિધિ ભવ્ય શ્રીકણ્વકેરા
જીવિતસર્વસ્વ શી, પ્રેરણા શી,
ને આશ્રમે પ્રોજ્જ્વલ રત્નદીપ શી,—
શકુન્તલાને શતકોટિ વાર
નમી રહે મસ્તક આ વિનમ્ર ! ૧૨

પરન્તુ જ્યાં શાપવિમૂઢ ચિત્ત એ
દુષ્યન્તના આરસપ્હાણ બદ્ધ
પ્રાસાદપે, ચંડ-પ્રચંડ અગ્નિમાં
સુકોમળી કો ફૂલની કળી સમી,
ન્હાળું ત્હને અંતરદાહ દગ્ધા,
નમે નમે આ સવિશેષ મસ્તક ! ૧૮

ન જાણતી શાપવૃત્તાન્ત તું, છતાં
'ન યાદ કે કોઈ' મળ્યો ય હોઉં'
દુષ્યન્તનો ઉત્તર ક્રૂર સાંભળી,
ન કોપમાં ધર્મ ભૂલી, ન વા તું
પત્નીત્વની શોભન ભવ્ય ભાવના
ચૂકી; પરન્તુ 'નિજ આ દશાને
દુર્દૈવનું કારણ હું જ પોતે'
એ શ્લાધ્ય તે સ્તુત્ય, પવિત્ર નિશ્ચય
હૈયે ધરી તેં લહી તુષ્ટિ આત્મમાં: ૨૭

આર્યત્વ ને સ્ત્રીત્વ તણો ઉદાત્ત આ
સિદ્ધાન્ત તેં માનવમાત્ર કેરી
સીંચી દીધો મંગલલગ્ન ગ્રંથિમાં;
એ—નીતિમૂર્તિ સુતપસ્વિની—તને
શકુન્તલાને કર્યું આપે હૈયું
સમર્પવા ન્હાય ન શસ્ય અર્ધ્ય ! ૩૩

શ્રી. જયાનન્દ દવે

# વિભૂતિ

લેખક :
શ્રી. બાળકૃષ્ણ જોશી

શિરીષ એના કુટુંબમાં, જ્યાં ત્યાં ભાગ્યશાળી ગણાતો, કારણ કે એને વિભૂતિ જેવી વહાલસોઇ જીવનસાથી સાંપડી હતી.

અને ખરેખર, વિભૂતિ પણ પ્રેમ અને મમતાની મૂર્તિમંત વિભૂતિ જ હતી! કોઇ કારણસર શિરીષ અબોલા લેતો તો ગમે તે પ્રકારે તેને પુનઃ બોલતો કરવા તે પ્રયત્ન કરતી; પણ શિરીષના એવા અબોલા કોઇક વાર અઠવાડીઆ સુધી ચાલુ રહેતા અને એ અબોલા માટે કાંઇ પણ સબળ કારણ?—તો કે કાંઇ જ નહિ! એની ઇચ્છા વિરુદ્ધ કાંઇ પણ બાબત બને કે લાગલા જ અબોલા શરૂ—

એક જ પ્રસંગની વાત—

શિરીષની મોટી બેન બહારગામ બિમાર હોવાનો થોડા દિવસ પર પત્ર આવ્યો હતો. તેમાં થોડાક પૈસાની પણ માગણી કરી હતી. તે મુજબ શિરીષે વિભૂતિ મારફત પચાસ રૂપીઆનો મનિઑર્ડર પણ કરાવી દીધો હતો; અને તે મોકલ્યા પછી વિભૂતિ શિરીષને બેન પર પત્ર લખવાનું પગલે પગલે યાદ કરતી હતી; પણ શિરીષ કાગળપત્ર લખવામાં ઘણો જ કાયર હતો.

રાત્રે વાળુ કર્યા પછી એ આરામખુરસી પર પડી કાંઇક પુસ્તક વાંચતો હતો.

"મનિઑર્ડર મોકલ્યે પણ આઠ દિવસ થઇ ગયા. પહોંચ પણ આવી ગઇ; પણ નીતાબેનને તાવ કેવો આવે છે, કેટલા દિવસથી આવે છે, દવા વૈદ કે ડાક્ટરની ચાલે છે—એ બધું જાણવાને કાગળ લખવો જોઇએ ને?—તમે તમારા આળસમાં કાગળ લખતા નથી ને વિના કારણ એમને ખોટું નહિ લાગે?" વિભૂતિએ વ્યવહારકુશળતાની પરાકાષ્ઠા બતાવતાં કહ્યું.

"હત્ તારીની! આવી કે માથા આગળ તારી ટકટક ચાલુ થઇ! સહેજ બેઠો કે તારાથી દેખી ખમાતું નથી જાણે! શું છે? શાનો કાગળ લખવો છે? કાગળ, કાગળ કાગળ ક્યારની કરી રહી છું?"

કાગળ શબ્દ પર રીસ ચડાવી શિરીષે બને તેટલો ભાર મૂક્યો. એ ઉઠ્યો, ટેબલની પાસે જઇ બેઠો, ગુસ્સામાં ને ગુસ્સામાં ટેબલનું ખાનું ખોલ્યું અને ત્રણ ચાર પત્રો ઘસડી કાઢ્યા; સરનામાં ફરીવાર વાંચી જઇ એ તત્કાળ ઉઠ્યો અને બહાર જઇ ટપાલ-પેટીમાં કાગળો નાખી આવ્યો.

વાસ્તવિક રીતે વિભૂતિનું કહેવું બીલકુલ ગેરવ્યાજબી ન હતું, પણ આ વખતે એ જ શિરીષના ક્રોધ અને અબોલાનું કારણ થઇ પડ્યું. અબોલા ચાર દિવસ સુધી ચાલુ રહ્યા. અને પતિના આટલી લાંબી મુદતના અબોલાનો પહેલો જ પ્રસંગ વિભૂતિએ અનુભવ્યો.

શિરીષનો સવારનો વખત છાપું કે પુસ્તક વાંચવામાં જતો. જમ્યા પછી ઑફિસ—અને રાત્રે સ્નેહી મિત્રોને ત્યાં બ્રિજ રમવા ઉપડી જતો. આથી વિભૂતિ સાથે અબોલાવાળા વાતચીત કર્યા વિના પણ તેને કાંઇ અપરું લાગતું ન હતું; પણ વિભૂતિની બાબતમાં એમ ન હતું. આવા અબોલાવાળા પતિને આવી તોછડાઇથી વર્તતો જોતાં એને ભારે દુઃખ ઉપજતું.

૨

તે દિવસે હંમેશ મુજબ શિરીષે નાહી-ધોઇ પરવારી લીધું અને લૉન્ડ્રીમાંથી કપડાં

લઇ આવવા એ બહાર નીકળ્યો તે લગભગ અર્ધા કલાકમાં ઘેર પાછો આવ્યો; પણ ઘરમાં પ્રવેશ કરતાં જ વિભૂતિનું રુદન અને ડુસકાં તેના સાંભળવામાં આવતાં જ એ સીધો રસોડા તરફ ગયો.

ડાબા હાથના પંજા વડે વિભૂતિ જમણા હાથને સખત દબાવતી હતી; વચમાં વચમાં તેના પર મોં વડે ફુંકો મારતી હતી !

" શું થયું વિભૂ ? હાથે દાઝી ? એમ કહેતાં શિરીષ તેની પાસે દોડી આવ્યો. તેનો જમણો હાથ પોતાના હાથમાં લઇ એ ફુંકો મારવા લાગ્યો. " બહુ દાઝી ? હેં ? પણ કેમ કરતાં દાઝી ? "

શિરીષે ઘણા દિવસના અબોલા પછી ભારે પ્રેમથી પ્રશ્નમાળા શરુ કરી.

વિભૂતિને વધારે રડવું આવ્યું. " ભાતનું અધરણ સમડી પરથી ખસી ગયું અને હાથે દઝાયું. " એમ એણે રડકણા સ્વરે કહ્યું.

" તું બહુ ઉતાવળીઅણ છું હોં–વિભુ ? તારું ગભરાટીઆપણું જ તને નડે છે, ચાલ હશે, તું ઉઠ. જોઉં ચૂલા આગળથી ? જરા બહાર કૉટ પર સુઇ જા " એમ કહી એ તેને બહાર લઇ આવ્યો.

વિભૂતિ કૉટ પર સૂઇ ગઇ. શિરીષ તેની પાસે બેઠો અને પંખા વડે તેના હાથને પવન નાંખવા લાગ્યો.

" ઓહોહો–પરસેવાથી તારું કપાળ કેટલું ભીંજાઇ ગયું છે ? " એમ કહી શિરીષે પોતાના ધોતીઆની ફડકવડે તેનું કપાળ લુછી નાખ્યું, અને કંકુના ચાંલ્લાના સીતારામ થયા.

એને હસવું આવ્યું.

" કેમ હસ્યા ? "

" ચાંલ્લાના સીતારામ—"

અને રડતી રડતી વિભૂતિથી પણ હસી દેવાયું.

" હજી બહુ બળતરા બળે છે ? " શિરીષે હાવકાશથી પૂછ્યું.

" અં–હં. હવે જરા ઓછી થઇ છે. "

વચ્ચે વચ્ચે બંને વિવિધ વાર્તાલાપે ચડેલાં. થોડી વારે કાંઇક યાદ આવતાં વિભૂતિએ ઉઠવાનું કરતાં કહ્યું " ચાલો તમને જમવાનું પીરસું, મોડું થશે ને ? "

" જમવાનું તૈયાર થયું છે ? "

" હો વળી–હવે ભાત થઇ ગયો હશે–દાળશાક રોટલી તો તૈયાર જ છે. "

" ઠીક, ચાલ, આજ આપણે સાથે જ જમવા બેસી જઇએ. "

બંનેએ સાથે જમી લીધું અને શિરીષે *કપડાં બદલી ઓફિસ તરફ પ્રયાણ કર્યું.*

૩

ઓફિસમાં શિરીષે હંમેશ મુજબ કામ કરવા માંડયું, પણ કેમે કર્યું એનું ચિત્ત આજ કામમાં ન જ ચોંટયું. એના મનમાં વિચારોની દોડાદોડ ચાલી રહી. " ખોલી શબ્દોથી જ મેં વિભુની સારવાર કરી ! મારે એને કાંઇપણ દવા લગાડવી જોઇતી હતી. અમસ્થો સોડા લગાવવાનું પણ યાદ ન આવ્યું ! ડૉક્ટરને બતાવ્યું હોત તો !–એમાંનું કાંઇ જ કર્યા વિના હું ઓફિસમાં કેમે આવતો રહ્યો !–" એવા એવા વિચારોએ એનું મન ચૂંટી ખાધું " કેવી બિચારી રડતી હતી ? બહુ દાઝી હશે ત્યારે જ ને ? સાંજે મારાથી જતા સુધીમાં તો એનો હાથ કેટલો સુજી ગયો હશે ? "

ફોલ્લા ઉઠયા હશે–ફોલ્લા ફોડી ન નાખે તો સારૂં–બહુ બળતરા બળશે–અરેરે ! હમણાંનો હું એ બિચારી પ્રત્યે બહુ નિર્દયતાથી વર્તુ છું. "

તે દિવસે એણે જલદી ઘેર જવાનો નિશ્ચય કર્યો. પણ કામ એક પછી એક એવાં જરૂરી નીકળતાં ગયાં કે જલદી ઘેર જવાનો મેળજ ન પડયો. દરરોજ સાડાપાંચે છુટતો શિરીષ આજે સાડાછ પછી જ ઓફિસની બહાર નીકળ્યો.

દીવાળી થવાની હતી. શિરીષ રસ્તે ચાલ્યો આવતો હતો, પણ મનમાં વિચારમાળા ચાલુ જ હતી. "હવે ક્યારે ઘેર પહોંચાશે અને વિભુને ડાક્ટર પાસે લઇ જવાશે ?— ફોલ્લા ફૂટી ગયા હશે તો કેવી દાઝ થતી હશે ?—એની પીડાનો એને તાવ તો નહિ આવ્યો હોય ?—

વિચારમાં ને વિચારમાં એ ઘેર આવી પહોંચ્યો. બારણું ખુલ્લું હતું. તે ખોલી શિરીષ અંદર ગયો. વિભૂતિ બહારના ખંડમાં ન દેખાતાં એ વચલા ખંડમાં દાખલ થયો.

વિભૂતિ ચૂલા આગળ બેઠી હતી; એટલે પૂંઠેથી ચોરપગલે જઇ શિરીષે પોતાના હાથ વડે તેની આંખો જોરથી દબાવી.

"ઇન્દુ–છોડને ઉભી રહે ચીબાવલી નથી સાંભળતી હજી, છોડ—"

વિભૂતિ પાડોશની ઇન્દુ આવેલી સમજી કહેવા લાગી.

એટલામાં શિરીષે તેની આંખો પરથી હાથ છોડી દીધા.

"ઓત્ તમારીની ! આવી છોકરવાદી—" ગાલ ફૂલાવી તે બોલી. "

"વારુ, વિભુ, એ બધી વાત પછી– પહેલાં તો તારો હાથ મને જોવા દે—

"મારો હાથ ?—હાં, આ રહ્યો–" એટલું કહી વિભૂતિ ઉઠી અને પોતાનો જમણો હાથ પતિ સામે ધર્યો.

"ઓ હો–એટલામાં મટી ગયો ?" શિરીષ આશ્ચર્યચકિત થઇ બોલ્યો "અને આસ્તેથી તેનો હાથ પોતાના હાથમાં લીધો.

"હા, તદ્દન મટી ગયો. જુઓને, ચામડી પર સહેજે ડાઘો જણાય છે ?" વિભૂતિ હસી.

"પણ એવું તેં શું લગાડ્યું ? કેવી દવા કરી ?"

"એક જણના પ્રેમાળ મીઠા શબ્દોની–"

"હત્ તારીની ? ખરી પક્કી ? મને બનાવ્યો ? હવે મને સમજણ પડી કે આમ બાબત છે–"

હસતાં હસતાં શિરીષે તે કૃત્રિમ દાઝેલા હાથને ચૂમી લીધી.

"સારે શું કરે ? કહે છે ને કે દેવું બાળવું તે કરતાં હાથ બાળવા સારા–"

અને શિરીષે વિભૂતિના ગાલે એક વહાલ ભરી ચીમટી દીધી.



# પત્રાવલિ

( મિશ્ર )

ગયા અમારા સ્વજનો, સુહૃદો  
આનંદની મંગલકુંજ વિષે,  
પ્રણુ તહ્યો પ્રેમપરાગ પામવા.  
ઘણાં દિનોથી !  
છતાં ઉરે કાં સ્મૃતિ વેદનાના  
જખ્મો કરી અંતર રોજ બાળવા  
મૂકી ગયા પ્રેમપીયૂષ વ્હેતી  
પત્રાવલિ સ્હેમની ! !

શ્રી. શશિન્ ઓઝા

# કંથ મારા ક્યારે આવો રે?

[ પિયરમાં ગયેલ પત્ની વિયોગ દુઃખથી અકળાઈ રહી છે. તેની કેવી સ્થિતિ છે તે તેણે લખેલ કાવ્યમાં જણાવી છે. પતિ તેનો સામસામે પાને રજુ કર્યાં છે એક કરી પત્નીના કાવ્યની વાંચવી અને

આથો આથો છે રવિ ડંખે છે રાત, ક્યારે
ઉગશે એ અણમૂલ પ્રભાત રે!
કંથ મારા ક્યારે આવો રે?
ઝંખી ઝંખીને મારું અંતર અકળાય, જ્યારે
મનડું ઝંખે છે દિન રાત રે,
કંથ મારા ક્યારે આવો રે?
દિવસ ને રાત સુખે નીંદર ના આવે, જોઉં
સ્વપ્નામાં એક મારા શ્યામ રે,
કંથ મારા ક્યારે આવો રે?
ઘરમાં ને બ્હાર બધે દેખું તમોને વ્હાલા
સંભારું પ્રેમ કેરાં ધામ રે,
કંથ મારા ક્યારે આવો રે?
ધીરે ધીરે તે વ્હાલા પાછળ શું આવો, હું તો
જાણું તમારી રીતભાત રે,
કંથ મારા ક્યારે આવો રે?
તીરછી નજરું એ મારાં નયનો લોભાવ્યાં, ત્યાંથી
જાણી મેં અન્તરની વાત રે,
કંથ મારા ક્યારે આવો રે?
વ્હેલા પધારો મ્હારા મનના માલિક તમે
રિઝવીને નણદલના તાત રે,
કંથ મારા ક્યારે આવો રે?
વસમાં આ ધામ હવે લાગે વિયોગે વ્હાલા
માની ન ગમતી રુહેલાત રે,
કંથ મારા ક્યારે આવો રે?
દર્શનને કાજ વ્હાલા નયનો લોભાય, કરી
દર્શન ઓવારું જાત રે,
કંથ મારા ક્યારે આવો રે?
લાંધે કરીને દુઃખ વ્હોર્યું છે કંથ, હવે
ગમશે.. ના પિયરની વાટ રે,
કંથ મારા ક્યારે આવો રે?
સાચું કહો ને વ્હાલા ક્યારે પધારો નાથ
રામવો ને ઊર્મિ તલસાટ રે,
કંથ મારા ક્યારે આવો રે?

શ્રી. ઊર્મિલા ભટ્ટ

# ચન્દ્રરાણી ચાહ્યો આવું રે?

પતિને તેડવા આવવા માટે વારંવાર આમંત્રણ મોકલે છે. પિયરમાં
ઉત્તર કાવ્યમાં જ આપે છે. આ બન્ને સવાલ-જવાબ રૂપ ગીતો અહીં
તેના ઉત્તર રૂપે બીજી કડી પતિના કાવ્યની વાંચવી—અમે જ. ]

"આપો આપો છે રવિ" ના કહો
હું તો જાણું એ અણમૂલ અજાત રે
ચંદ્રરાણી ચાહ્યો આવું રે.
અંતર અકળાય ઘડી, તો ય શું ?
જાણો કપરી છે પ્રેમ કેરી વાટ રે,
ચંદ્રરાણી ચાહ્યો આવું રે.
નીંદર તે આવે ક્યાંથી આ ઘડી,
વ્હાલી, વસમા વિયોગના ડામ રે,
ચંદ્રરાણી ચાહ્યો આવું રે.
ઘરમાં ને બ્હાર નથી, રૂરે છૂપાયો હવે
લાગે બધું જ સુનસામ રે,
ચંદ્રરાણી ચાહ્યો આવું રે.
બોલાવો ત્યારે હું તો આવતો
એમાં શાની વગોવો ત્હારી જાત રે,
ચંદ્રરાણી ચાહ્યો આવું રે.
શોભી હતાં જ તમે પ્રેમનાં
અને સોહાયાં, એમાં શી વાત રે ?
ચંદ્રરાણી ચાહ્યો આવું રે.
મારી નથી તે કરું વાતડી
હવે આજ્ઞા દેશે જ જ્યારે તાત રે,
ચંદ્રરાણી ચાહ્યો આવું રે.
વસમી વિયોગે, ઘડી-વ્હાલી કરશો જ ફરી—
મહિયરની મોંઘી રહેલાત રે,
ચંદ્રરાણી ચાહ્યો આવું રે.
દર્શન કરાવી ધન્ય હું બનું ?
વિના દર્શન તમારું શું થાત રે ?
ચંદ્રરાણી ચાહ્યો આવું રે.
હાથે કર્યું ન કંઈ, મા કહેઃ
"હવે ભમરી ના પિયરની વાટ રે"
ચંદ્રરાણી ચાહ્યો આવું રે.
હૈયે વધશે ઉછાળ, સામટે
જ્યારે થશે જુવાળ એવી રાત રે
ચન્દ્રરાણી ચાહ્યો આવીશ રે.

શ્રી. રજનીકાન્ત શાહ

# માતાનું હૈયું

લેખક :
શ્રી. ધનવંત ઓઝા

ઇગ્લાંડની આ વાત છે. લંડનના પૂર્વ છેડા ઉપરની મજૂર વિસ્તારની એ કથા છે. એ વિસ્તારમાં એક દિવસ એક સરકારી તપાસનીસ આવ્યો. આવીને તેણે એક ડોશીમાનાં ઘરની ખબર કાઢી. કોઇએ તેમને એ ઘર બતાવ્યું. તપાસનીસે ડોશીમાને કહ્યું: માજી, તમારી વિધવાને મળતાં પેનશન માટેની અરજી સરકારને મળી છે. પણ એમાં એક અડચણ છે. અમે બહુ બહુ તપાશ કરી પણ તમારાં તમારા પતિ સાથેનાં લગ્નની સાબિતિ મળતી નથી. ને તમે તમારાં લગ્નનો પુરાવો મોકલ્યો નથી."

"તે એમાં પુરાવો શો જોઇએ ? મારા ત્રણ છોકરા લડાઇના મોરચે છે ને ચોથી છોકરી આ ઉભી. પ્રભા બધું જાણે છે મારાં લગ્નની વાત. પૂછી જુઓને કે હું ......ની વિધવા છુ કે નહિ ? આ લત્તામાં બધાય જાણે છે."

"પણ માજી, એમ ન ચાલે. સરકારને તો પુરાવો જોઇએ. તમે જ્યાં લગ્ન કર્યાં હોય એ દેવળનું સર્ટીફિકેટ જોઇએ. તમારી પાસે એ તો હશે જ ને ?"

"એ તો હોય જ ને ! પણ મારે એ ક્યાં ગોતવા જવું ?"

"પણ જરા જુઓને ! એ તો તમને મળી જશે."

ડોશીમા ઘરમાં ગયાં. બધી જ પેટીઓ એમણે વીંખી નાખી. અને પાછા બહાર આવ્યાં. "હવે એ તો ક્યાંય નથી જડતું. જાવ તમતમારે. મારે નથી જોઇતું તમારું પેન્શન. હું તો અરજી જ કરતી નહોતી. તેમાં વળી આ છોકરી ને પડોશીઓ પાછળ પડ્યાં ને અરજી કરી. મુઓ આ બધી માથાકૂટ."

ડોશીમાં ઉશ્કેરાટમાં આટલું બોલી ગયાં: પણ તેમની છાતીએ ડૂમો ભરાયો હતો, એ તો જમીન પર ઢસડાઇ પડયાં. તપાસનીસે તેમની પુત્રીની સહાય લઇને અંદર ખાટલા ઉપર તેમને સુવડાવ્યાં. થોડીવારે તેમને ભાન આવ્યું. પછી તેમણે તેમની પુત્રીને બહાર જવાનું કહ્યું: પછી તેમણે તપાસનીસ સાથે વાત કરી: "ભાઇ ! સાચી વાત એમ છે કે અમે લગ્ન જ કર્યાં ન હતાં. અમે એમને એમ જ સાથે રહેતાં. પણ છોકરાં એ વાત જાણતાં નથી. મારે તેમને એ કહેવું પણ નથી. તો આ જાત હવે આટલેથી જ અટકાવી દો ને ?"

તપાસનીસ ડોશી તરફ તાકી રહ્યો. આ ડોશીની મહત્તાનાં તેને ત્યાર જ દર્શન થયાં. વિચાર કરીને તેણે કહ્યું: "માજી ! ચિંતા ન કરતા. જુઓ તમે છોકરાંઓને કહેજો કે એમના પિતા ઘણા લાંબા સમય સુધી બેકાર રહેલા અને તેમને આ પેન્શન માટે જરૂરી પુરતાં લવાજમ જ નહિ ભરેલાં. એટલે આમ પણ પેન્શન મળે એમ નથી. મારે નકામી માથાકુટ જ નથી કરવી. ને હું આ વાતની કોઇને ખબર નહિં પડવા દઉં. હો માજી !"

"ભગવાન તમને સો વર્ષોના કરે." ડોશીએ શાંતિ અનુભવી ને આશીર્વાદ આપ્યા.

તપાસનીસ ઉઠયો. ને જતાં જતાં ડોશીમાંની પુત્રીને કહેતો ગયો: "આમ પણ પેન્શન મળે એમ તો છે જ નહિ. આજ તો અમારે અમારી ફરજ બજાવવાની એટલે પુરાવો માગવા આવવું પડે. નહિ તો તમારા પિતાએ છુટાં લવાજમ નથી ભર્યાં એટલે પેન્શન મળવાનું તો નથી જ."

બહાર નીકળતાં તપાસનીસે બીજી તપાશનાં સ્થળની નોંધ જોઇ અને ૨૪ નંબરની ટ્રામની રાહ જોતો ટ્રામના સ્ટેન્ડ પાસે ઉભો રહ્યો. ×

× અંગ્રેજી ઉપરથી.

# ∴ 'પુરૂષનું પ્રતિકાવ્ય' સાચા સ્વરૂપમાં ∴

લેખિકા : સ્નાતિકા મંજુલા કુમારી

તર્ક અને કસોટીની અનેક અગ્નિપરીક્ષાઓ પછી પાશ્ચાત્ય અને પૂર્વના વિશિષ્ટવિદ્વાનોએ અનિવાર્ય, પ્રત્યક્ષ સત્ય તારવ્યું છે કે માનવવંશનો પ્રાચીનતમ આદિમ ગ્રંથ ઋગ્વેદ છે. વેદ–જ્ઞાન–અપૌરૂષેય છે. વેદમાં કયાંય સ્ત્રીને અબળા લેખી નથી તેમજ તેને ક્ષુદ્ર વિશેષણો અને ઉપનામો આપી અવગણી નથી. તેમાં તો સ્ત્રી અને પુરૂષ ઉભયને સમાન કક્ષાએ સન્માન્યાં છે. જાતીય કાર્ય, દોષ અને નિર્બલતાજનિત વાદવિવાદો અને અર્થવાદોથી રહિત પ્રકરણાનુસાર ઉત્કૃષ્ટ સંબોધનોથી સંબોધ્યાં છે.

વેદોએ સ્ત્રીની સાર્વભૌમતા અને શ્રેષ્ઠતા કબૂલી છે અને "**श्वसुरे सम्राज्ञी भव**" કહી તેને સમ્રાજ્ઞીના અધિકારો ને જવાબદારીઓ સોંપી છે.

અથર્વવેદ જણાવે છે કે "**ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम्**" બ્રહ્મચારિણી કન્યા યુવાન પતિને પ્રાપ્ત થઇ "**वीरसू**" વીરોની જનની બને છે.

આદ્યવ્યાકરણાચાર્ય મહર્ષિ પાણિનિ પત્નીની વ્યુત્પત્તિ કરતાં કહે છે કે "**पत्युर्नो यज्ञसंयोगे**" સ્ત્રી પુરૂષની યજ્ઞસહધર્મચારિણી બની પત્નીપદને પ્રાપ્ત થાય છે. પતિનો યજ્ઞ પત્નિ વિના અપૂર્ણ છે, સૂનો છે. તેથી જ સ્ત્રી અને પુરૂષ જ્યારે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશે છે ત્યારે પુરૂષ સ્ત્રીને "**दासी किंकरी**" આદિ ન કહેતાં "**सखे सपामदी भव**" કહીને પોતાના જીવન–યજ્ઞની સહચરી તરીકે ગ્રહણ કરે છે.

સ્મૃતિકાર મનુ મહારાજ નારીપૂજાનું મહત્વ જણાવતાં લખે છે કે—

**पितृभिर्भ्रातृभिश्चैताः**
**पतिभिर्देवरैस्तथा।**
**पूज्या भूषयितव्याश्च**
**बहुकल्याणमीप्सुभिः ॥**
**यत्र नार्यस्तु पूज्यन्ते**
**रमन्ते तत्र देवताः ।**
**यत्रैतास्तु न पूज्यन्ते**
**सर्वास्तत्राऽफलाः क्रियाः ॥**

જ્યાં સ્ત્રીનું પૂજન થાય છે ત્યાં દેવો અવતરે છે ને તેની અવગણના થતાં સર્વ ક્રિયાઓ નિષ્ફળ જાય છે. મનુ મહારાજના એ જ આદેશાનુસાર જ્ઞાન અને તપઃપૂત સદીઓનું અનુભવવૃદ્ધ પાંડિત્ય પ્રકટે છે—'**कर्मणां खलु धर्माणां सत्पत्नी मूलकारणम्**' સંપૂર્ણ ધર્મ કાર્યોનું આદિમૂળ સત્પત્ની છે.

જે પ્રમાણે પ્રકાશની રશ્મિઓ પાણીમાં વક્રગામી થાય છે, તેવીજ રીતે સદ્–ઇચ્છાઓ પણ બહુધા માનવી–દુર્બલતાના સંપર્કથી વિષમ બને છે તેથીજ શ્રુતિઓ, સ્મૃતિઓની સ્ત્રી પ્રત્યેની સદ્ભાવનાઓ હોવા છતાં તત્પશ્ચાતના અલ્પાનુભવી સ્વાર્થી પંડિતોએ "**स्त्री शूद्रौ ना धीयाताम्**" અને "**न स्त्री स्वातंत्र्यमर्हति**" ના મનઘડંત મિથ્યા અર્થવાદોથી પોતાના જ્ઞાન અને સામર્થ્યને દબાવવાના અલ્પ પ્રયાસો કર્યા છે. '**मट्टु भणानो**' ન્યાયે સ્મૃતિઓનાં 'પ્રક્ષિપ્ત' પ્રકરણો ઉમેર્યાં છે. અમર સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વને અવગણીએ તો "**स्वतंत्रो कर्ता**" ની કર્તૃત્વની પરિભાષા–વિરૂદ્ધ તે કર્તૃત્વવંચિત કરણ ( સાધન ) બની જશે ને તેના પાપપુણ્યનો ભોક્તા તે ન રહેતાં તેનો સ્વામી

ગણાશે. પણ તેમ નથી. પ્રાચીન સ્વયંવરથી સ્ત્રી સ્વાતંત્ર્યની સાક્ષી છે.

શ્રુતિઓ અને સ્મૃતિઓજ નહીં અપિતુ માનવવંશની અનુભવગાથા ઇતિહાસ અને પુરાણો પણ પૂરવાર કરે છે કે સ્ત્રી 'નિરિન્દ્રિય' અબાળા, તુચ્છ પ્રાણી નથી પણ શિવમાં શક્તિ, વિષ્ણુમાં લક્ષ્મી, જ્ઞાનમાં સરસ્વતી, યોગમાં સિદ્ધિ ને ન્યાયમાં નીતિરૂપે બિરાજે છે. ધર્મ અને વિજ્ઞાન, સાહિત્ય અને રાજકારણ, કલા અને નીતિની પૃષ્ઠભૂમિ પર માતા, પ્રિયતમા, પત્ની, પુત્રી, ભગિની ને શિષ્યારૂપે પ્રેરણા–સૂત્રધારિણી 'स्त्रियो हि देवसम्पदा' છે જે 'स्वर्गादपि गरीयसि' મહીયસી છે.

નગાધિરાજ હિમાલયની હિમસિક્ત અધિત્યકાઓમાં અને ગંગોત્રી જન્મોત્રીની પ્રસન્નશીતલ–જલધૌત સરિતા–તટોપર 'अस्ति–नास्ति'ના ભેદ ખોલનાર જ્ઞાનપૂત, મંત્રદ્રષ્ટા મહર્ષિઓની પ્રેરણા તેમની પત્નીઓ હતી. અત્રિની અનસૂયા, વસિષ્ઠની અરુન્ધતી, યાજ્ઞવલ્કની આત્રેયી, ભારતી ને મનુની શ્રદ્ધા તેના જીવીત, પ્રત્યક્ષ સાકાર ઉદાહરણો છે.

માલ્યવાન અને કુંજવાનની ગિરીતળેટીના દંડકારણ્યોમાં 'तेभ्योधिगन्तुं निगमान्त विद्यां वाल्मिकी' પાર્શ્વાદિહ વિચરતી આત્રેયી, વનદેવતા વાસંતી નાનાદિગન્ત-પાવનકારી બ્રહ્મર્ષિઓ ને રાજર્ષિઓથી વિમંડિત વિદેહરાજ જનકરાજની સભાલંકારિણી સુલભા કિરકિરાંગનાઓની દેવવાણીથી શબ્દાયમાન ઉટંજગણોની 'શ્રી' ભારતી, પોતે બેઠેલી ડાળને કાપનાર મૂર્ખ કઠિયારા કાલિદાસમાંથી શકુન્તલમ્ ને 'રઘુવંશમ્'ના પ્રણેતા કવિ કાલિદાસની નીવડાવનાર રાજકુમારી વિદ્યોત્તમાની મૌન કીર્તિ કવિવર લલિતની અમર પંક્તિમાં ગૂંજે છે—
'નરને નીવડાવનાર નારિ! તું નારાયણી"

સૂર અને તુલસી, આલમ ને ઘનાનંદ, નંદદાસ ને કલાપી સર્વની પ્રેરણા તેમની પત્ની. 'સ્ત્રી પ્રેરે તેટલું જ પુરુષ ઉડે'. તેના ઇશારે સામ્રાજ્યો ઘડાયાં. તેના વેણે મહાભારત રચાયાં. તેના સ્વમાને રામાયણ સર્જાયાં. ઇલિયડ ને ઓડીસીનાં વિધાન થયાં.

વિશ્વવંદ્ય પયગમ્બરોની જનની, ઇન્દ્રાસન ડોલાવનાર ત્રિભુવનમહિષી સમ્રાટો ને પરિવ્રાજકોની જનની 'સ્ત્રી' મહાન શક્તિ છે. તેના કાર્યતઃ સહયોગથીજ કોઇપણ આંદોલન, સુધાર, પ્રચાર સફળ સ્થિર ને શીઘ્ર–વ્યાપક બને છે. ધર્મના ઇતિહાસો તેની સાક્ષી પૂરે છે.

પૂર્વનેજ નહીં પશ્ચિમનેય જુવો. પાશ્ચાત્ય સભ્યતાનો આધારમંત્રજ સ્ત્રીસ્વાતંત્ર્ય છે. તેમને ત્યાં તો 'સ્ત્રી સ્વાતંત્ર્ય' જ સભ્યતા અને સંસ્કૃતિના વિકાસમાપક છે. સાહિત્ય અને ઇતિહાસમાં ઠેકાણે ઠેકાણે તેમના એ ઉન્નતભાવો પ્રતિબિંબિત થયેલા છે.

કવિવર Wordsworth સ્ત્રીનો આદર્શ પોતાની કવિતામાં રજૂ કરે છે કે—

"A perfect woman, nobly planned,
to warn, to comfort and command;
And yet a spirit shall bright with something of an angel light."

Middleton સ્ત્રીના પ્રેમની અમોઘતા આશીર્વાદોની સ્વસ્તિમયતાનો અનુભવ કરતાં જણાવે છે કે–The treasures of the deep are not so precious. As are the concealled comforts of a man. Locked up in woman's love, I scent the ais. Of ble-

ssings, when I come but near the house. What a delicious breath marriage sends forth. The violet bed's not sweeter.

વિદ્વાન વિચારક Washington Irving દુઃખાં હૈયાંને સ્વાર્પણથી ટેકો આપતી સ્ત્રીને વર્ણવે છે કે...

So is it beautifully ordered by Providence, that woman, who is the mere dependant and ornament of man in his happier hours, should be his stay and solace when smitten with sudden calamity, winding herself into the rugged recesses of his nature, tenderly supporting the drooping head, and binding up the broken heart.

આમ ' પુરૂષના પ્રતિકાવ્ય ' ' પુરાણ-જૂના પ્રાણી સ્ત્રી ' ની સર્જન જૂની શ્રેષ્ઠતાને અવગણવી એ સત્યનો દ્રોહ છે. ઇતિહાસ સાથે કુચેષ્ટા છે. 'વર્ષમાનુત્વ'ના માનવજાતને મહાનદાળાઓ શું 'વાતોડિયાપણું' ને 'છેતર-પીંડી', 'વિકારકુશળતા'ને 'વિનાશક વિવેચન શક્તિ'માં જ વિરમ્યા ? ગરમીના સંપર્કથી ઉષ્ણ પાણીને સ્પર્શી કોઈ ક્ષણિક, પ્રાસંગિક, અર્થવાદી વિવેચક 'અપ્રુશીતતા'ના પ્રકૃતિ-સત્ય સિદ્ધાન્ત વિરૂદ્ધ 'ઉષ્ણતા' કરે તો તે સાર્વજનિક સત્ય નથી, ન્યાયોચિત નથી તેમજ " ઢોર ગઁવાર પશુ અરૂ નારી યે સબ તાડ़નકે અધિકારી " ને She is an animals અને is bitter than death ના અર્થવાદી ચિતોનું ક્ષણિક ચિન્તવન જ સત્ય માનવું એ બુદ્ધિનું દેવાળું કાઢવું છે.

સ્ત્રીમાં વાક્પટુતા છે, વાક્વિદગ્ધતા છે. તે પોતાના મંજુલ આલાપથી એકાન્તની શુંગારવનારી શૂન્યતાને સંસ્કરતી આવે છે, વાતોડીયાપણું નહીં. સહજ અલ્પભાષણ એ તો શીલવતી નારીનું ભૂષણ છે. પારિવારિક ઝપડાઓને પતિના દોષોને વ્યસનો આબરૂને મર્યાદા ખાતર ગુપ્ત રાખનારી નારીને બ્રોડ-કાસ્ટર ને પ્રચારક કહેવું એ અન્યાય છે. ત્યાં દારૂની માછણીને સાધારણ મજૂરણોના સમ્પર્કથી અમર સમસ્ત નારીસમાજ માટે એ અભિપ્રાય બંધાય તો પછી નિમ્નશ્રેણીના મજૂરો ને કાછીઆઓનાંય ઉદાહરણો શોધવા પડે તેમ નથી.

' માનવજાતનો ઓનો બીજો સુન્દર હિસ્સો તે એકનિષ્ઠાથી અને પરમસેવાર્થે કરતી ' છેતરપીંડી ' અરૂમોલ કે છેતરપીંડીનો વારસો આપનાર નારી સદા છેતરાતી આવી છે. એ છેતરપીંડીના ભેદ-પ્રભેદ પીછાણનાર કેટલા છેતરપીંડીવિશારદ હશે ? શાખા દૂર લેવા જવું પડે તેમ નથી કલબો ને હોટલો, પબ્લીક પાર્કો ને મોટેમાટેરો ને વિદ્યાની વિદ્યા-પીઠો બની ગઈ છે. જ્યાં પ્રતિદિન પ્રેમનાં નાટકો ભજવાય છે. ભોળી કુમારી બાળાઓને ફસાવવા નામો પ્રેમની મન્ત્રો મારી, પ્રેમ-પત્રો લખી, ફોટો મોકલી ને આમ કુપ શિકારી વાંસળીના મોહક સૂરોથી ભોળાં હરણાંને ફસાવી જ્યારે તેને તીરથી વીંધી તડફડાવે છે ત્યારે ! અરે છેતરપીંડીના અજાય ઉદાહરણો સાંભળ્યાં છે કે ફસાવા ખાતર અમુક શેઠની છોકરીને પરણવા બંગલા, મોટર ને ફર્નીચર ભાડે લઇ પૈસાદારીની જાળ પાથરી લગ્ન કર્યાં.

પુરૂષજાતિ તો છેતરપીંડીના કેટલાય દાવ-પેચ જાણે છે. રાજનીતિમાં તો હમેશાં છેતરપીંડી ચાલે છે. પાંચમી કતાર ને સી. આઇ. ડી ખાતાના ( જે રાજનૈતિક છેતર-

પીડીઓ દાવપેચમાં તો તે સ્નાતક છે. સ્ત્રીનું જીવન જ છેતરપીંડી ગણાય તો ) શ્રદ્ધા ને વિશ્વાસ પર અવલંબેલું છે તેની કવિવર પ્રસાદજી કહે છે—

नारि ! तुम केवल श्रद्धा हो
विश्वासरजत नगपदतल में
पीयूष स्रोत सी बहा करो
जीवन के सुन्दर समतल में ।

પ્રકૃતિજન્મ કાર્યક્ષેત્રની ભિન્નતાને પરિણામે બની શકે તે સ્ત્રીએ રાજકરણમાં પ્રત્યક્ષ સહકાર ન આપ્યો હોય પણ ' જે કર ઝુલાવે પારણું તે દુનિયા પર શાસન કરે ' મુજબ તેની પરોક્ષ પ્રેરણાઓ મહાન્ છે. સમય આવ્યે તેણે શત્રુ સાથે મોચો માંડી દાંત ખાટા કર્યા છે ને સિંહાસનોય સંભાળ્યાં છે. અહલ્યા ને લક્ષ્મીબાઇ, છજાબાઇ ને ચાંદબીબી, રૂપસુન્દરી ને મિનળદેવી, ઇલીઝાબેથ અને વિક્ટોરીઆને ઇતિહાસરસિકો ભૂલ્યા નથી ને ?

વર્તમાન રાજકરણમાંય અનેક સ્ત્રીઓએ પ્રત્યક્ષ અને પરોક્ષ સહકાર સાધ્યો છે. રાજકીય સ્વાતંત્ર્ય ખાતર સત્યાગ્રહો ને ચળવળો આદરી છે, કારાગારોય વેઠયા છે. આમ છતાં સ્ત્રીને રાજકરણથી લેવાદેવા નથી. તે ડીક્ટેટરશીપમાં માનનારી છે, આવા અભિપ્રાયો—પૂર્વગ્રહ અને એકતરફી વિચારણાથી બંધાયા છે.

સ્ત્રી કલાસ્વામિની છે, કલાને નીતિ તેના જીવનમાં વણાયેલાં છે. ગાયન, વાદન, નૃત્ય, ચિત્ર, અભિનય, શીવણ, પાકાદિ નાનાવિધ કલાઓમાં તે સહજ નૈપુણ્ય મેળવી લે છે. તેની ચાલ, સંભાષણમાંય કલા નીતરે છે. કલાપ્રાવીણ્યથી સ્ત્રી કાંટાવાળી વાડીને ફુલવાડી બનાવે છે, પથ્થરના પારસ કરે છે. શલ્યાની અહલ્યા સર્જે છે, નરને નારાયણ નીવડાવે છે, સ્ત્રીને લલિતકલા પ્રત્યે વિશેષ રૂચિને આકર્ષણ હોય છે.

નીતિ સ્ત્રીની આત્મા છે. માનવતાની ગબડતી નીતિને ટકાવનાર ' સ્ત્રીની વિરલ ધર્મભાવના ' જ છે. આચારશુદ્ધતાને નૈતિકતાથી જીવન વીતાવનાર નારીસમાજ નીતિભ્રષ્ટ મનાય કે હોટલોમાં માંસ મચ્છી ખાનાર, કલબોમાં પરસ્ત્રી જોડે બોલ ડાન્સ કરનાર, પીઠામાં ગયા ને દ્યૂત રમાનાર, પૈસાને સીગેરેટોના શોખમાં ફુંકનાર, રસ્તે જતી સ્ત્રીનું અપમાનસૂચક અશ્લીલ શબ્દો ને સીટીઓ ને વાહીઆત ગઝલોથી અપમાન કરનાર, સમાજ તરફ લક્ષ્ય તો હશે. નવ્વાણું ટકા સ્ત્રીઓ નીતિમય જીવન વીતાવે છે, જ્યારે વિપરિત જાતિ વિપરિત દશામાં, અને વર્તમાન સહશિક્ષાના પ્રભાવે ભણેલો નારીસમાજને આ અનીતિના અખાડા તરફ દોરનાર કોણ ? પુરૂષો ઇચ્છે છે કે તેમની ભાવિ પત્નીમાં આ બાબતોમાં ફોરવર્ડ (?) બને. બહેનો પણ પોતાના ભાવિ પતિને અનુકૂળ થવા એ પ્રમાણે શિક્ષણ લઇ અવળા માર્ગે દોરાય છે. તેમ ન કરે તો ભાવિજીવન ટ્રેજેડીમાં પરિણમે છે.

વર્તમાન પ્રચલિત વિદેશી સહશિક્ષણનો અમે પ્રાણપણથી વિરોધ કરીએ છીએ. આ શિક્ષા ભારત માટે લાયક નથી, કારણ તે તેના હૃદયની વસ્તુ નથી. શિક્ષા પણ એક છોડવા જેવી હોય છે. જે અનુકૂળ હવા પાણીને ભૂમિમાં વિકસે છે ને પ્રતિકૂળમાં કોહોવાઇને નાશ પામે છે. ધાર્મિક શિક્ષણ સ્ત્રીજીવન માટે જ આવશ્યક નથી, પણ સમસ્ત માનવજાત માટે અનિવાર્ય છે. અન્નવિના દેહ ન ટકે તેમ આત્માનેય ભોજન જોઇએને ? પ્રચલિત સહશિક્ષાને પહેલી તકે અરબી સમુદ્રમાં સમાધિ આપી, પૂર્વપશ્ચિમ શિક્ષાપ્રણાલી જો

મણિકાંચન-સદ્‌યોગ સાધી બાળજીવન અને જમાનાનુકૂળ શિક્ષા આપવી જોઈએ. વર્તમાન શિક્ષાના સૂત્રધારોથી એ આશા અનુચિત નથી.

સ્ત્રીમાં આત્મસમર્પણ વધારે હોય છે. પહેલાં તો તે પાત્રની કસોટી કરે છે ને જ્યારે પાત્રનું અસાધારણ મહત્ત્વ તેના હૃદયને અભિભૂત કરે છે ત્યારે તે બદલાની આકાંક્ષા વિના પાત્રના ચરણોમાં જીવનનું મધુમય દાન કરે છે, પાત્રનું સાહચર્ય સ્વીકારે છે. એમાં જીવન-સાફલ્ય છે. આમ ઉભય જાતિમાં આવા પ્રસંગો ઘટે છે તેમાં નાનમ નથી, અધિક ગૌરવ છે; એ જ જડપ્રકૃતિનું ચેતન રહસ્ય છે.

આમ વિશાળ દૃષ્ટિએ જોતાં સ્ત્રીએ સમાજની અધિષ્ઠાત્રી દેવી છે, જીવનનું નૂર છે, સંસારનું સંગીત છે. સ્વર્ગની સુધા છે. ક્ષમા, દયા, પ્રેમ ને લાગણી તેનું જીવન ઘડાયું છે. સ્ત્રી પુરુષથી તેટલી જ શ્રેષ્ઠ છે જેટલો અંધારાથી પ્રકાશ; પ્રકૃતિથી પતિ પત્ની કરતાં મોટો છે પણ માતા કરતાં પિતા મોટો નથી. ગૌરવમાં ય નહીં જવાબદારીમાં ય નહીં. તેથી જ તેને કોઈ વખાણે કે વગોવે, સન્માને કે અપમાને પણ વિશ્વની આપદાઓને મૂકભાવે સહી વિશ્વનું માતૃત્વ સર્વને "બાળકડાંની" ગણી વાત્સલ્યથી હસે છે. છોરૂ કછોરૂ થાય, માવતર કમાવતર થાય !

## અબળા ?

( અનુષ્ટુપ્ )

તમોને અડકાડી ના મેં ટચલીય આંગળી
પાડીને નામનું આસુ
નેત્રથી નાનકું આંસુ
ઘર, મિત્રો, સગાંવ્હાલાં, સંબંધી, ચાકરો મળી
ધાણધાણ કરી નાખી તમે તો મારી દેવડી !

શ્રી. શશિન્ ઓઝા

# સ્ત્રી જીવનના બદલાતા આદર્શ

લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ.

વેદના જમાનાથી અત્યાર સુધીનું સ્ત્રી જીવનનું અવલોકન કરીએ તો આપણને તેમાં અનેક રોમાંચક વિવિધતા જણાશે, આર્યાવતની સ્ત્રીજાતિનું જીવન કેવા પ્રકારનું જુદા જુદા જુદા યુગોમાં હતું તેનો ચિતાર આપણા ધર્મ અને ઇતિહાસના ગ્રંથો રજુ કરે છે. ચાલો આપણે તેને યુગવાર તપાસીએ.

વેદ અને બ્રાહ્મણ ગ્રંથોના જમાનામાં આ દુનિયામાં વસ્તી ઓછી હતી. જીવનની હાડમારી હતી નહિ. તે જમાનાની સ્ત્રીઓ પોતાનું જીવન કુટુંબ સેવા અને ધર્મજ્ઞાન સંપાદન કરવામાં ગાળતી હતી. વેદના જમાનાનો સ્ત્રીઓનો જીવન આદર્શ ઋષિ પત્નિઓનો હતો. સાદા વલ્કલમાં સજાયલી, ગળામાં ઉપવિત ધારણ કરેલી. શરીરે તંદુરસ્ત અને ધર્મજ્ઞાનમાં તે જમાનાની સ્ત્રીઓ લગભગ પુરૂષની બરાબરી કરતી હતી. અત્રી, અનસુયા વગેરે સતિઓ તે જમાનાના જીવનના આદર્શનો ખરો ખ્યાલ આપે છે પતિ સેવા, રાજ્ય સેવા અને ધર્મજ્ઞાન અને યોગ સાધનાને લીધે તે જમાનાની સ્ત્રીઓ મોટા મોટા ઋષિમુનીયોને પણ હંફાવતી હતી. પોતાના તપોબળથી ચકલીને ભસ્મ કરી નાખનાર તપસ્વી ઋષિનો અહંકાર આર્યવર્તની તે જમાનાની સ્ત્રીઓ ઉતારી શકતી હતી. બેદરકાર અને બીન જવાબદાર લેખકો અને રાજકીય ઉથલપાથલને લીધે પ્રાચીન આર્ય સ્ત્રીઓના જીવન ચરિત્રમાં અનેક અનીચ્છીય વધારા ઘટાડા થવા પામ્યા છે છતાં પણ આપણે એટલું તો જોઇ શકીયે છીએ કે પ્રાચિન ભારતની સ્ત્રી ઘરની રાણી સમાન અને સમાજમાં પુજનીય હતી. રાજકીય ક્ષેત્ર, વ્યાપાર, વાણીજ્ય અને સામાજીક ખટપટમાં ખટપટમાં તે પડતી નહતી. કવિ મૈથીલીશરણ ગુપ્તની નીચેની કડીઓ આપણને આર્યસ્ત્રીના જીવનનો ખરો ચિતાર આપે છે.

અત્રિ–અનસુયા સમું પ્રાહ્રસ્થ્ય દુર્લભ સ્વર્ગમાં,
દાંપત્યમાં જે સુખ હતું જે સુખમળે અપવર્ગમાં;
નીજ સ્વામીયોના કાર્યમાં સમભાગ જે લેતી ન તે,
અનુરાગપૂર્વક યોગ જો એમાં સદા દેતી ન તે;
તો કયમ કેરી કહાવે સદા, અર્ધાંગના સુકુમારીયો,
તાત્પર્ય કે અનુકુળ રે'તી નરવરો ને નારીઓ,
અબળા જનોનું આત્મબળ હતું હિંદમાં એવું અરે,
ચાહે સતિ તો અધિક શું ? રવિ ઉદય પણ રોકી શકે.
જે ક્ષુદ્ર સુદ્રીની દષ્ટિથી, બળી પક્ષી ભૂમી પર પડયું.
તે યોગબળ સતિતેજ આગળ નમ્ર થઇને નમી પડયું.

મહાભારતની લડાઇ પછી ભારતવર્ષમાં અંધકાર વ્યાપે છે અને સ્ત્રીઓની અધોગતિ થાય છે તેમની સામાજીક પ્રતિષ્ઠા ઓછી થાય છે. મધ્યકાળના ધર્મ ગ્રંથકારોએ પણ સ્ત્રીઓની અવગણના કરવામાં બાકી રાખી નથી. છતાં પણ આર્યાવર્તની સ્ત્રીઓએ પોતાનું પ્રાચીનગૌરવ બને તેટલું જાળવી રાખ્યું. મધ્યકાળમાં સ્ત્રીઓને વિદ્યા સંપાદન કરવામાં અનેક મુશ્કેલી નડી. તેઓ લગભગ અજ્ઞાન થઇ ગઇ છતાં પણ તેમણે પોતાનો ગૃહસેવા અને સતિત્વનો આદર્શ અજ્ઞાનપણામાં પણ જાળવી રાખ્યો. મધ્યકાળની આર્યવર્તની અનેક સતિઓના જીવનચરિત્રો આ વાતની સાક્ષી પૂરે છે. ઉંચી કેળવણી લીધા વગર સતિત્વના ઉંચા આદર્શનું પાલન કરવું અને ઉચ્ચકોટીનું ધર્મજ્ઞાન પ્રાપ્ત કરવું તે મધ્યકાળના જમાનાની સ્ત્રીઓની ખાસીયત હતી. મીરાંબાઇ, સંયુક્તા, પદ્મિની

રાણકદેવી અને જસમા વગેરે સતિયોના જીવનચરિત્રો આની સાક્ષી પૂરે છે.

વળી જમાનો બદલાય છે, દેશની રાજ્યકીય અંધાધુંધીમાં ભારતવર્ષની સ્ત્રીઓ લગભગ વીસરાઇ જાય છે, અત્રી અને અનસુયાની પુત્રીઓ ધર્મજ્ઞાન, વિરત્વ અને રાજકીય ક્ષેત્રમાંથી દુર થાય છે. તેને માટે ઘરની ચાર દીવાલો તેજ આખી દુનિયા બને છે. ભારતવર્ષના રાજકીય સામાજીક તેમજ ધાર્મિક જીવનમાંથી સ્ત્રીઓનો અવાજ લગભગ નાબુદ થાય છે અને સ્ત્રીઓ સામાજીક અવનતિમાં છેક તળીયે આવી બેસે છે. સામાજીક અંધકારમાં પુરૂષોની સ્વાર્થવૃત્તિને લીધે અને મધ્યકાળમાં રચાયલા ધર્મગ્રંથોની અસરને લીધે સ્ત્રીઓનો દરજ્જો ઘણોજ હલકો થઇ ગયો. સ્ત્રીઓનું અસ્તિત્વ ફક્ત ગુલામને મળતું થઇ ગયું. સ્ત્રીઓની મનોદશા પણ ગુલામ જેવી થઈ ગઈ. પુરૂષો અને સમાજની દયા પર તે જીવવા લાગી. તેના હક અને સામાજીક અસ્તિત્વ જેવું કાંઇ રહ્યું નહિ. ઉંચી કેળવણી અને ધર્મજ્ઞાન તેમનામાંથી નાશ પામ્યા. એટલું જ નહિ પરંતુ તેમનામાંથી અક્ષરજ્ઞાનનો પણ નાશ થયો. તે જમાનાની સ્ત્રીઓની દશા ઘણીજ દયાજનક થઇ. સ્ત્રીઓની સામાજીક તેમજ ઘરની સ્વતંત્રતા જેવું કાંઇ રહ્યું નહિ. તેમના બધા હકો છીનવાઇ ગયા. આજથી લગભગ ચાલીસ વર્ષ ઉપર સદગત્ ગોવર્ધનરામે રચેલા સરસ્વતિચંદ્ર નામના ગ્રંથમાં, પ્રમાદધનની એંઠી થાલીમાં કુમુદસુંદરીએ અને બુદ્ધિધનની એંઠી થાલીમાં ગુણસુંદરીએ અને બીજી સ્ત્રીઓએ પણ પોતપોતાના પતિની ખાધેલી થાળીમાં વિનાસંકોચે ભોજન લેવાનો ઉલ્લેખ જ્યારે મેં વાંચ્યો ત્યારે મને એમ લાગ્યું કે ભારતવર્ષની સ્ત્રીઓનો કોઇપણ હક છીનવાયા વગરનો બાકી રહી ગયો હોય તો તે પતિની એંઠી થાળીમાં જમવાનો છે !

આ પછી યુગ બદલાતો ગયો. બ્રહ્મસમાજે આધુનિક કેળવણી અને પાશ્ચિમાત્ય સંસ્કૃતિના આધારે અને આર્યસમાજે પ્રાચિન સંસ્કૃતિના આધારે સ્ત્રીઓનો દરજ્જો વધારવાનો જયઘોષ કર્યોઃ સ્ત્રીઓમાં કેળવણી વધતી ગઇ; સામાજીક અને રાજકીય ક્ષેત્રના દ્વાર ફરીને સ્ત્રીઓ માટે ખુલ્લા થયાં. ઉઘાડે પગે ચાલનારી સ્ત્રીઓએ સપાટ પહેરવા માંડી. તે જમાનાના અંધશ્રદ્ધાળુ અને સાંકડા વિચારના લોકોથી સ્ત્રીઓ ધગધગતા ગરમ રસ્તાથી બચવા સપાટ પહેરે તે પણ જીરવાતું હતું નહિ સ્ત્રીઓની સાડી સેથી આખી બાંયના પોલકા અને પગની ચંપલોમાં ધર્મચુસ્તોને સામાજીક અધોગતિ દેખાઇ. બ્રહ્મભક્ષ્રો અને તેમણે સ્થાપિત કરેલી સંસ્થાઓએ સ્ત્રીઓની પ્રગતિ વિરૂધ ઘણો જ ઉહાપોહ કર્યો. પરંતુ સ્ત્રીઓના સ્વતંત્રતાના પૂરના પાણી તેમનાથી વળાયા નહિ.

જમાનો આગળ વધતો ગયો. સ્ત્રીઓએ અંગ્રેજી કેળવણી લેવા માંડી, તેમના પહેરવેશમાં ફેરફાર થયો, તેમની મનોદશા પણ બદલાઇ અને જે સ્ત્રીઓ ઘરના ઉંબરાથી બહાર પગ મુકતી ન હતી તે પુરૂષવર્ગના દરેક ક્ષેત્રમાં ભાગ લેવા માંડી રાજકીય આંદોલને તેમને આકર્ષી અને દેશની આઝાદીના પ્રયત્નમાં સ્ત્રીઓએ અજબ અને આશ્ચર્યજનક ફાળો આપ્યો. જે જેલખાનાથી પુરૂષો પણ થરથરતા હતા તેમાં સ્ત્રીઓ રાજીખુશી અને હોંશથી ગઇ. કોંગ્રેસની સ્વયંસેવીકાઓની કેસરી સાડીએ જગતનું ખાસ ધ્યાન ખેંચ્યું. આધુનિક યુગની હીંદી સ્ત્રી હવે ફક્ત ઘરની ચાર દીવાલોમાં જ રહેવા માંગતી નથી. ઘર ચલાવવાની ફરજ ઉપરાંત તેમણે પુરૂષોના દરેક કાર્યક્ષેત્રમાં ફતેહમંદીથી ભાગ લેય છે. ધર્મચુસ્ત અને જુના વિચારના લોકો એ પણ તેમની યોગ્યતા

સ્વીકારી. સ્ત્રીઓના ગુંટવાઇ ગયલા હક્કો પાછા આપવા માટે એ બે નવા કાયદાઓ ઘડાયા બીજા ઘડાવાની તૈયારીમાં છે. હાલની સ્ત્રી એક ગૃહીબળ બનવા ઉપરાંત યોગ્ય શહેરી અને દેશની આઝાદી મેળવવા માટે સૈનીકા બનવા માંગે છે. તેની મનોદશા અને ".સૈનીકા" બનવાની ધગશનો ખરો ચિતાર ઉત્તરહિંદના પ્રખ્યાત હીંદી કવી માખનલાલ ચતુર્વેદીએ પૌલખેલા સૈનીકા નામના કાવ્યમાં આબેહુબ આપ્યો છે. આ કાવ્ય ઘણુંજ વધુ મધુર અને સુંદર માટે તેનો ગુજરાતી અનુવાદ હવે પછીના અંકમાં આપીશ.

## દૂર જતી સખીને—

જાતાં જાતાં તો જરા થોભ.
સખીરી જાતાં જાતાં તો જરા થોભ.

ત્હને હૈયાને હેતે ઝુલાવું.
સખી અશ્રુના નીરે નવરાવું.
જાતાં જાતાં તો જરા થોભ.

ત્હને પ્રેમને પૂજાપે વધાવું.
સખી પુષ્પના પરાગેં મ્હેકાવું.
જાતાં જાતાં તો—

ત્હને નયનોના તેજે અળકાવું,
સખી વાણી વિલાસે રંગાવું.
જાતાં જાતાં તો—

ત્હને પ્રેમની બંસી સુણાવું
સખી ઉરને હિન્ડોલે હીંચાવું!
જાતાં જાતાં તો—

ત્હને સૌજન્યના શણગાર સજાવું,
સખી સેવાના મંત્ર હું સુણાવું.
જાતાં જાતાં તો—

ત્હને સાડી લજ્જાની પ્હેરાવું,
સખી પ્રેમનાં પુષ્પે વધાવું.
જાતાં જાતાં તો જરા થોભ
સખીરી જાતાં જાતાં—

સૌ. સત્યબાળા વિમોચનરાવ દેસાઇ

# સિંહની બોડમાં

લેખક :
શ્રી. રમણિકલાલ જ. દલાલ

[ ગયા અંકથી ચાલુ ]

રઘુનાથની સરદારી નીચેની ટુકડીમાં બાર જ યોદ્ધાઓ બાકી રહ્યા. દરેક સખત ઘવાયા હતા. એમણે મહાલય તરફ ઝડપી પીછેહટ કરી, એવામાં ડાબી બાજુથી વીર-ગર્જના ગાજી રહી. જયસિંહે બાજુ પરથી શત્રુઓ પર હલ્લો કર્યો. બીજા દરવાજા પર મૂકેલી ટુકડીઓમાંથી અર્ધા સૈનિકો બોલાવી, મુખ્ય દ્વાર પડતાં, એ કુમકે દોડી આવ્યો. બમણા જોરથી રજપૂત ટુકડી દુશ્મનો પર તૂટી પડી. પરંતુ એ વર્ચસ્વ ક્ષણિક જ હતું. સમ્રાટના ફસાયલા સૈનિકોએ પરાક્રમ દાખવવા માંડ્યું ને રજપૂત ટુકડી ક્ષીણ થતી ગઈ. એમના સંપૂર્ણ વિનાશ માટે હવે સમયની જ વાર હતી.

રઘુનાથ લડતાં લડતાં મરાયો. એટલે જયસિંહ એકલોજ સેનાપતિ રહ્યો. વીરટુકડીની આગેવાની લઇ એણે તસુએ તસુ જમીન માટે યુદ્ધ માંડયું. એક મુઘલ તલવારના પ્રહારથી એની તલવાર તૂટી ગઇ. હાથમાંથી શસ્ત્ર જવાથી જયસિંહ શત્રુની દયા પર રહ્યો. એને છેવટનો ઘા કરવા તલવાર ઉંચકાઈ પરંતુ એ નીચે આવે તે પહેલાં જ એનો સામનો કરનાર જમીન પર ઢળી પડયો. એક તીર એના વક્ષઃસ્થલની આરપાર નીકળી ગયું.

જયસિંહ અજબ થઇ નજર માંડે ત્યાર પહેલાં બીજું તીર આવી આગળ ધપતા બીજા સૈનિકને વધેરી ચૂકયું. પાછળ ઉંચેથી તીર આવતાં હતાં. ગઇ સંધ્યાએ ધનુર્વિદ્યા અજમાવતી કુમારિકા એને યાદ આવી. એણે નજર ફેરવી તો એજ નાજુક આકૃતિ પાછળની અગાશી પર ઉભી ઉભી શરસંધાન કરી રહી હતી. લાંબો સમય એ થંભી શકયો નહિ. એક મૃત સાથીદારની તલવાર ઉંચકી એણે યુદ્ધમાં ઝંપલાવ્યું.

હવે મુકાબલો ઘણોજ અસમાન થઈ પડયો હતો. સમ્રાટના સૈનિકોની એક મોટી સંખ્યા આંગણામાં ધસી આવી. એક મજબુત પ્રહાર જયસિંહના મસ્તક પર પડયો. એ જમીન પર ઢળી પડયો, આગળ વધતા સૈનિકો નીચે કચરાયો. સૈનિકો ગઢ તરફ દોડયા. પછી બધે અંધકાર વ્યાપી ગયો.

જ્યારે જયસિંહ ભાનમાં આવ્યો ત્યારે આંગણામાં શબોના ઢગલા પડયા હતા. મહાલયનો કબજો કરી બેઠેલા મુઘલ સૈનિકોની ઘુમાઘુમ એ સ્પષ્ટ સાંભળી શકતો. કોણીને ટેકે ઊંચા થઇ એણે ચોમેર નજર કરી તો રાજકુમારી રત્ના એની પડખે જ ઊભી હતી.

"એ લોકો ગઢ લૂંટવામાં પડયા છે." એની વણબોલી પૃચ્છાનો એણે જવાબ વાળ્યો, "બાલકુમાર ને રાણીઓ હમણાં જ એમના પંજામાં સપડાશે. આપણે ધાર્યું ધૂળ મળ્યું." બોલતાં બોલતાં એનો સ્વર સહેજ ધ્રૂજ્યો.

"ધૂળ મળ્યું ? ના. ના. પ્રભુની કૃપાથી હજી યે વિજય આપણોજ થશે. ત્વરાથી એ ગઢ પાછળ સરકી ગયો ને પાછળની ઓરડી તરફ ડગલાં ભર્યાં. રાજકુમારી એની પાછળ જ રહી. એમના પર કોઇની યે નજર પડી નહિ. સૈનિકો રાજમહાલય લૂંટવામાં પડયા હતા.

જયસિંહ ઝડપથી પાછળની ઓરડીએ પહોંચ્યો, એક જર્જરિત દ્વારને ધક્કો મારી તેણે અંદર પ્રવેશ કર્યો. ઓરડી ખાલી પડી હતી, પરંતુ તેની એક દિવાલમાં તાજું વિશાળ ગાબડું પાડેલું જણાયું. થોડે દૂર

એક સંત્રી ને એક સ્ત્રી ઊભાં હતાં. સ્ત્રીની નજર જયસિંહ પર પડી કે બન્ને તેના તરફ દોડી આવ્યાં. આવનાર સ્ત્રી બીજી કોઈ નહિ પણ ખોવાયલી દાસી પદ્મા જ હતી.

" અરે, આ તો રાજકુમારી રત્ના " પાસે આવતાં જ પદ્મા મજાકમાં બોલી, " આ લોહીછાંટયો વીરયુવાન કોણ છે ? તમે ઓરડીનાં વાસીઓની ચિંતામાં પડયાં જણાઓ છો. પરંતુ એમને ગયે તો એક કલાક ઉપર થયું. તમે આગલું મુખ્ય દ્વાર રક્ષવાની પંચાતમાં પડયા હતા તે વખતે કેટલાક મુઘલ અમલદારો આ દિવાલ તોડી બાલયુવરાજ ને છૂપાયલી રાણીઓને ઉઠાવી ગયા, અરે, આમ બાધા કેમ બની ગયા ? કોઈ જાણતું નહોતું એવો તમને ખ્યાલ હતો પરંતુ અહીંની તમામ હિલચાલથી દરબારને નિયમીત રીતે વાકેફ રાખવામાં આવતા હતા.

જયસિંહના પગ સ્થિર રહી શક્યા નહિ. રત્નાએ એને ટેકો કર્યો ન હોત તો એ જમીન પર ઢળી પડત, હવે તો એમની બાજી નિષ્ફળ ગયેલી જ ગણી શકાય. એમનાં બધાં જ પરાક્રમ, આટલા બધા વીર યોદ્ધાઓનું આત્મસમર્પણઃ બધું જ વૃથા ગયું ! ને બધું જ આ સ્ત્રીજાસુસના પાપે. કુશળતાની રચેલી તમામ બાજી એણે ધૂળ મેળવી. એનું સઘળું તેજ હણાઈ ગયું. ફક્ત દિવાલને ટેકે જ એ ટકી રહ્યો.

આ નિરાશાના ઝોલામાંથી એને રત્નાએ સાવધ કર્યો એનો હાથ ઝાલી એને ઝૂંપડીમાંથી બહાર લીધો.

" આપણે અહીંથી સત્વર રવાના થઇ જવું જોઇએ. " એના કાનમાં તે બબડી " સૈનિકો આ બાજુએ જ આવી રહ્યા છે."

" ભલે આવે, આપણી બાજી ધૂળ મળી ગઇ છે. હાથમાં તલવાર રાખી રજપુતો પેઠે હસતે મોઢે મરવા સિવાય હવે શું બાકી રહ્યું છે ? "

" હજી ઘણું યે બાકી રહ્યું છે, અત્યાર સુધી ઘણાય રાજકેદીઓને અગાઉ છોડાવવામાં આવ્યા છે. એવો પ્રયત્ન કરનારની હજી ખોટ પડી નથી. "

પ્રવૃત્તિની આશાએ જયસિંહ સજીવન થયો. પાસે જ એક હયશાળા હતી. એમાંથી બે ઘોડા તૈયાર કરી તેઓ સ્વાર થયાં ને આગલું મુખ્ય દ્વાર સુનું હતું તે તરફ દોડાવી ગયા. ત્યાંથી રસ્તો કરી નૈઋત્ય માર્ગે પરવર્યાં. કેટલાક સૈનિકોની એમના પર નજર પડી પણ કોઇએ એમની આડે આવવાની હીંમત કરી શક્યું નહિ.

" આજ રસ્તે તેઓ ગયા લાગે છે. " રત્નાની અવલોકનશક્તિ સતેજ થઇ "જુઓ આ રહ્યાં ઘોડાનાં પગલાં. શરૂઆતમાં દશ બાર ઘોડાનાં જ પગલાં હતાં પરંતુ પાછળથી બીજા ઘોડા તેમને આવી મળ્યા જણાય છે."

" તમારી દૃષ્ટિ ચકોર લાગે છે, રાજકુમારી ! પરંતુ એ દિલ્હીથી દૂર શું કામ જાય ? "

" વધારે ગુપ્તતા જાળવવા કોઇ વેરાન કિલ્લો કેદખાના તરીકે પસંદ કર્યો હોય, એ બનવા જોગ છે " રાજકુમારીએ કલ્પના દોડાવી.

ઘોડેસ્વારોનાં પગલાં અનુસરવાં એ ઘણું જ સહેલું કાર્ય હતું. તેમણે દિલ્હીની હદ સત્વર વટાવી દીધી. થોડી જ વારમાં વસ્તી જંગલી પ્રદેશમાંથી તેઓ પસાર થઇ રહ્યા. હવે સૂર્ય પશ્ચિમ તરફ નમતો હતો. બન્ને ઘોડેસ્વારોએ પોતાના ઘોડાને એડી મારી. રાત્રિ પડતાં પહેલાં આગળની ટુકડીને પહોંચી વળવા તેમણે નિર્ધાર કર્યો.

આમ દિલ્હીથી નવેક માઇલ કાપ્યા ત્યારે ક્ષિતિજમાં ધૂળનાં વાદળ ચઢતાં દેખાયાં. ઘોડેસ્વારોની એક ટુકડી આગળ કૂચ કરી રહી હતી. એથી વધારે તેઓ કાંઇ જ કળી શકયાં નહિ; કારણ કે ધૂળના ગોટા સઘળું આવરી લેતા હતા.

" રાજકુમાર જ હોવા જોઇએ " રત્નાની અધીરાઇ વધી પડી.

" એમ જ લાગે છે " જયસિંહે હાકોટો ભણ્યો.

તેઓ ધીમા પડ્યા. તેમની ઇચ્છા એ ટુકડીને નજર બહાર ન જવા દેવાની જ હતી. થોડીક વારે રત્ના એકાએક થંભી ગઇ.

" આ શું ? " તેણે ધ્યાનથી કશુંક સાંભવી પૂછ્યું. પાછળથી પણ કેટલાક ઘોડેસ્વારો મારતેઘોડે આવી રહ્યા હતા.

" ઘોડેસ્વારોની ટુકડી! આપણી પાછળજ તે પડી જણાય છે. "

" રાજકુમારને લઇ જતી ટુકડીની કુમક આવતી હોય " જયસિંહ બોલ્યો.

હવે ઘોડાની ખરીઓના અવાજ સ્પષ્ટ સંભળાવા લાગ્યા. આજુબાજુ નજર કરતાં એક ગુફા જેવું જણાયું. બન્નેએ પોતાના ઘોડા એ તરફ વાળી લીધા. એક નાનકડી ટેકરીની પછીતે લપાઇ ગયાં. એક મુઘલ ઘોડેસ્વાર ટુકડી આગળના ઘોડેસ્વારોની ટુકડીને પહોંચી વળવા આકાશપાતાળ એક કરી રહી હતી.

હવે આગળ જતી ટુકડીને પાછળ આવતી ટુકડીનું ભાન થયું. આગલી ટુકડીનો એક ભાગ પાછો વળતો જણાયો. પાછળ આવતી ટુકડીની સામે આવી રહ્યો.

" આપણે ભૂલ કરી " એકાએક રત્ના બોલી ઉઠી. આગલી ટુકડી રજપુતોની હતી.

એનું કહેવું ખરું હતું. બન્ને ટુકડીઓ પુરજોસથી અથડાઇ ને થોડીજ ક્ષણમાં ઘણા ઘોડેસ્વારો ધૂળ ચાટતા થઇ ગયા. પછી રીતસર યુદ્ધ મંડાયું. ઘણા મુઘલો રણમાં રોળાયા. રજપુતો પણ છેલ્લી ઘડી સુધી લડી રહ્યા. એમનાં શબ ઉપર થઇ બાકીના બાદશાહી સૈનિકો આગળ વધ્યા.

ટેકરી પાછળના બન્ને ઘોડેસ્વારો આતુર દિલે યુદ્ધ નિહાળી રહ્યા. એક વાર જયસિંહે પોતાના ઘોડાને એડી પણ મારી. યુદ્ધમાં હાથ અજમાવવા એ તલપાપડ થઇ રહ્યો હતો, પરંતુ પુષ્કળ ઘવાયલો ને થાકી ગયેલો હોવાથી એ પ્રયત્ન એને ભારે પડ્યો. એ મૂર્છા ખાઇ ઢળી પડ્યો. રત્નાએ સારવાર કરી એને જાગૃત કર્યો. બીજો પ્રયત્ન કરવા એ ખૂબજ અશક્ત બની ગયો હતો મુઘલ ટુકડી પણ એમની દૃષ્ટિમર્યાદાની બહાર નીકળી ગઇ હતી.

એક કલાક પછી પેલી મુઘલ ટુકડી એમની નજરે ફરીથી પડી. એમની સંખ્યા ઘણી જ ઘટી ગઇ હતી, થાકેલાં પ્રાણીઓને આવ્યા એ રસ્તેજ તેઓ પાછા દોરી રહ્યા હતા. એમની પાછળ ઘવાયલા ને મૃત્યુ પામેલા સૈનિકો વચ્ચે આઠ ઘોડેસ્વારો શત્રુઓને પાછા જતા જોઇ રહ્યા હતા.

જયસિંહે એમને તુરત જ પીછાની લીધા ને તાબડતોબ એમને જઇ મળ્યો.

" કેવું લોહીઆળ કામ ? " એમનો આગેવાન બોલ્યો, " પરંતુ છેવટે આપણો વિજય થયો છે. જુઓ, શત્રુઓ નિર્બલ પગલે દિલ્હી તરફ સિધાવી રહ્યા છે. "

" પરંતુ રાજકુમાર ક્યાં ? દુર્ગાદાસ "

" યુવરાજ સલામત છે. મુઘલો આપણી છૂપી વાત જાણી ગયા છે એવી મને ગંધ આવી! મેં આપણી યોજના એકદમ બદલી નાખી. આખી રાત મેં આપણાં માણસો દિલ્હીમાંથી એકઠાં કરવામાં ગાળી. તમે ને રઘુનાથ શત્રુને આગલે દરવાજે રોકી રહ્યા હતા તે વખતે અમે ધીમેથી પાછલા ભાગમાં ગયા ને દિવાલમાં ગાબડું પાડી રાણી ને રાજકુમારને સ્વાધીન કર્યો. અમે મુઘલ સ્વાંગમાં હતા એટલે બહારના સંત્રીઓએ પણ અમને મદદ કરી. "

" પણ મુઘલો આપણી છૂપી વાત જાણી ગયા હતા એ તમને શી રીતે સમજાયું ? "

" કેવળ કિસ્મતની કરામતથી. રાજ-કુમારી રત્ના ધનુર્વિદ્યા ખેલી રહી હતી એ આપણે ગઇ સંધ્યાએ અગાશીમાંથી જોયું. મેં નવી દાસીને ધીમેથી એક બાણ ઉપાડી રત્નાને આપતાં જોઇ. દિવાલ બહાર આવેલા વૃક્ષોના ઝૂંડમાં એ બાણ ફેંકવામાં આવ્યું. હું આ જોઇ વિચારમાં પડી ગયો. એવામાં તે દિપકથી નિશાન કરતી પકડાઇ. હું એકદમ બહાર ગયો. પેલા વૃક્ષના ઝૂંડમાં ફરી વળ્યો. પેલું બાણ શોધી કાઢ્યું. એના છેડે એક ચીઠ્ઠી બાંધેલી હતી. તે ઉપરથી આપણા પર જાસુસી થઇ રહી હતી તેનો મને ખ્યાલ આવી ગયો. આપણી વાત છૂપી રહી નહોતી એમ હું તુરત કળી ગયો હું પાછો ફર્યો તો સૈનિકોએ મને અંદર પ્રવેશ કરવા દીધો નહિ. એટલે પગલું ભરવાનો સમય ભરાઇ ચૂક્યો હતો એની મને ખાત્રી થઇ. ને મેં કાર્ય આરંભી દીધું. પ્રભુનો આભાર માનો કે બાલયુવરાજ જોધપૂરના માર્ગે વિદાય થઇ ગયા છે. "

[ ૪ ]

" તમારી ધનુર્વિદ્યાનાં તો ગજબ પરિ-ણામ આવ્યાં, રાજકુમારી " અર્ધાં કલાક પછી જયસિંહે કહ્યું. દુર્ગાદાસ ને સૈનિકો આગળ હતા. આ બે જણ જાણી જોઇને ધીમાં પડયાં હતાં.

" મારી દાસી દગાબાજ નીવડી તેમાં મારો શો દોષ ? " રાજકુમારીએ ઉત્તર દીધો.

" એમાં તમારો દોષ નહિ પણ બીજા શરસંધાન માટે તો ખરો જ. "

" તમારા પર તૂટી પડનારના જાન લીધા એ "

" હા, તમે મારા પ્રાણ બચાવ્યા એ વાત હું વિસર્યો નથી, પણ હું તો બીજા જ શરસંધાનની વાત કરૂં છું. "

" બીજાં કેવાં શરસંધાન ? વળી " રત્ના ચકિત થઇ.

" કામદેવનાં રતો. એમણે તો એવા ઘાવ કર્યા છે કે રૂઝાવા પણ મુશ્કેલ છેઃ તમે ઉપાય કરો તો જુદી વાત. "

રત્ના મુગી રહી.

" મારે ઉપાયની આશામાં જીવવું કે ઘાની પીડાથી અપશરણ થવું ? ?" જયસિંહે ફરી વિનવણી કરી.

" હું શી રીતે ના પાડું ? " રત્નાએ છેવટે ઉત્તર દીધો, " રજપુતના ગૌરવ માટે તમે જે કર્યું તે ઓછું છે ? "

(સંપૂર્ણ)

# બૈરાં બુદ્ધિ પાનીએ ?

લેખક :
શ્રી. જદુરાય ડી. ખંધડીઆ

[ ગયા અંકથી ચાલુ ]

### ૩ રેશનીંગ ખાતું ચાલુ પીએ છે !

અમે બધા ડાહીબ્હેનના ઘરમાં આવીને બેઠા. ચાર વાગ્યાને ટકોરે નગીનભાઇને તેના ચાર ઇન્સ્પેકટર સાથીઓ જ નહિ પણ તેના ખાતાંના અમલદાર અને પચાસ ઇન્સ્પેકટરોનું ધાડું આવી ચડ્યું. ઘરમાં આવડું મોટું લશ્કર માય તેમ હતું નહિ એટલે ફાડીને મારવા આવેલાં આ કટકમાંથી ૪૦ ને બ્હાર ઉભા રાખ્યા ને તેનો પારસી મુખ્ય અમલદાર નગીનભાઇ અને તેના દશ ઇન્સ્પેકટરોને લઇ ઘરમાં દાખલ થઇ, અમને સૌને સાહેબજી સલામ કરી, ડાહીબ્હેનની ઓળખાણ કરીને તેને ઉદ્દેશી કહ્યું:—

અમલદાર : "બાનુ, મને માફ કરજો, બેઅદબી; પન, આય ટમારાં માટીરાં, મીસ્તર નગીનભઇ જેવણ સરકારના વફાદાર ઇન્સ્પેકતર છે, તેવણે આચ્ચાડીસથી પોટાના જ ઘેરને વરે કાલીબજારના ખાંન–ઘાંસલેત ઘેરમાં ટમોએ છૂપાવીઆય ટેવી ફરિયાડ કાઢીય કારન કે ટેવનના કહેવા મુજબ ટમો એવન ને એવનના ડોરટ આપનાવે ને રોજ ઠઠ પકર વખટ ચાહ પીવારે જાઓય ટે મકુંને એટલા ખાંન–ઘાંસલેત ટમે મડારીની ટોપલીની માફક ઘેરમાંથી કઢાવેછ રે કઢાવી નીકલેય ટે શોઢી કઢાવવા અમે આયાચ; માને ટમે જો માની જાઇને બટાવસો ટો ટમારો ગુનહે માફ કરીસું ને નહિટર..."

ડાહીબ્હેન : નહિટર બહિટર ફાંસીએ ચડાવજો. જાણે જાઓને સાહેબ, મારા ઘરમાં ખાંડ ઘાંસલેટ છે જ તે હું સાચું કહું છું પણ તે તમારા ઇન્સ્પેકટર સાહેબની ચાદવની રેવા ભાળવા. છતાં તેમણે આ દરોગા પોતાને જ ઘેર પકડાવ્યો તો ભલે. તેમનામાં એકલામાં હીંમત નહિ હોય તે તમને બધાને સાથે લઇ આવ્યા. તો ભલે આ રહ્યું ઘર. તમે ખૂણે ખૂણો તપાસી લ્યો. ને તાકાત હોય તો ખાંડ ઘાંસલેટ શોધી કાઢો. જો શોધી કાઢો તો મને સજા કરાવજો એટલું જ નહિ પણ હું તમને મારી આ સોનાની માળા ઇનામમાં આપીશ. આ તો એક સરકારી બુદ્ધિ અને બાપડા બુદ્ધિ વિરૂદ્ધ બૈરાં બુદ્ધિની કુસ્તી છે. માટે જાઓ–શોધી કાઢો."

મારા પેટમાં તો તેલ રેડાતું હતું કે આવા વફાદાર ને બ્હાદુર ડાહીબ્હેન બીચારા પકડાઇ જશે તો ? મગનભાઇ, નગીનભાઇ તરફ જરા ગુસ્સાથી જોતા હતા. પણ ચતુરભાભી તો ડાહીબ્હેનને બથડામાં લઇ તેની પીઠ પર હાથ ફેરવતા હતા.

એ એકાવન સરકારી બાપડાઓએ આખું ઘર વીંખ્યું. બરણી, ડબ્બા, પીપ, પાણીની પવાલી, પેટી, પટારા, કબાટ, ટેબલ તેમજ ભોંય અને ભીંત પણ ખખડાવી જોઇ. પણ ક્યાંય ખાંડ કે ઘાંસલેટ હાથમાં ન આવ્યા. સ્ટવ ખાલી હતો. ખાંડની બરણીમાં નવટાંક ખાંડ પડી હતી. બાકી હતું તે નગીનભાઇ કોલસાનો કોથળો ઉંધો પાડીને તપાસતા હતા. પણ તેમાંથી કોલસા જ નીકળ્યા, એટલે હાથ કાળા થવાથી ચોકડી પાસે પડેલા ઉન્ડું પાણી કરવાના બંબાનો નળ ઉઘાડી હાથ ધોવા ગયા. પણ બંબો ખાલી જણાયો એટલે એમણે બૂમ મારી કહ્યું:—

" કેમ ડાહ્યલી ? આજે બંબો પાણીથી નથી ભર્યો ? "

ડાહી કહે : " બબ્બે પવાલી, એક

તાંબાની ને એક પિત્તળની તો ભરી રાખું છું પણ કેટલુંક પાણી જોઇએ ? વળી તમે લોકોએ કોલસાનો કંટ્રાલ કરીને તે પણ મોંઘા કર્યા એટલે હવે બંબો વાપરવો બંધ કર્યો છે ને દેગડીમાં ચૂલા પર પાણી ગરમ કરી લઉં છું. "

આ સાંભળી નગીનભાઇએ પીત્તળની પવાલીનો નળ ખોલી તેમાંના પાણીથી હાથ ધોયા. તે જોઇ ડાહીબ્હેન બોલ્યાઃ—

**ડાહીબ્હેન :** " એ પિત્તળની પવાલીનું પાણી તો વાસી ને ડોળું છે તે તમારે હાથે કીડીઓ ચટકાં ભરશે માટે પેલી તાંબાની પવાલીમાંના સ્વચ્છ પાણીએ હાથ ફરી વાર ધોઇ નાખજો. "

નગીનભાઇ અને તેનો પારસી અમલદાર આ રીતે ધોયેલ મૂળા જેવા ચાટ પડયા ને ઘરમાંથી કંઇ ન નીકળ્યું ત્યારે પેલો અમલદાર નગીનભાઇને આવી ખોટી ફરિયાદ કરી પોતાની વ્હાલી પત્નીને મુસ્કેલીમાં મૂકવા માટે અને આખા ખાતાના ઇન્સ્પેકટરોને હેરાન કરવા માટે વઢવા માંડયો. એ સાંભળી, ડાહીબ્હેન બોલ્યાઃ

**ડાહીબ્હેન :** " તમે તેમને અમથા ન વઢો. એમની વાત તો ખરી છે જ. બાકી તમને લોકોને દરોડા પાડતાં અને બૈરાંઓની બુદ્ધિ પકડતાં નથી આવડતું. મારા ઘરમાં ખાંડ ઘાંસલેટ ઘણા છે. મશ્કરી નથી કરતી. કહેતા હો તો પાંચ કપ નહિ પણ તમારા બધા ઇન્સ્પેકટરોની પલટણ માટે હમણાં જ રસોડામાંથી ૫૦ કપ ચાહ સ્ટવ પર બનાવીને હાજર કરૂં. પણ એક શરતે કે હું મરજાદણ હોવાથી નાહીને ચાહ બનાવીશ એટલે રસોડામાં બારણા બંધ કરીને મને નાહવા દેવી પડશે. "

**પારસી અમલદાર :** " ટમારી શરટ માય કબુલ છે ને જો ટમે ૫૦ કપ ચાહય બનાવી લાવો ટો હું ટમુને ૫૦ રૂપીઆ ઇનામમાં આપસ ને વઢારામાં આય ટમારા માટીરાંને ટમે કેહી ટે સજા કરસ. "

તે પછી ૧૫ મીનીટમાં ડાહીબ્હેને રસોડામાં નાહી લઇને બારણા ઉઘાડી ૫૦ કપ તૈયાર ચાહ હાજર કરી, ત્યારે અમને સર્વને આશ્ચર્યમાં ગરકાવ કરી નાખ્યા. કહેવાની જરૂર નથી કે પેલા અમલદારે ૫૦) રૂપીઆ ડાહીબ્હેનના હાથમાં બ્રાઇ તરીકે મુકયા ને તેની બુદ્ધિની કદર કરી અને નગીનભાઇને, ડાહીબ્હેનની આજ્ઞા મુજબ એવી સજા કરી કે તેણે હવે પછીથી ૫૦) રૂપીઆની ફી સિવાય આવા દરોડા પોતાને ઘેર ન પાડવા અને ચાહય પીવી ઓછી કરવી.

**અમલદાર :** " ડાહીબ્હેન, અમે હારીયાય. ટમારી બૈરાં બુદ્ધિકી મહેરબાની કરી કેહો કે ખાંન-ઘાંસલેટ તમે કહાં છુપાવી વ ?

હજી તો ડાહીબ્હેન બોલે તે પહેલાં જ ચતુરભાભી બોલી ઉઠયાઃ—

**ચતુરભાભી :** " માફ કરજો સાહેબ, એ વાત નહિ બને. જોઇએ તો તમારા રૂ. ૫૦) પાછા લ્યો. અમે બૈરાંઓ સરકારને અમારી બૈરાંશાહી રીતો શીખવાડીને બીજાના ઘર ભંગાવવા નથી માંગતા. "

**મગનભાઇ :** "સાહેબ, Be a sport and don't pren such a point of Self-confession "

મેં કહ્યું : " બાવાજી, ટમે તો Romantic કેમ છેઓ. નાં ખટી કરીને વરી અને જરા વેરી જાઓ કારન કે ટમારા ગીયા પછી એ ખાનગી વાટ જાનવા હું પેરે બી ટલને પાપડ ઠઇ રહીચ કરીને. "

મારી વાત સાંભળીને પારસી બાવા પોતાનું ધાડીયું લઇ હસતાં હસતાં ચાલ્યા ગયા ને નગીનભાઇને મૂકતા ગયા.

'મેં કહ્યું : " ડાહીબ્હેન, અમારી તો બધાંની બુદ્ધિ બ્હેર મારી ગઇ છે, કંઇ સમજણ નથી પડતી. હવે તો તમે ક્યાં ખાંડ ધાંસલેટ રાખો છો તેનો ખુલાસો કરો તો સમજણ પડે ને અમને પણ એ નુસખો કામમાં લાગે. "

ડાહીબ્હેને નગીનભાઇ સામુ જોઇ ચતુરભાભી તરફ સૂચક દ્રષ્ટિ ફેંકી. એટલે ચતુરભાભીએ કહ્યું:—

ચતુરભાભી : " જુઓ જદુભાઇ, સાચું કહેવાની મનાઇ છે. પણ તમે પેલી કહેવત બોલ્યા હતા તેમાં જ એ ખુલાસો આવી જાય છે. ખેરાં બુદ્ધિ પાનીએ એમાં જ ખાંડ ધાંસલેટ છુપાવેલા હતા અને છે અસલ કહેવત એમ છે કે

બાળક બુદ્ધિ વાંદર મસ્તી,
પુરૂષ બુદ્ધિ પાણીએ;
સાઠી બુદ્ધિ જાય નાઠી,
ખેરાં બુદ્ધિ પાણીએ

હવે સમજી શકો છો ? હજીયે ન સમજી શકો એવા ઠોઠ હો તો પેલો બંબો ઉઘાડીને સુંઘી જુઓને, પીત્તળની પવાલીનું પાણી ચાખી જુઓને—"

(સંપૂર્ણ)

# પ્રેમની પારાશીશી


મૂળલેખક : શ્રી. યશપાલ
અનુવાદક : શ્રી. સુભદ્ર ગાંધી


[ ગયા અંકથી ચાલુ ]

સૌંદર્ય જોવું એણે હવે છોડી દીધું હતું. એણે સૌંદર્ય પૂર્ણતયા જોઇ લીધું હતું ! એક જ વાત એના મનમાં સમાઇ રહી હતી. એ હતી પેલી છોકરીની નિષ્કટ સહજતા. સંકોચ અને લજ્જાથી બેવડી વળી જનારીઓ, શરમથી લાલ દીવા જેવી બની જનારીઓને એણે ખૂબ જોઇ નાખી હતી. અને હવે તો એમની વાતનો વિચાર સુદ્ધાં કરવાનું એને મંજુર નહોતું. પરંતુ મનુષ્યના દુઃખને વધારે તીવ્ર બનાવવા માટે અદૃષ્ટનો એ જ યોગ છે કે જેને માણસ ભૂલી જઇ મનથી દૂર કરવા ઇચ્છે છે, એ જ વસ્તુ માણસના મનમાં એથી ય વધારે સ્પષ્ટ રૂપે પ્રતિધ્વનિત થઇ ઊઠે છે.

એની એ વિરોક્તમાં રૂપા પ્રત્યે ઘૃણા જગવવા જતાં ને એની સ્મૃતિને ધુતકારી કાઢવા જતાં એ નિરંતર જુદે જુદે સ્વરૂપે આવીને વર્મા સામે ખડી થઇ જાય છે. રૂપા પ્રત્યેની ઘૃણાના આ ગાઢા ધુમ્મસમાંથી અસ્પષ્ટ, કાંપતા પ્રકાશનું એક બિંદુ એને દેખાયું. પિતૃષ્ણાના અથાગ સમુદ્રમાં તરફડી મરતો વર્મા એ બિંદુ તરફ જોવા લાગ્યો. વર્માએ એનો આશરો પામવા માટે હાથ લંબાવી દીધા. એ પ્રકાશ હતો—પેલી કોયલાવાળી, ડાબા પગ વડે જમણા પગની એડી પંપાળતી જમણો હાથ લંબાવી, સિગારેટ માગતી હતી—કેવી નિષ્કપટ સરળતા ! એને સિગરેટ માગતાં ય બિલકુલ સંકોચ થતો નથી: કેટલા વિનયપૂર્વક, પરંતુ નિઃસંકોચ ભાવે એણે કહ્યું. "બક્ષીસ આપત તો...!"

પેલાં શિખરો પરનાં પીગળી જતા બરફના જળ જેવી નિર્મળ ને ઝાકળનાં બિંદુ જેવી સ્વચ્છ ! વિચાર કરતાં કરતાં મ આખરે એ નિશ્ચય પર પહોંચ્યો કે જે ઉપરના બનાવટી શૃંગારની કૃત્રિમતા એ તરફ મૂકી દઇએ તો આ કોયલાવાળી કરતાં ક્યાં ય અધિક સુંદર છે...પણ સૌંદર્ય શી વસ્તુ છે ? મનુષ્ય શું એક રમકડું છે કે એની કિંમત આ રીતે આંકીએ છીએ!

ઘણી વાર આપણે બેપરવાઇ ... ઘણાં ય એવાં વિઘ્નોને ઓળંગી જઇએ, જે સામાન્ય રીતે જાણી સમજીને વટાવ બહુ મુશ્કેલ હોય છે, મુશ્કેલ જ નહિ પણ એ વિઘ્નો વટાવવાની કોશીશ કરવી એ આપણને યોગ્ય નથી લાગતું. બીજે બપોરે વર્માને પુલની દિવાલ પર જઇને વાતું મન થયું. સભ્યતાના વિચારે ને સંકોચ એને ઘેરી વળતાં એ વેરના અગ્નિ સળગી ઊઠ્યો.

બે ત્રણ કોયલાવાળીઓ નીકળી ગયા પછી એની પરિચિત કોયલાવાળી આવી. પરિચિત અને પરસેવાથી થાકેલા મુખ પર હાસ્ય આણી એણે સલામ કરી. વર્માએ એ જ રી... જવાબ આપ્યો, થોડાંક પગલાં આગળ જઇ કોયલાવાળીએ પાછળ ફરી કહ્યું—"બાબુ કોયલા લેશે ?" વર્માએ હકાર ભર્યો.

× × ×

પોષનો વરસાદ ! ને તેમાં ય વળી આ સૂનો વરસાદ !! ત્રણ દિવસથી પાણી વરસી રહ્યું હતું. સગડીમાં કોયલા સળગી રહ્યા હતા ને વર્મા એની આગળ શાલ ઓઢીને બેઠો હતો. વાંચવાનું તો એણે ક્યારનું ય છોડી દીધું હતું. એ ધીમે ધીમે સિગરેટ પી રહ્યો હતો, ને કદાચ મનોમનથી

પથ્થુી રહ્યો હશે. હું તો કહું છું કે એ કોયલાવાળીની જ વાત એ વિચારી રહ્યો હતો.

એ વખતે વરંડામાં કોકનાં પગલાંનો અવાજ સંભળાયો. વર્માને એથી કંઇ કૌતુહલ ન થયું. એને ત્યાં આવનાર જનાર હતું જ કોણ ! બજારમાંથી નોકર પાછો આવ્યો હશે. પાંદડાની છતરી વરંડામાં મૂકવાનો અવાજ સંભળાયો. નોકર અંદર આવ્યો, એના હાથમાં કંઇક વસ્તુઓ હતી. એ બજારમાંથી આવ્યો હતો. નોકરે કહ્યું–' કોયલાવાળી કોયલા લાવી છે. ખરીદી લઉં ? '

વર્માએ વિસ્મયપૂર્વક પૂછ્યું– ' આવા વરસાદમાં કોયલાવાળી ? '

એ ઊઠીને બારણા આગળ આવ્યો. વરંડામાં ભારે કોથળાના ભાર નીચે દબાયલી કોયલાવાળી ઊભી હતી. એના કોથળા પર મોટાં મોટાં પાંદડાની બનાવેલી છતરી જેવું કંઇક મૂક્યું હતું. કોથળો સૅનાથી ઢંકાઇ રહેતો હતો. પરંતુ એના શરીરને હેમંતની વર્ષાથી બચાવવાનું એની પાસે કશું સાધન નહોતું. એનાં કપડાંમાંથી પાણી ટપકી રહ્યું હતું. એના દાંત કડકડી રહ્યા હતા.

વ્યાકુળતાથી હાથ વડે સંકેત કરી વર્માએ કહ્યું–' કોયલા અહિં જ મૂકી દઇ તું અંદર સગડી પાસે આવ ! ' પીઠ પરના કોયલાનો થેલો ઉતારી એણે ત્યાં જ દિવાલને ટેકે મૂકી દીધો. ઠંડીથી ધ્રુજતી ધ્રુજતી, ભીનાં કપડાંને લીધે સંકોચાતી સંકોચાતી, વાંદરું બે પગ પર ઊભું થઇ ચાલે એવી રીતે એ આગળ વધી.

ખુરશીની પીઠ પરથી ટુવાલ લઇ, એના તરફ ફેંકતાં વર્માએ કહ્યું–' શરીર લૂછી નાખ ! '

ટુવાલની સ્વચ્છતા જોઇ એને સંકોચાતી જોઇ વર્માએ હુકમ કરતાં કહ્યું–' જલ્દી કર.' કોયલાવાળી હસીને મોં લૂછવા લાગી. વર્માએ ઉત્સાહમાં યોગ્ય અયોગ્યનું ભાન ભૂલી કહી નાખ્યું–' આ બધાં ભીનાં કપડાં કાઢી નાખી આ શાલ ઓઢી લે. '

કોયલાવાળી ચોંકી ઊઠી–એણે હસીને ગરદન હલાવી કહ્યું–' ના ! '

વર્માએ એની પરવા ન કરતાં કહ્યું– ' ભલે, અહીં સગડી પાસે બેસી જા. '

એ સગડી આગળ ઉભડક પગે બેસી ગઇ. એને ઠંડીને લીધે ઢીલી પડી ગયેલી હાથની આંગળીઓને સગડીના દેવતા પર મૂકી દેવાનું મન થઇ ગયું. હજી પણ એ થરથર કંપી રહી હતી. ચાર પાંચ મિનિટમાં તો સગડીની ગરમીથી એનાં ભીનાં કપડાંમાંથી વરાળ નીકળવા લાગી.

વર્મા એની વિચારધારામાં વહી રહ્યો હતો–' આ કોયલાવાળી કોયલાનો ભારે બોજો પીઠ પર લાદીને ઠંડીના આ વરસાદમાં ઠરી રહી છે, ત્યારે બીજા લોકો એના કોયલાની સુખદ શેકમાં ચિરૂટ પી રહ્યા હોય છે. ને આ કોલસાવાળી ઠંડીમાં પોતાની જાતને સેકવા જેટલા કોયલા ય પામતી નથી.

છમ છમ વરસતા પાણીમાં, પીઠ પર કોયલાનો ભાર લઇ, બજારના કીચડમાં એને દિવસભર રખડવું પડે છે, ને મળે છે ત્યારે શું ? અડધા પોણા દામમાં પોતાના કોયલા વેચવાની એને ફરજ પડે છે. ન વેચે તો જાય કયાં બિચારી ? કરે શું ? એની પાસે કોયલાની ગુણો મૂકવાનાં ગોદામ થોડાં જ છે જે ? વર્ષા, તાપ, આંધી બધું એને સહેવાનું. આ લોઢાની કમ્પનીઓમાં પ્રપંચથી કમાઇ લીધેલા ધન વડે પહાડો પર બંગલા બને છે, શહેરમાં હવેલીઓ ખડી કરવામાં આવે છે, ને જેઠ મહિનામાં પોષ મહિનો ને પોષમાં જેઠ મહિનાની મઝા લોકો ભોગવે છે, એ એના નસીબમાં કયાંથી !

વર્માએ પોતાની સામે જમીન પર ઉભડક બેઠેલી કોયલાવાળી સામે જોયું. એનાં કપડાં-

માંથી વરાળ છૂટતી હતી. ચહેરાપરની નીલાશ દૂર થઇ ગઇ હતી. સગડીના આછા આછા તાપે મોં પર લાલી તરી આવી હતી. વર્માએ સંતોષનો એક દમ ખેંચીને કોયલાવાળીને એક સિગારેટ આપી, અને એક પોતાના મોંમાં લઇ, દિવાસળી સળગાવી એના તરફ ધરી, પરંતુ આટલી વારમાં તો એણે સગડીના દેવતા વડે પોતાની સિગારેટ સળગાવી લીધી હતી.

પોતાની સિગારેટ સળગાવી લઇ, સળીને સગડીમાં ફેંકતાં એણે પૂછ્યું–'તારું નામ શું ?'

કોયલાવાળીએ જવાબ આપ્યો–'પખ્નૂ.'

વર્માએ કહ્યું–' પખ્નૂ ! વરસાદમાં ભીંજાઇને તું કોયલા વેચવા ના જતી. તે દિવસના ( વરસાદ હોય તે દિવસના ) કોયલાના પૈસા હું તને ચૂકવી દઇશ !'

પખ્નૂએ હસીને વર્મા તરફ જોયું ને અનુમતિમાં માથું ઝૂકાવી લીધું.

થોડી વાર પછી વર્માએ કહ્યું–' પખ્નૂ, આટલી ઠંડીમાં તું આવાં ભીનાં કપડાં ક્યાં સુધી પહેરી રાખીશ ?'

પખ્નૂએ કહ્યું–' પણ બીજાં મારી પાસે છે જ ક્યાં તે !'

વર્માએ કહ્યું–' તમે લોકો બધાં આ જ રીતે ઠંડીમાં ને વરસાદમાં કોયલા વેચવા નીકળો છો ?'

પખ્નૂએ હથેલી પર ગાલ ટેકવી કહ્યું–' હા, મરજી નથી જતો. હવે તો એ એક બાબૂને ત્યાં રહે છે. બાકી તો બધાં કોયલા વેચવા જાય છે. એક દિવસનું હોય તો ન જઇએ તો ચાલે, પણ અહિં તો રોજ વરસે છે !'

વર્મા થોડી વાર સુધી કંઇક વિચારતો રહ્યો. પછી પોતાની પશમીની શાલ ઉતારીને પખ્નૂના ખભા પર મૂકી એણે કહ્યું–' તું આનું તું તારે માટે કપડું સીવી લેજે. પછી હું તને બીજું ઓઢવાનું આપીશ.'

પખ્નૂ ક્યાંય સુધી તો એ શાલ તરફ જોઇ રહી, પછી એણે એ લઇ લીધી.

× × ×

સાંજ સુધી વર્માએ કંઇક અસ્વસ્થતામાં આમ તેમ આંટા માર્યા કર્યા. વરસાદમાં બહાર નીકળાય એવું હતું નહિ. ઘડીકમાં પોતાના ઓરડામાં તો ઘડીકમાં વરંડામાં આવી તેણે આંટા માર્યા કર્યા. ક્યારેક મોં ઊંચું કરી છત તરફ એ જોઇ રહેતો, પછી જરા ડોકું ધુણાવી બારી બહાર ઝાંખવા લાગતો.

માથે ઘાયલ થયેલા કૂતરાને માખીઓ ઝંપવા દેતી નથી. એને વારે વારે માથું ધીંઝયા કરવું પડે છે. એવી જ હાલત અનેક વિચારો અને કલ્પનાઓએ વર્માની કરી મૂકી હતી.

વરસાદ બંધ ન થયો. કેટલી વ્યાકુળતાભરી પ્રતીક્ષા પછી બીજા દિવસની બપોર આવી. વર્મા વરંડામાં જ ઊભો હતો. પાંદડાંની છત્તરીથી વરસાદના મારથી બચવા મથતી પખ્નૂ આવી.

વર્માએ એકદમ આગળ આવી કહ્યું–" પખ્નૂ, તું હવેથી કોયલા વેચવા ના જતી." જાણે એ પણ કાલે આ વાત કહેવાનું ભૂલી ગયો હતો. પખ્નૂએ જરા હસી એની વાત કબૂલ રાખી. જતી વખતે વર્માએ એને એક કામળો અને એક શાલ હાથમાં આપી.

× × ×

લગભગ મહિનો માસ વીતી ગયો. મહા મહિનાના દિવસો હતા. ક્યારેક તડકો તો ક્યારેક વાદળાં છવાઇ જતાં. વર્મા સવારે-સાંજે દૂર દૂર સુધી ફરવા જતો. રૂપાને એ આજ સુધી ભૂલી શક્યો નહોતો. પણ હવે સાથેસાથ એણે એને વિસારી દીધી હતી. કદીક પખ્નૂની સરખામણીમાં એ યાદ આવી જતી, તો એ ઘૃણાથી નાક ફુલાવી કહેતો–' પાખંડી, પૈસાની ગુલામ, લાલચુ !'

પખનૂ કદીક સવારના પહોરમાં આવી જતી, કદીક બપોરે તો ક્યારેક સાંજે. આસપાસના પડોશીઓ વર્માની પીઠ પાછળ જે વાતો કરતાં હતા, એ બધું જાણવા છતાં એ બધાંની તરફ ઉપેક્ષા દૃષ્ટિથી જોતો હતો. સન્માનિત, સભ્ય કહેવાતા બદ લોકોની ઉપેક્ષા કરવામાં એને એક જાતનો સંતોષ મળતો હતો. એ ફરવા જતો ત્યારે સુંદર-સુંદર જંગલી ફૂલો પખનૂને માટે ચૂંટી લાવતો. એ જ રીતે પખનૂ પણ એને માટે ફૂલ ચૂંટી લાવતી. એ પખનૂને 'પુખરાજ' કહીને બોલાવતો.

× × ×

ત્રીજે પહોર પાણી ખૂબ જોરથી વરસી રહ્યું હતું. ઠંડી પણ પુષ્કળ હતી. વર્માનો નોકર રસોડામાં બેઠો બેઠો તપેલીમાં જોરથી કડછી હલાવી રહ્યો હતો. વર્મા આરામખુરશી પર બેઠો હતો ને 'પુખરાજ' ખુરશીના હાથા પર બેઠી હતી. એણે વર્માનું સાદું કુરતું ને પાયજામો પહેર્યાં હતાં. એક સુંદર શાલ બેપરવાહીથી એના માથા ને ખભા પર પડી હતી. 'પુખરાજ'ની નજર સગડીના અંગારા તરફ હતી. અંગારાના તાપથી એનું મોં સિંદૂરની જેમ લાલ બની ગયું હતું, ને આંખો તથા હોઠ પર એક રહસ્યમય સ્મિત ફરકી રહ્યું હતું. વર્મા વારે વારે વ્યાકુળ સ્વરે પૂછી રહ્યો હતો-' કહેને, કહેતી કેમ નથી !'

વર્માએ બહુ આગ્રહ કર્યો ત્યારે 'પુખરાજે' ધીરેથી કહ્યું—'મને તમારી યાદગીરી માટે કોઇ ચીજ...!' એકદમ આનંદમાં આવી જઇ વર્માએ 'પુખરાજ'ને પોતાના બાહુમાં જકડી લઇ એનું મુખ ચૂમી કહ્યું—' મારી પુખરાજ ! હું તને મારી છબી આપતો જઇશ.'

'પુખરાજે જરાય ઉત્સાહ ન બતાવ્યો. એ બોલી–છબીને શું કરું !' વર્મા કંઇ સમજી ન શક્યો.

એણે પૂછ્યું—' કેમ ? તો પછી શું જોઇએ તારે ?'

પુખરાજે આંખો ઊંચી કરી કહ્યું—' મરકીને માવાળા ભાઇએ સોનાનો અછોડો આપ્યો છે, હું ય કંઇક સોનાની વસ્તુ લઇશ.'

થોડી વાર ચૂપ રહી, શાન્ત અવાજે વર્માએ પૂછ્યું—' સોનાને શું કરીશ ?'

પુખરાજે હસીને કહ્યું—' ઘડપણમાં હું શું ખાઇશ !'

બંને હાથે માથું પકડી વર્મા ક્યાંય સુધી ચૂપચાપ વિચારમાં બેસી રહ્યો. પછી ઊઠ્યો, બીજા ઓરડામાં જઇ ટ્રંક ખોલી એણે જોયું—એકસો ઉતાલીસ રૂપિયા એમાં હતા. સો રૂપિયા લઇને એણે પખનૂની ઝોળીમાં સેરવી દીધા ને વરસતા વરસાદમાં એને ઘર બહાર કાઢી બારણું વાસી એ પાછો આવી ખુરશીમાં બેસી ગયો.

એક દિવસ રાતનો વખત હતો બધા સૂવાની તૈયારી કરતા હતા ત્યાં અચાનક હવાઈ હુમલાની ચેતવણી વાગી. જાપાની વિમાનો આવીને બોંબગોળા ફેંકશે અને ત્યારે આપણે શું કરવું એમાંથી થોડું ઘણું હું પણ હવે જાણતી થઈ ગઈ હતી. બત્તી ઠારી ડામચિયા નીચે હું સંતાઈને બેસી ગઈ. અમારો ઘરથી થોડે જ દૂર આ સામે પેલું મકાન દેખાય તેથી જરા વધારે દૂર—એક બૉંબ પડ્યો અને ત્યાં પેલી દુકાન છે—રોય બ્રધર્સના પાટિયાવાળી—તેના પાટિયા પર સૂતેલો એક ભિખારી તેનાથી ઠીક ઠીક ઘવાયો. ...ખને અંગે તે રાડરાડ પાડવા મંડ્યો, પણ ... બીકમાં પડ્યા હતા ત્યાં તેનું કોણ સાંભળે ? વિમાનો ચાલ્યાં ગયાં, પણ રસ્તા પર સન્નાટો છવાઈ ગયો હતો. અરે ઘરમાં કોઈ વાતચીત કરવાની પણ હિંમત નહોતું કરતું ત્યાં રસ્તા પર નીકળવાની તો શું વાત કરવી ? હું પણ બીતી બીતી ડામચિયા નીચેથી નીકળી. ત્યાં મેં રસ્તા પર વાત થતી હોય એવા અવાજ સાંભળ્યા. સરખાયે સંભળાય એટલા માટે મેં બારી ઉઘાડી તો જણાયું કે પેલા ભિખારીની પાસે ઊભી રહીને એક છોકરી તેની સાથે વાત કરતી હતી અને તેને કેવુંક વાગ્યું છે તે તપાસતી હતી. એને ખભે એક ઝોળી હતી. બારી ઉઘડવાનો અવાજ સાંભળી એ નજીક આવી અને પૂછ્યું: "માજી થોડુંક પાણી આપશો ? આનો ઘા ધોવો છે."

આવા કામની હિંદુ સ્ત્રીથી કેમ ના પડાય ? પાણીનો લોટો લઈ હું નીચે ઉતરી અને તેમની પાસે ગઈ. જોયું કે એ હજી માંડ અઢાર વર્ષની હશે. તેના ખભે રહેલી ઝોળીમાં દવાઓ હતી અને પાટાપીંડી બાંધવામાં એ હોશિયાર હતી. મેં પૂછ્યું, "બેટા, તું કોણ છો ? આટલી રાતે કેમ નીકળી છો ?"

'મા, હું સ્વયંસેવિકા છું અને સરકાર આવા કામ બરાબર કરી શકતી નથી એટલે અમે બધા હવાઈ હુમલા પછી ઘાયલ માણસોની સારવાર કરવા નીકળીએ છીએ."

સરકાર ! માહીન પણ સરકારને કારણે જ જેલમાં ગયો હતો. આ છોકરી પણ સરકારની વાત કરતી હતી. પહેલી જ વાર મળતી હોવા છતાં પણ આ છોકરી મને આત્મીય લાગી. "તે તું આટલી રાતે એકલી કેમ નીકળી છે ? બીક નથી લાગતી ? કોઈક હેરાન કરશે તો ?" સ્ત્રી એકલી રાત્રે નીકળે તેમાં નવાઈ લાગે એમાં શું નવાઈ ?

"ના, મા, હું એકલી નથી અમે દસ બહેનપણીઓ છીએ. એક તો એમાં દાક્તર છે. એ બધા આ બાજુ એક મકાન પડી ગયું છે ત્યાં ગયા છે. આનો અવાજ સાંભળી હું આ બાજુ આવી." ઘા ધોઈ પાટો બાંધતાં તેણે જવાબ આપ્યો. ભિખારીને ખાસ ઈજા નહોતી થઈ. પોતાની દવા થઈ છે એ જાણી તેનું પોણું દર્દ ઓછું થઈ ગયું. એણે કસ્તુરીને (છોકરીનું નામ કસ્તુરી હતું.) આશીર્વાદ આપ્યા અને વિમાનોને બે પાંચ સંભળાવી આગેકદમ કર્યા.

કસ્તુરી પોતાના લોહીવાળા હાથ ધોતી

હતી ત્યાં સામેથી ત્રણ ચાર જણ આવતા જણાયા એ બધાં કસ્તુરીનાં મિત્રો હતાં. એમાંના એકના હાથમાં આઠેક વર્ષની એક બાળકી હતી.' જે મકાન પડી ગયું હતું તેમાં તેની મા દટાઇ ગઇ હતી. તેના જીવતા નીકળવાની કોઇ આશા નહોતી. કોઇ અકસ્માતથી આ છોકરી નજીકમાં જ હોવા છતાં બચી ગઇ હતી. પણ એના મન પર બહુ જ ખરાબ અસર થઇ હતી અને તત્કાલ દાક્તરી સારવાર આપવાની જરૂર હતી. તેમણે બે ત્રણ ઘરનાં બારણાં ઠોક્યાં હતાં, પણ ત્યારે લૂંટારા ને ગુંડાના ભયથી કોઇએ જવાબ નહોતો આપ્યો. એ છોકરીને મારા ઘરમાં લઇ ગયા અને દાક્તરે સહુથી પહેલાં તેને એક ઇંજેક્શન આપ્યું. મને તો આ બધામાં કશી ખબર નહોતી-પડતી. મારું કામ હતું એ લોકોના 'પાણી લાવો, કપડું લાવો' વગેરે હુકમોનો અમલ કરવાનું. આખરે તેમની સારવાર ફળી. અર્ધો કલાકે છોકરીએ આંખ ઉઘાડી. એ બેભાન છોકરી તે આ અગારી પૂર્ણી—જે મને બોલાવવા આજે આવી હતી. અત્યારે એ હવે મારી સાથે જ રહે છે. મારી એ વધારેમાં વધારે લાડકી દીકરી છે અને બીજો લાડકો મારો આ બાબો—મોહીનનો દીકરો.

હું પણ તે દિવસથી મારી જીંદગી ફરી ગઇ. કસ્તુરી મારે ત્યાં અવારનવાર આવવા લાગી. એ સામ્યવાદી પક્ષમાં કામ કરતી હતી. પોતે તે કંઇ કામ કરતી હતી અને શા માટે કરતી હતી એ બધુંએ મને સમજાવતી. સરકારી અનાજની દુકાનો પર એ તથા એની બહેનપણીઓ વ્યવસ્થા સાચવવા ઉભી રહેતી. હું રોજ તેમને ત્યાં તડકે શેકાતી જોતી અને ઘરમાં બોલાવીને કંઇ ને કંઇ ખવરાવતી. એ પણ મને રોજ ને રોજ નવી નવી વાતો કરે. પોતે કેટલું કેટલું કામ કરે છે એ જણાવે. સવારે એ મજૂરોનાં છોકરાંની નિશાળ ચલાવતી. રાંધતી નોકરીએ જતી, બપોરે અનાજની દુકાનો પર સ્વયંસેવિકા તરીકે આવતી. સાંજના દાક્તરી વિદ્યા શીખવા જતી—એમ માનીને કે આ લડાઇમાં દરેકે દરેક સ્ત્રીએ થોડું ઘણું દાક્તરી જ્ઞાન જાણવું જ જોઇએ, જેથી કરીને તે પોતાની અને પોતાનાં દેશભાઇઓની સેવા કરી શકે. રાત્રે નારીરક્ષા સમિતિ વગેરે સ્થળોમાં જવાનો વખત તેને ક્યાંથી મળતો હશે એની મને હંમેશ નવાઇ લાગતી. આ ઉપરાંત આખી દુનિયાની એ મને વાત કરતી અને રોજ ને રોજ દુકાન પર વ્યવસ્થા જાળવવા આવવા આગ્રહ કરતી. સ્વયંસેવિકા તરીકે જવામાં ત્યારે મને બહુ જ શરમ લાગતી, પણ મેં કબૂલ કર્યું કે જો તે મને લખતાં વાંચતાં શીખવવાનું માથે લે તો હું અવારનવાર દુકાન પર આવતી જઇશ અને મારી જે થોડીઘણી લાગવગ છે તેનો ઉપયોગ કરી શાંતિ જાળવવામાં મદદ કરીશ. પૂર્ણી તો અલબત્ત કે' દીની જવા માંડી હતી, પણ આમાં કસ્તુરી મને છેતરી ગઇ. બે ત્રણ દિવસમાં તો તેણે મને નિયમિત દુકાન પર આવતી જતી કરી દીધી. એટલું જ નહિ પણ એક દિવસ મને ભણાવતાં ભણાવતાં વાત કરી. "મ, ચોખાના ભાવ ૫૦ રૂપીઆ થઇ ગયા છે. આપણા લત્તામાંથી મોટા ભાગના માણસોને માટે ભૂખે મરવા સિવાય બીજો કાંઇ રસ્તો નથી. આવી મોંઘવારીમાં તેઓ બીજું કરે પણ શું ? પણ આપણે તો કરવું જોઇએ. આપણે એક રસોડું કાઢીએ."

મેં અધવચજ પૂછ્યું, "પણ બધાને ખવરાવવાના દાણા કાઢશું ક્યાંથી ? બજારમાં તો અનાજ મળતું નથી અને મળે છે તે ખાનગી રીતે કાળા બજારના ભાવે મળે છે, એટલા પૈસા ક્યાંથી મળશે ?"

"એ મારે માથે, જો તમે રસોડું ચલાવવાનું માથે લેતા હો તો."

કસ્તુરી એક વાત મનમાં લે પછી તેને જુદે રસ્તે વાળવી મુશ્કેલ હતી. ઉપરાંત હું મોટી મોટી વાતો, હિંદુમુસ્લીમ એકય, પાંચમી કતાર, રાષ્ટ્રીય સરકાર, વગેરે–માં તો હવે ન સમજતી પણ એટલું જરૂર સમજતી કે તે કંઇક પણ ઉપાય નહિ કરવામાં આવે તો આ લત્તાના અનેક માણસોને માટે એક જ આશ્રયસ્થાન રહેવાનું છે અને તે શ્મશાન. મારી આજુબાજુના મકાનના રહેવાસીઓ દિનપ્રતિદિન ક્ષીણપ્રાય થતાં જતાં હતાં એ હું ઇચ્છું તો પણ મારી નજર બહાર જાય તેમ નહોતું; વળી રસોડું કાઢવાથી મને અનેક નવી દીકરીઓ મળશે અને મારો સારા કામમાં સમય જશે એ ગણતરી કરીને મેં હા પાડી. ના પાડયે ચાલે એમ પણ ક્યાં હતું?

આમાં પણ મને કસ્તુરીએ છેતરી, કારણ કે રસોડું શરૂ કરતાં પહેલાં તેણે જાહેર કર્યું કે આપણે એક મોટું સરઘસ કાઢી માજીસ્ટ્રેટ પાસે જશું અને દર અઠવાડિયે આપણને જોઇતા દાણા સરકારે બાંધેલા ભાવે આપણને પૂરા પાડવાની સગવડ કરવાની ફરજ પાડીશું. આ સરઘસની આગેવાની મારે લેવાની હતી. ના પાડયે કશું વળે તેમ નહોતું, એ હું જાણતી હતી એટલે મેં કબૂલ કર્યું.

નિર્ણીત દિવસે ૨૦૦–૩૦૦ સ્ત્રીઓ અને તેથી બમણાં છોકરાં લઇને અમારું લશ્કર ઉપડયું. મને તો કોઇ જાતની શ્રદ્ધા નહોતી કે અમારા આ "તમાશા"થી કશું વળશે; પણ મારા આશ્ચર્ય વચ્ચે મેં જોયું કે અમને ધૂતકારી કાઢવાને કે અમારું અપમાન કરવાને બદલે માજીસ્ટ્રેટે અમારી સાથે સલુકાઇભરી વાત કરી અને અમને અમારે જોઇતો તમામ સામાન પૂરો પાડવાનું વચન આપ્યું. તે દિવસથી હું સમજી ગઇ છું કે લોકોની સંયુક્ત માગણીનાં જુલમીમાં જુલમી રાજ્યકર્તા પણ ઇનકાર કરી શકતો નથી.

બસ. અમારું રસોડું ધમધોકાર શરૂ થઇ ગયું. અમે સ્ત્રીઓ જ રાંધીએ છીએ, અમે જ પીરસીએ છીએ. અમે જ હાથે વાસણ માંજીએ છીએ. નાની છોકરીઓ અમને આ કામમાં મદદ કરે છે. ઘણીયે છોકરીઓ મોંઘવારીને લીધે નિશાળમાંથી ઉઠી ગઇ હતી તેમને માટે અમે રસોડામાં જ નિશાળ શરૂ કરી. આજે પૂર્ણો મારા કરતાં પણ વધારે શીખી ગઇ છે અને બધાં બંગાળી છાપાં કડકડાટ વાંચે છે. થોડા વખતમાં તો હવે એ *અંગ્રેજી પણ શીખી જશે.* અને મોટી મોટી ચોપડીઓ વાંચશે. કેમ પૂર્ણો ખરૂં ને?

આ નિશાળમાંથી જ અમારો બાળસંઘ પણ શરૂ થયો. બાળસંઘમાં નાનાં છોકરાંઓ ભણે છે, રમતગમત શીખે છે, અમારા રસોડા માટે ઘેર ઘેરથી દ્રવ્ય અને દાણા એકઠા કરે છે, સરકારી દુકાનેથી નોકરિયાત માણસોને અનાજ લાવવામાં મદદ કરે છે, દવાદારૂ પહોંચાડે છે, સાફસૂફી તો એમનું જ કામ. એ ધોકો કરે છે તેનો તો કોઇ હિસાબ જ નથી.

રસોડું શરૂ કર્યા પછી અમારા લત્તામાંથી ભૂખમરાનું પ્રમાણ ઘટયું હતું. બાળકો ભણતાં હતાં તેમને કામ મળતું હતું. શ્રદ્ધા આત્મવિશ્વાસ અને આનંદનું વાતાવરણ ખડું થયું હતું. "અરે પણ તમને એક વાત કહેતાં તો હું તદ્દન ભૂલી જ ગઇ. અમારું રસોડું ચાલુ થયું અને મેં સરઘસની આગેવાની લીધી કે તરત સરયૂ પોતાના બાબાને લઇ અમારી સાથે રહેવા આવી ગઇ અને અમારા રસોડામાં જોડાઇ ગઇ. આજે આખું રસોડું એના જ હાથમાં છે. હિસાબકિતાબ બધું તે જ સંભાળે છે. મારૂં તે વળી એ બધામાં શું ગજું? પહેલાં તેને સામ્યવાદીઓ નહોતા ગમતા, કારણ કે એ કોંગ્રેસની વિરુદ્ધ પ્રચાર કરતા હતા. આજે તો એ પણ મારી

માફક માને છે કે રાજકારણ પછી અને ભૂખ્યાંને અન્ન પહેલાં તેના અમારી સાથે આવ્યાથી અમારી સ્થિતિ ઘણી સુધરી છે. કેટલાંયે મહાસભાવાદી કુટુંબોનો આજે અમને સારામાં સારો સાથ છે. મુસ્લીમ લીગીઓ પણ આજે અમારી સાથે છે અને અમારા રસોડામાં મુસ્લીમો પણ જમે છે. અમારું રસોડું આજે ખરું જનતાનું રસોડું છે. તેમાં કોઈ જાતના ભેદભાવ નથી.

આટલાથી અમને સંતોષ કેમ થાય ? અમે જોયું કે અમારામાં ઘણી સ્ત્રીઓ નવરી રહેતી હતી. જો તેઓ કંઇક કામ કરે તો તેમને આવક થાય અને આવા કપરા જમાનામાં મદદ મળે. તરત અમે રેંટિયા મેળવ્યા અને કાંતવાનું શરૂ કર્યું. કસ્તુરી અને મારી દીકરી વિજયા હાથકાગળ બનાવવાનું શીખી લાવી. કોઈકે વળી રમકડાં બનાવવાં શરૂ કર્યાં તો કોઈકે વળી નેતરનો સામાન. આજે અમારા આ ઉદ્યોગો ઘણા ધમધોકાર ચાલે છે. અને અમારાં રસોડાંને મદદ કરે છે.

મારી વાત બહુ લાંબી થઇ ગઇ. હવે બંધ કરીશ. તમે મુંબઇના માણસોને અમારા રસોડાં વતી કહેજો કે બંગાળ ફાળામાં ભરેલો એકએક પૈસો એકએક પાઇ મૃત્યુના મુખમાં ઉભેલા માણસોને પાછાં લાવે છે એટલું જ નહિ પરંતુ મારા સમી મૃત્યુ સમાન અંધકારમાં પડેલી અનેક સ્ત્રીઓને દેશની સેવા કરવા અંધકારની બહાર ખેંચી લાવે છે. અંધકારમાં પ્રકાશ ફેલાવે છે. એ એકએક પૈસો એ એકએક પાઇ અમારે માટે તો સંજીવની છે.

અને એના બદલામાં હું અમારા વતી અને આખા બંગાળ વતી મારા મુંબઇના દેશબાંધવોને વચન આપું છું, શપથ લઉં છું, કે સ્ત્રીઓનું શિયળ હરનારા અને કુમળાં બાળકોને બેયોનેટની અણીએ લઇ કસરત કરનારા એ જાપાની હત્યાચારોને અમે બંગાળની નારીઓ કદી આપણી પુનિત માતૃભૂમિ પર પગ ફેરવવા નહિ દઇએ."

આઝાદ ભારતના ભાવિમાં શ્રદ્ધા લઇ અને હૃદયમાં આ નાના મહાન માણસોને અભિનંદન આપતો નવી દૃષ્ટિ લઇ હું પાછો ફર્યો. (સંપૂર્ણ)

કસ્તુરી એક વાત મનમાં લે પછી તેને જુદે રસ્તે વાળવી મુશ્કેલ હતી. ઉપરાંત હું મોટી મોટી વાતો, હિંદુમુસ્લીમ ઐક્ય, પાંચમી કતાર, રાષ્ટ્રીય સરકાર, વગેરે–મા તો હવે ન સમજતી પણ એટલું જરૂર સમજતી કે તે કંઇક પણ ઉપાય નહિ કરવામાં આવે તો આ લત્તાના અનેક માણસોને માટે એક જ આશ્રયસ્થાન રહેવાનું છે અને તે શ્મશાન. મારી આજુબાજુના મકાનના રહેવાસીઓ દિનપ્રતિદિન ક્ષીણપ્રાય થતાં જતાં હતાં એ હું ઇચ્છું તો પણ મારી નજર બહાર જાય તેમ નહોતું; વળી રસોડું કાઢવાથી મને અનેક નવી દીકરીઓ મળશે અને મારો સારા કામમાં સમય જશે એ ગણતરી કરીને મેં હા પાડી. ના પાડયે ચાલે એમ પણ ક્યાં હતું?

આમાં પણ મને કસ્તુરીએ છેતરી, કારણ કે રસોડું શરૂ કરતાં પહેલાં તેણે જાહેર કર્યું કે આપણે એક મોટું સરઘસ કાઢી માજીસ્ટ્રેટ પાસે જશું અને દર અઠવાડિયે આપણને જોઇતા દાણા સરકારે બાંધેલા ભાવે આપણને પૂરા પાડવાની સગવડ કરવાની ફરજ પાડીશું. આ સરઘસની આગેવાની મારે લેવાની હતી. ના પાડયે કશું વળે તેમ નહોતું, એ હું જાણતી હતી એટલે મેં કબૂલ કર્યું.

નિર્ણીત દિવસે ૨૦૦–૩૦૦ સ્ત્રીઓ અને તેથી બમણાં છોકરાં લઇને અમારું લશ્કર ઉપડયું. મને તો કોઇ જાતની શ્રદ્ધા નહોતી કે અમારા આ "તમાશા"થી કશું વળશે; પણ મારા આશ્ચર્ય વચ્ચે મેં જોયું કે અમને ધૂતકારી કાઢવાને કે અમારું અપમાન કરવાને બદલે માજીસ્ટ્રેટે અમારી સાથે સભ્યતાભરી વાત કરી અને અમને અમારે જોઇતો તમામ સામાન પૂરો પાડવાનું વચન આપ્યું. તે દિવસથી હું સમજી ગઇ છું કે લોકોની સંયુક્ત માગણીનાં જુલમીમાં જુલમી રાજ્યકર્તા પણ ઇનકાર કરી શકતો નથી.

બસ. અમારું રસોડું ધમધોકાર શરૂ થઇ ગયું. અમે સ્ત્રીઓ જ રાંધીએ છીએ, અમે જ પીરસીએ છીએ. અમે જ હાથે વાસણ માંજીએ છીએ. નાની છોકરીઓ અમને આ કામમાં મદદ કરે છે. ઘણીયે છોકરીઓ મોંઘવારીને લીધે નિશાળમાંથી ઉઠી ગઇ હતી તેમને માટે અમે રસોડામાં જ નિશાળ શરૂ કરી. આજે પૂર્ણા મારા કરતાં પણ વધારે શીખી ગઇ છે અને બધાં બંગાળી છાપાં કડકડાટ વાંચે છે. થોડા વખતમાં તો હવે એ અંગ્રેજી પણ શીખી જશે. અને મોટી મોટી ચોપડીઓ વાંચશે. કેમ પૂર્ણા ખરું ને?

આ નિશાળમાંથી જ અમારો બાળસંઘ પણ શરૂ થયો. બાળસંઘમાં નાનાં છોકરાંઓ ભણે છે, રમતગમત શીખે છે, અમારા રસોડા માટે ઘેર ઘેરથી દ્રવ્ય અને દાણા એકઠા કરે છે, સરકારી દુકાનેથી નોકરિયાત માણસોને અનાજ લાવવામાં મદદ કરે છે, દવાદારૂ પહોંચાડે છે, સાફસૂફી તો એમનું જ કામ. એ થોડું કરે છે તેનો તો કોઇ હિસાબ જ નથી.

રસોડું શરૂ કર્યા પછી અમારા લત્તામાંથી ભૂખમરાનું પ્રમાણ ઘટયું હતું. બાળકો ભણતાં હતાં તેમને કામ મળતું હતું. શ્રદ્ધા આત્મવિશ્વાસ અને આનંદનું વાતાવરણ ખડું થયું હતું. "અરે પણ તમને એક વાત કહેતાં તો હું તદ્દન ભૂલી જ ગઇ. અમારું રસોડું ચાલુ થયું અને મેં સરઘસની આગેવાની લીધી કે તરત સરયૂ પોતાના બાબાને લઇ અમારી સાથે રહેવા આવી ગઇ અને અમારા રસોડામાં જોડાઇ ગઇ. આજે આખું રસોડું એના જ હાથમાં છે. હિસાબકિતાબ બધું તે જ સંભાળે છે. મારું તે વળી એ બધામાં શું ગજું? પહેલાં તેને સામ્યવાદીઓ નહોતા ગમતા, કારણ કે એ કોંગ્રેસની વિરુદ્ધ પ્રચાર કરતા હતા. આજે તો એ પણ મારી

માફક માને છે કે રાજકારણ પછી અને ભૂખ્યાંને અન્ન પહેલાં તેના અમારી સાથે આવ્યાથી અમારી સ્થિતિ ઘણી સુધરી છે. કેટલાંયે મહાસભાવાદી કુટુંબોનો આજે અમને સારામાં સારો સાથ છે. મુસ્લીમ લીગીઓ પણ આજે અમારી સાથે છે અને અમારા રસોડામાં મુસ્લીમો પણ જમે છે. અમારૂં રસોડું આજે ખરૂં જનતાનું રસોડું છે. તેમાં કોઇ જાતના ભેદભાવ નથી.

આટલાથી અમને સંતોષ કેમ થાય? અમે જોયું કે અમારામાં ઘણી સ્ત્રીઓ નવરી રહેતી હતી. જો તેઓ કંઇક કામ કરે તો તેમને આવક થાય અને આવા કપરા જમાનામાં મદદ મળે. તરત અમે રેંટિયા મેળવ્યા અને કાંતવાનું શરૂ કર્યું. કસ્તુરી અને મારી દીકરી વિજ્યા હાથકાગળ બનાવવાનું શીખી લાવી. કોઇકે વળી રમકડાં બનાવવાં શરૂ કર્યાં તો કોઇકે વળી નેતરનો સામાન. આજે અમારા આ ઉદ્યોગો ઘણા ધમધોકાર ચાલે છે. અને અમારાં રસોડાંને મદદ કરે છે.

મારી વાત બહુ લાંબી થઇ ગઇ. હવે બંધ કરીશ. તમે મુંબઇના માણસોને અમારા રસોડાં વતી કહેજો કે બંગાળ ફાળામાં ભરેલો એકએક પૈસો એકએક પાઇ મૃત્યુના મુખમાં ઉભેલા માણસોને પાછાં લાવે છે એટલું જ નહિ પરંતુ મારા સમી મૃત્યુ સમાન અંધકારમાં પડેલી અનેક સ્ત્રીઓને દેશની સેવા કરવા અંધકારની બહાર ખેંચી લાવે છે. અંધકારમાં પ્રકાશ ફેલાવે છે. એ એકએક પૈસો એ એકએક પાઇ અમારે માટે તો સંજીવની છે.

અને એના બદલામાં હું અમારા વતી અને આખા બંગાળ વતી મારા મુંબઇના દેશબાંધવોને વચન આપું છું, શપથ લઉં છું, કે સ્ત્રીઓનું શિયળ હરનારા અને કુમળાં બાળકોને બેયોનેટની અણીએ લઇ કસરત કરનારા એ જાપાની હત્યારાઓને અમે બંગાળની નારીઓ કદી આપણી પુનિત માતૃભૂમિ પર પગ કેરવવા નહિ દઇએ."

આઝાદ ભારતના ભાવિમાં શ્રદ્ધા લઇ અને હૃદયમાં આ નાના મહાન માણસોને અભિનંદન આપતો નવી દૃષ્ટિ લઇ હું પાછો ફર્યો. (સંપૂર્ણ)

# સોનાના સુંદર અલંકાર

સોની ઘડે છે તેવી જ રીતે 'બાલવિનોદનું બાલસાહિત્ય'
બાલકોના સંસ્કાર ઘડે છે. તમારાં બાલકો માટે

## 'બાલવિનોદનું બાલસાહિત્ય' વસાવો.

* 'બાલવિનોદ'ના બે સેટમાં ૭૦૦ ચિત્રો,
૧૫૦૦ પાનનું વાંચન ને ૪૨ પુસ્તકો છે

દરેક સેટના સુંદર બોક્સના રૂા. ૫-૧૨-૦ વી. પી. ખર્ચ ૦-૧૨-૦
બેઉ સેટનાં બે બોક્સના રૂા ૧૧-૮-૦ વી. પી. ખર્ચ ૧-૪-૦

* 'અશોક'ના આઠ સેટમાં ૧૦૦૦ ચિત્રો,
૩૭૦૦ પાનનું વાંચન ને ૮૩ પુસ્તકો છે

દરેક સેટના મનોહર બોક્સના રૂા. ૩-૮-૦ વી. પી. ખર્ચ ૦-૮-૦
આઠ સેટનાં આઠ બોક્સના રૂા. ૨૮-૦-૦ વી. પી. ખર્ચ ૨-૮-૦

* બાલવિનોદનું બાલસાહિત્ય સર્વોત્તમ છે.

એકંદર દસ બોક્સના રૂા. ૩૯-૮-૦
વી. પી. ખર્ચ રૂા. ૩-૮-૦

\+ તમારા બુકસેલર પાસે માગો

અથવા આજેજ લખો—



સોનાના — બાલવિનોદ ને અશોકના

બાલસાહિત્યના સેટ જોઈએ

## બાલવિનોદ કાર્યાલય

૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ

વડોદરાના એજન્ટ—બાલજીવન કાર્યાલય, બાજવાડા-વડોદરા.



પુસ્તક ૪૭મું | જાન્યુઆરી : ૧૯૪૫ | અંક ૫ મો



જગતસ્ત્રીઓમાં
અજોડ

## ગુજરાતણ

ગુજરાતણની સાડી એ જગતની અજોડ પરિધાનશોભા છે. જ્યહાં અને જ્યહારે પારિસની રસરસિયેણ અને જર્મનીની ઘરરખુ ગૃહિણીનો સુયોગ થશે, ત્યહાં અને ત્યહારે યૂરોપઅમેરિકામાં ગુજરાતણ જન્મશે. યૂરોપઅમેરિકાના બૉલ નૃત્યોમાં ગીતના કવિતઝંકારનો માધુર્યસંગમ થશે, ત્યહારે ત્યહાં ગુજરાતણના રાસ જન્મશે. ગુજરાતણના રાસ જગતનાં સર્વોત્તમ Lyrics છે.

—મહાકવિ ન્હાનાલાલ

# ઉરના અનંતમાં

( નૃત્યરાસ )

છોને ટહુકી રહ્યો એ દૂર દૂર
ટહુકન્તો મારા ઉરના અનંતમાં
મેહૂલીઓ ગર્જે' ઘન વાંદળીમાં દૂર દૂર
પડઘન્તો મારા ઉરના અનંતમાં. છો ને.

સાખી

શોભા સુંદર સાંધ્યની, ખીલી રહી પ્રપુલ્ય,
સાગર ઉર ઝોલે ચડ્યું, ચઢતા લોહિ અતુલ.

ઘેરાં ઘેરાં ગંભીર એના ગાને
ગર્જન્તો એ ભવ્ય આદિગંતમાં
ધીમે ધીમે સપિરણુ લાવે
મધૂર સુર ઉરના અનંતમાં છો ને.

સાખી

જીવનવાડી પ્રફુલ્લતી, શરદ પૂનમને ચંદ
હૈયુ ઉજાસે સખી! મુખડું મલકે મંદ.

છો ને ઝુલન્તો ચન્દ્ર દીપ કરે
ઝણુકન્તો, મારા ઉરના અનંતમાં
એની જ્યોતનો પ્રકાશ મારે હૈયે
ચળકન્તો બહેની જીવન વસંતમાં છો ને.

શ્રી. દીવાળીબેન ભટ

★

# હો ફૂલડાં

હો ફૂલડાં! કોને ગમે નહીં ખીલવું ?
ભલે ખીલવણી અંતે વિનાશ રે.
હો ફૂલડાં! કોને ગમે નહીં ખીલવું ?
ભલે મૃત્યુમાં રહી નથી આશ રે.
હો ફૂલડાં! કોને ગમે નહીં ખીલવું ?

શ્રી. મનુભાઇ ત્રિવેદી

# ખાલી ખોળો

લેખક : શ્રી. શંકર પંડ્યા

હિંદુસ્તાનના કોઈ શ્રીમંતનું ઘર. એતો આલીશાન મહેલ, વીશ પચીસ નોકરચાકર, વિશાળ બગીચો, જાતજાતના ફુલ છોડો આંખને આહ્‌લાદ આપતા ફુવારા. દેશ પરદેશની એકઠી કરેલી અજાયબીઓથી છલકાતું દીવાનખાનું. દિલ બહેલાવવા માટે એકઠાં કરેલાં; અને આખરે ઉધઈનો ખોરાક બનવા રખાએલાં સેંકડો પુસ્તકો. બાપદાદાએ એકઠી કરેલી આપત્તિ માટે, એમનું ઋણ ચૂકવવા ખાતર તૈયાર કરાવેલું મોટું તૈલચિત્ર, અને એની અડોઅડ રહેલી, ધંધામાં કરાએલા બધાં પાપોની માફી માગવા માટે રાખેલી ભગવાનની છબી. અને આ મહાલયમાં વસતાં આધેડ વયે પહોંચેલાં નિઃસંતાન દંપતિ.

આ છે આપણી કથાનું પશ્ચાદ્‌ભૂમિ, સમૃદ્ધિની આ છાકમછોળ વચ્ચે પણ આ આનંદ-ભવન સાવ સુનું લાગતું-કારણ કે અહીં એક પારણાની ગેરહાજરી હતી. એની ઝંખના આ આલીશાન ઇમારતના પથ્થરે પથ્થરે જીવતી હતી.

આ ઇમારત શેઠ જગજીવનદાસ વિમાદલાલની પોતીકી માલિકીની હતી અને પિતાએ પાછળ મુકેલી અઢળક સંપત્તિનો સદ્‌વ્યય કરવા અને એમની શ્રીમંતાઈની સંસારમાં સ્થાવર જાહેરાત કરવા માટ આ મહાન ઇમારત બંધાવી હતી. શેઠ જગજીવનદાસના શાગીર્દો તો એમની આ ભવ્ય મહેલાત જોઈને અંજાઈ ગયા હતા. એમાં એ વળી એમણે એકઠી કરેલી દેશપરદેશની અજાયબીઓ—એમના કલાપ્રેમની સાબીતિ સમાન હતા.

અનેકવાર તેઓ એમના મિત્રોને દેશ પરદેશનું ચલણ બતાવતા. સિક્કાઓ ભેળા કરવાનો એમનો શોખ ખુબ જાણીતો હતો. એમની પાસે સમ્રાટ અશોક હર્ષના સમયના પણ કેટલાક સીક્કાઓ હતા અને મોહન જો-ડેરોના અવશેષોમાંથી જડી આવેલી કેટલીક સામગ્રી પણ એમણે ભારે કિંમત આપીને ખરીદી રાખી હતી. આં બધી પ્રવૃત્તિઓ એમના વ્યથિત હૃદયને જરા સ્વસ્થ રાખતી કારણ કે આ બધું હોવા છતાં પણ કમલા શેઠાણીનો ખોળો સાવ ખાલી જ હતો. આ એક જ વાતની જગજીવન શેઠને ખોટ હતી અને એટલે આ બધું હોવા છતાં તેઓ ઘણીવાર વૈરાગી જેવું મન કરીને બોલતા. આ બધું ય છે પણ કોના માટે ? મારે આ બધી સમૃદ્ધિને શું કરવી છે ? નિઃસંતાન હોવાનો પરિતાપ એમના દિલમાં સળગ્યા જ કરતો.

કમલા શેઠાણીના દિલમાં પણ એનો ઓછો રંજ નહોતો. એમણે પણ આ વાંઝિયા મહેણું ટાળવા માટે ઓછા ઉપાયો યોજ્યા નહોતા. દેવમંદિરે જઈને અનેક માનતાઓ કરી હતી. અનેકવાર બ્રાહ્મણ જમાડ્યા હતા. અનેક અગીઆરશો કરી હતી અને છેવટે વૈદ્ય-હકીમોની જડબુટ્ટીઓ પણ અજમાવી જોઈ હતી. પરંતુ અમોનો એકય ઉપાય કારગત નિવડ્યો નહોતો.

જગજીવન શેઠ પણ આયુર્વેદની અનેક નામચીન દવાઓનું સેવન કરતા હતા અને આધેડવયે પહોંચ્યા હોવા છતાં પણ કોઈ ફાંકડા જુવાનને શરમાવે એવું કૌવત એમનામાં હતું. પરંતુ આવા ઉપચારો પછી પણ જ્યારે જગજીવન શેઠ નિઃસંતાન રહ્યા

ત્યારે એમણે કેવળ નસીબ પર જ બધું છોડી દઇને પોતાના કામ ધંધામાં રચ્યાપચ્યા રહેવાનો મનસુબો કર્યો.

આજકાલ લડાઇ ફાટી નિકળી હતી એટલે સહેજે દરેક ચીજોના બજારો ઉંચા ચડયા હતા શેઠને ત્યાં બે ત્રણ મીલો હતી. આ સિવાય શેરબજાર અને બીજી નાની મોટી લીમીટેડ કંપનીઓમાં એમના મોટાં હિતોનો વિચાર કરી એ તો એમની સમૃદ્ધિની કાંઇ સીમા નહોતી.

આ લડાઇના સમયનો લાભ લઇને કેવળ અઢળક કમાણી કરવા સિવાય, બીજું કોઇ કામ એમને મળ્યું નહિ. એમની આજુબાજુ હવે નાના મોટા વેપારીઓનું મોટું ટોળું મધમાખીઓની જેમ ફર્યા કરતું—કારણ કે શેઠની ખુશામદ કરીને ય એમને પાંચ પૈસાની પ્રાપ્તિ થતી. આ બધી કામગીરીમાંથી શેઠને ભાગ્યે જ ફુરસદ મળતી અને એટલે એમની અંતરની સળગતી વ્યથા જરા હળવી બનતી.

કમલા શેઠાણી પણ દિવસ દરમ્યાન ભુવાઓ જતીઓ, જંતર મંતર, દેવ દર્શન અને કોઇ કોઇ વાર સાહેલીઓને મળવાની કામગરીમાંથી ઉંચે આવતા નહીં. આમ આ બે જીવો—આની વિશાળ કામ ઇમારતમાં, એમના જીવનની એકલતા વિસારે પાડવા મથતાં, પરંતુ રમતપણે બન્નેના હૃદયમાં એક જ વિચાર ઝબકી જતો અને એના ઘરમાં હજુ આવડી ઉંમરે પણ પારણું નથી બંધાયું એનો. બન્ને મનમાં સમસમી રહેતાં; બંનેની આંખમાં એ એક જ વ્યથા વાંચી શકાતી અને બન્ને જણાં રાત્રીના એ સૂનકાર વાતાવરણમાં ગંભીર ભાવે એકબીજા સાથે એકપણ શબ્દની આપ લે કર્યા વિના સુઇ જતા. પરંતુ આખી રાત દરમ્યાન બન્નેનાં મનમાં એ એક જ વિચાર ઘોળાયા કરતો.

શેઠજી એના આંકડાઓની પરિભાષામાં વિચારતા—કારણ કે આંકડાઓ એમનું જીવન હતું. આ દશ વર્ષમાં હિંદુસ્તાનની વસ્તી ૩૩ તેત્રીસ કરોડમાંથી ચાલીશ કરોડ થઇ છતાં એને ઘેર પારણું બંધાયું નહીં. બંગાળમાં આશરે ચાલીશ લાખ માણસો કેવળ ભૂખમરાથી મરણ—શરણ પામ્યા. અરે ! મારે ત્યાં તો લક્ષ્મીની લીલા લહેર છે ! મારા લાલને તો હું સોનાને પારણે સુવાડત, બંગાળમાં આટઆટલાં માણસો ભગવાને દયાહીન થઇને મારી નાખ્યાં, એનાં કરતાં આ લડાઇમાં પૈસાદાર થએલા શેઠિયાઓને ઘેર બબ્બે ત્રણ ત્રણ છોકરાંઓ વધુ દીધાં હોત તો શું ખોટ જવાની હતી ! ભગવાન્ પણ કેવો નિર્દય છે ! અને આવો અન્યાય લડાઇમાં લાખો માણસો કપાઇ મરે છે, છતાં શેઠ જગજીવનદાસને ઘેર પારણું નથી બંધાયું ! જો એને જીવ સાટે જીવ જ જોઇતો હોય તો આટલા મરે છે એમાં એક વધુનો ભોગ લઇ લે—પણ શેઠ જગજીવનદાસની સમૃદ્ધિનો ઉપભોગ કરનારો, લાડીલો તો આપે ! પણ એને કયાં ફુરસદ છે ! ભગવાન ! જો તું મને દિકરો દે તો તને દશ હજાર રૂપીઆ આપું ! ભૂલ્યો તને નહીં—તારા નામે કોઇ પૂણ્ય કાર્યમાં દશહજાર રૂપીઆ આપું ! દશ નહીં વીસ—ઠીક ચાલો પચીસ ! પચીસ હજાર કાંઇ જેવી તેવી રકમ છે ! તોય માનતું નથી. ઠીક કહું છું લઇ લો. પચીસ હજારમાં સોદો જરાય ખોટો નથી. પણ શેઠ જગજીવનદાસની વિનંતિ અસ્વીકાર્ય જ રહી—આખરે શેઠે બહુ બહુ કરગરીને એક લાખ રકમ ખર્ચવાનો પોતાનો આખરી નિર્ણય જાહેર કર્યો—અને એમની આંખ ઉઘડી ગઇ

આવું તો અનેકવાર બનતું ! શેઠજીની અનેક રાતો—આવા ઓથાર વચ્ચે પસાર

થતી. અપાર સમૃદ્ધિ વચ્ચે પણ એમનો જીવ સંતાન–પ્રાપ્તિ માટે તરફડતો અને આ તરફડાટ એટલો તો તીવ્ર બન્યો હતો કે એમની અનેક રાતો આવી અનેક વિધ તરંગ તરંગમાળા વચ્ચે વ્યતીત થતી.

કમલા શેઠાણી પણ ભગવાનને જાહેર અને છાની અનેક પ્રાર્થનાઓ કરી છૂટયાં અને અલક–મલક સાંઇ–જતિ ભુવાઓને અજમાવી ચૂકયા હતાં પણ બધું વ્યર્થ ! રાતે એમની આંખ સામે નિરંતર બાળકોના ક્રંદન અને કીલકીલાટ ઉપસી આવતા.

કોઇ ગરીબ મીલ મજુરને ઘેર એક ડઝન બાળકોની કતાર લાગી હતી અને બાપ પીધેલ હાલતમાં અધી પગાર ઉડાવીને ઘરમાં દાખલ થતો. છોકરાં બિચારા કોઇ આશાએ ટળવળતાં હતાં–એમને ખાવા માટે ય સાંસાં હતા ! આવા ઘરમાં છોકરાંઓની મોટી મોટી લંઘર લાગી હતી અને કમલા શેઠાણીનો ખોળો ખાલી હતો ! કેવું ભયંકર ! ભગવાન પણ કેવો અન્યાયી હતો ! આ કમલા શેઠાણીના સમણામાં વળી કોઇવાર બાળકના કીલકલટના પડધા પણ જાગી જતા. કોઇ મધ્યમ વર્ગના સુખી બાળકને બાબાગાડીમાં જતું જોઇને શેઠાણીની આંખો ભીની થઇ જતી ચાલી. પુત્રપ્રાપ્તિ માટેની એક જલદ ઝંખના–આ આલિશાન ઇમારતના ખંડે-ખંડમાં પથ્થરે પથ્થરમાં એના બગીચાના પાંદડે પાંદડે એના ફુલે ફુલે જાગતી, અને જીવતી.

આવી સૂનકાર અને ભેંકાર એકલતાનો અંત આણવા માટે શેઠ અને શેઠાણી બંને એક નિર્ણય પર આવ્યાં હતાં. શેઠાણીનો ખોળો ભરાય કે ખાલી રહે પણ પુત્ર માટેના એમનાં અધુરા રહેલા વાત્સલ્યને વ્યક્ત કરવા માટે પણ કોઇને ખોળે લઇ લેવો. આ માટે કોઇ સારા, સંસ્કારી શેઠના મોભાને છાજે તેવા, બને ત્યાં સુધી એમના જ કોઇ દૂરના સગાંને અને ઓછામાં ઓછું એના કોઇ ન્યાતીલાને જ દત્તક લેવાનો એમણે નિર્ધાર કર્યો.

આ નિર્ધારની જાણ પછી તો એમને ત્યાં અનેક સગાવ્હાલાંઓની આવ જા શરૂ થઇ, અને એમના સંબંધો સાથેની ચર્ચાઓ ચાલવા લાગી.

શેઠ જગજીવનદાસના આ મનસુબાને પણ યોગ્ય પ્રસિદ્ધિ મળે અને એમની નામના વધે એ હેતુથી અનેક અખબારોએ એમને અભિનંદન આપ્યા–અને એમને માટે નીચે મુજબનો અહેવાલ પ્રસિદ્ધ કર્યો. અલબત્ત અખબારે કરેલી આ સુંદર સેવા બદલ એના તંત્રી તેમજ વૃતાંત નિવેદકને શેઠજીએ સારી એવી નવાજેશ કરી હતી. પરંતુ એ એટલી મહત્વની વાત નથી. અખબારમાં પ્રસિદ્ધ થએલો અહેવાલ વાંચકોની જાણ ખાતર અહીં અક્ષરશઃ ઉતાર્યો છે.

" અમને જણાવતાં આનંદ થાય છે કે હિંદના જાણીતા ધનાઢ્ય, અને મીલ માલિક શેઠ શ્રી. જગજીવનદાસે–એમની જ્ઞાતિમાંથી અથવા એમના સગાં વ્હાલાંઓમાંથી કોઇ લાયક જુવાનને દત્તક લેવાનો નિર્ણય કર્યો છે. આ બનાવનું મહત્વ એટલા માટે વિશેષ છે કે શેઠ શ્રી. જગજીવનદાસ સુધારક વિચારના અને દયાપ્રેમી છે અને શ્રી. રામચંદ્રજીના આદર્શોને માને છે. આજકાલ અનેક ધનાઢયો પોતાને સમાજ સુધારક કહેવાનો દાવો કરવા છતાં પૈસાના જોરે એક ઉપર બીજી કરે છે. હમણાં થોડા સમય પહેલાં જ આપણા એક લક્ષ્મીનંદને એવું પરાક્રમ ભર્યું હોવાનો બનાવ વાંચકોની સ્મૃતિમાં તાજો જ હશે ! પણ આટલી અઢળક દોલત હોવા છતાં પણ શેઠશ્રીએ, એક પત્નીવ્રતની ભાવનાને ચુસ્તપણે વળગી

રહીને, જે દાખલો બેસાડયો છે એ ધડો લેવા જેવો છે.. અમે શેઠજીના નિર્ણયને અનુમોદન આપીએ છીએ અને અમારી હાર્દિક શુભેચ્છાઓ પાઠવીએ છીએ."

× × ×

સોવિયેટ રશિયાનું કોઇ ગામડું એના હર્યાભર્યા ખેતરો; સામુદાયિક ખેતી, ધાન્યની લણણી કરતો, વિશાળમય ટ્રેકટરો ઢોરના ધણની જેમ હુંકારતો—સ્ત્રી પુરૂષોનો સમુદાય આવા ગ્રામ્વાસીઓ વચ્ચે કામ કરતું એક કુટુંબ. ચાર જુવાન જોધ દિકરા—એક વૃદ્ધ ડોસો અને ઘરનો બધોય વહીવટ સંભાળતાં ડોસીમા.

ઘરમાં આનંદ મંગળનું વાતાવરણ પ્રસરી રહેતું. સવારે કામ અને સાંજે આનંદ–પ્રમોદ. કોઇવાર નાટકો, કોઇવાર બોલપટો, કોઇવાર સભાઓ, કોઇવાર ઉત્સવો અને કોઇવાર જ્ઞાનગોષ્ટિઓ. આબાલ વૃદ્ધ બધાં રોજ વગીને બેસતાં અને આ નવીન અને મુક્ત જીવનનો આનંદ લૂંટતાં.

જેણે ગિરનો જમાનો જોયો હતો એવી બુઢ્ઢીમા, એમની અનુભવ કથા કહેતી અને એ જમાનાના જીવનનું દરિદ્ર સ્વરૂપ–જુવાનો-આંખ સામે ઝબકી જતું.

કઇ રીતે ગામડાનો પોલિસ-પટેલ એને રંજાડતો. કઇ રીતે એ ઘરના બૈરાંઓને સતાવતો. કઇ રીતે ચડી ગએલો કર ન ભરવાને કારણે પુરૂષોને હાથ બાંધીને લઇ જવામાં આવતા; અને ત્યાં અમલદારો કેવો જુલ્મ ગુજારતા. નિશાળો અને દવાખાનાઓનું-નામ–નિશાન નહોતું. આ બધી સામાન્ય બાબતોથી માંડીને પછી, એમના વ્યક્તિગત અનુભવોનું વર્ણન આવતું અને જુવાનો ગઇકાલના અને આજના જીવન વચ્ચેની તુલના કરતા.

આ બધાં વચ્ચે પણ કેટલાક જુવાનો આસપાસની દુનિયા અને એના સ્વરૂપની સમજ આપતા અને બે સમાજ વ્યવસ્થા વચ્ચેનો ફરક સમજાવતા અને એમની આ સમૃદ્ધિ વચ્ચે પણ આસપાસના દેશોમાં જે જાતના રાજકીય બનાવો આકાર લેતા હતા એનું વિવરણ કરતા હતા. થોડા મુડીવાદી-ઓના અને શાહીવાદીઓના સંયુક્ત કાવત્રાં-ઓને પરિણામે અવતરેલો ફાસીવાદ કેવી રીતે એના સુખી અને સમૃદ્ધ જીવનને ભિન્ન ભિન્ન કરી નાખશે. અને સમગ્ર દુનિયા પર એની કેવી ગંભીર અસર પડશે એની ચર્ચા કરતા. આમ એમની પોતાની અને આજુ-બાજુની દુનિયા પર એમની સદા જાગૃત દૃષ્ટિ પડી ચૂકી હતી.

એ ફાસીવાદનો ભય–ભયંકર આક્રમક સ્વરૂપ ધરીને એમની ધરતીને ચગદી નાખવા આવ્યો હતો. એના આગમનની સાથોસાથ સમગ્ર સોવિયેટ દેશનો સીનો પલ્ટાઇ ગયો હતો.

એ વૃદ્ધ ડોશીમાએ, ગામના ખેતરોનું રખોપું કરવાની જવાબદારી સંભાળી હતી. એની સાથે એનો વૃદ્ધ પતિ પણ સાથ આપતો અને બીજા વૃદ્ધોએ પણ એ કામ ઉપાડી લીધું હતું. જ્યારે જુવાનો એક પછી એક, દેશના મોટા શહેરોમાં લશ્કરી ભરતી માટે ઉપડવા લાગ્યા હતા.

આ ડોશીના ચાર દિકરામાંથી ત્રણને એણે હસતે મ્હોંએ વિદાય કર્યો હતા. જ્યારે ચોથાને આજ ગામના અન્ય યુદ્ધકાર્યમાં રોકવાની અને એ રીતે એની આંખ સામે રહેવાની વિનંતિ કરી. સોવિયેટ–પંચાયતે એની એ માગણીને માન્ય રાખી.

મોટો દિકરો હવાઇદળમાં જોડાયો હતો અને જરૂરી તાલીમ લઇને એને સીધો લડાયક પ્રવૃત્તિમાં ઝંપલાવવાનું હતું.

એનાથી નાનો ભાઈ, ગામનો સારો એવો તારો ગણાતો અને એના શાળાકીય જીવન દરમ્યાન એણે તરવાના અનેક ઇનામો જીત્યાં હતાં. એટલે એણે તો લાલ નૌકાદળમાં જોડાવાનું પસંદ કર્યું.

જ્યારે વચેટ ભાઈ લાલ લશ્કરમાં ભરતી થયો હતો અને ટેંક તેમજ તોપખાનાની કલામાં હસ્તગત કરતો હતો.

આમ ત્રણેય ભાઈઓ, એમની નિજની ભૂમિ પર ઉતરી આવેલા નાઝી બર્બર ધાડાંઓને રહેંસી નાખવા હસતા ખેતરો મુકીને મોતની આ આતશબાજી ખેલવા સ્વેચ્છાએ આવ્યા હતા.

રોજ રોજ ગામડામાં યુદ્ધ સમાચારો ઝળકી જતા અને બુઢ્ઢાં મા-બાપ અને સૌથી નાનેરો ભાઈ—અખબારોનાં મથાળાં વાંચીને તરત જ ઘાયલો તેમજ શહીદ થએલાંઓની યાદી વાંચી જતા અને એમાં જો એમનાં સ્વજનોનાં નામ ગેરહાજર હોય તો નિરાંતનો શ્વાસ ભરતાં. કોઈવાર વળી એના પુત્રોની પરાક્રમ કથાઓ પણ અખબારને પાને ઝબકી જતી. વિમાની દળમાં જોડાએલા દિકરાએ જ્યારે જર્મનો પર વર્ષાવેલી તડીમાર અને એની કરેલી અસંખ્ય તારાજીનો અહેવાલ પ્રસિદ્ધ થયો ત્યારે એ વૃદ્ધ મા-બાપની છાતી ગજગજ ફુલી હતી અને જ્યારે એના પરાક્રમનું સોવિયેટ સરકારે બહુમાન કરીને એને ખેતાબ અનાયત કર્યો ત્યારે તો એમના હર્ષનું પૂછવું જ શું ?

જીવન અને મૃત્યુ વચ્ચેની આ હાથોહાથની ઝપાઝપીમાં, રોજની ઘવાએલાંઓની અસંખ્ય યાદીઓમાં એમની આંખ સામે આવતી જ ગઇ, પણ એની આંખ સામે આવેલી એક યાદીએ એમનો હૃદય પર જબરો આઘાત કર્યો. તે દિવસે એમનાં મોં પર શોકની કાળિમા છાઇ ગઈ હતી. એ યાદીમાં એનાં મોટો પુત્ર, જે વિમાની દળમાં હતો એની અવસાન નોંધ આવી હતી.

ત્યાર પછીના થોડા દિવસો, એમની ગ્લાનિ વિસારવા માટે પસાર થઇ ગયા અને ધીમે ધીમે આ વૃદ્ધ યુગલ એમના રોજીંદા કામમાં મન પરોવવા લાગ્યું—ત્યાં વળી વિજળીનો કડાકો થાય એમ એમના હૃદય પર બીજો પ્રહાર થયો. એનો વચેટ દિકરો જે રણભૂમિમાં લડતો હતો એ પણ લડાઇમાં ખપી ગયો હતો.

આ આઘાતે એમના જર્જરિત શરીરોને વધુ ખખડાવી નાખ્યાં પણ આ બુઢિયાંઓ—એમના પર તૂટી પડતી તમામ યાતનાઓને મુંગે મોંએ સહન કરતા શિખ્યાં હતા. એટલે એમના દિલ એ વ્યથાઓ અનુભવતાં ટેવાઈ ગયાં હતાં દુઃખનાં અગ્નિમાં પ્રજળતાં આ જીવોએ જ્યારે લાલનૌકાદળમાં જોડાએલા પુત્રના મૃત્યુ સમાચાર સાંભળ્યા ત્યારે એમને પહેલાં જેવો આઘાત ન થયો. મૃત્યુ એણે હવે રોજીંદી ઘટના હતી. બબ્બે જુવાન જોધ દિકરાઓ આંખના પલકારામાં જાણે મૃત્યુ મુખે હડસેલાઇ ગયા હતા—ત્યાં ત્રીજાના મૃત્યુ સમાચાર, એને અધિક આઘાત આપી શકે તેમ નહોતા.

પણ એમની રહીસહી આશાના કોઇએ ચૂરા કરી નાખ્યા હોય તો એના નાનેરા પુત્રે. ત્રણ ત્રણ દિકરાઓ, ગુમાવ્યા પછી નાનાને એમની આંખથી અળગો કરવાની ઇચ્છા નહોતી. પંચાયતે પણ એને ગામમાં રહેવાને વિનવ્યો હતો. પણ એ એકનો બે ન થયો.

'જર્મનોને ઝેર કર્યા વિના પાછો નહીં ફરું' આટલો સંદેશો લખીને એ એક રાતે ઘર છોડીને ચાલ્યો ગયો. અને શહેરમાં લશ્કરી ભરતીમાં દાખલ થયો. એનો કૌટુંબિક ઇતિહાસ તપાસતી વેળાએ ભરતીના

અમલદારે કહ્યું કે તમારા કુટુંબની સેવાઓ ધ્યાનમાં લેતાં તમારે લશ્કરી સેવાઓ ન સ્વીકારવી હોય તો ચાલશે–પણ જુવાનના રોમેરોમે ઝાળ લાગી ગઇ હતી. એણે તો રણભૂમિમાં લડવાની તાલાવેલી લાગી હતી.

જરૂરી લશ્કરી તાલીમ પછી એ લાલ લશ્કરની રણમોખરે જતી ટુકડીમાં રવાના થયો. એ દરમ્યાન એણે ઘણાં સૈનિકો સાથે મૈત્રીની ગાંઠ બંધાઇ. બધાએ એનો ઓળખ્યો. એના ભાઇઓની બહાદુરી અને શહાદતની, પ્રશંસાએ એનું હૃદય હર્ષથી છલકાઇ ગયું.

એક વખત નિરાંતની વેળાએ લશ્કરી ઝૂંપડીમાં બેઠાં બેઠાં, એ એના એક મિત્રને એના દિલની વાત કરતો હતો. "મારા ત્રણ ત્રણ ભાઇઓ યુદ્ધમાં ખપી ગયા છે. હું પણ આમાંથી બચી શકીશ કે નહીં. એની મને ખબર નથી. પણ મને વધુમાં વધુ જો કોઇના માટે લાગતું હોય તો એ મારાં વૃદ્ધ માબાપો માટે. એમનું જીવન કેવું એકલવાયું બની જશે. એનો વિચાર કરું છું; અને આ મારાં એકલાનાજ માબાપની વાત નથી પણ આવાં કેટલાં માબાપો આપણાં દેશમાં હશે જે સોણે છતે પુત્રે આજે પુત્રવિહીન બનીને એનાં દિવસો વીતાવતાં હશે ! ખેર ! બીજું તો કંઇ નહિ પણ જો હું આ લડાઇમાં ખપી જાઉં તો મારી આ લાગણી તું જાહેરમાં જરૂર વ્યક્ત કરજે."

અને થોડા દિવસ પછી રણભૂમિ પર લડતા એક સૈનિકનો 'રેડસ્ટાર'ના અધિપતિ જોગો એક પત્ર આવ્યો એ પત્રની વિગતોને મોટું મથાળું આપવામાં આવ્યું એ આખા યે પત્રની વિગત નીચે મુજબ છે.

"આજે હું પત્ર એટલા માટે લખું છું કે હજુ ગઇ કાલે જ મારી સાથે હસતો મારો પ્રિય બિરાદર જર્મનો સાથેની લડાઇમાં માર્યો ગયો છે. જો એ આ લડાઇમાં ખપી જાય તો એની લાગણીને જાહેર રીતે વ્યક્ત કરવાનું એણે મારી પાસે વચન માગ્યું હતું એટલે એ આ પત્ર દ્વારા જણાવું છું.

એ વોલ્ગા નદીના કિનારે આવેલાં એક નાના ગામડાનો રહેવાસી હતો. લડાઇ પહેલાં એનું કુટુંબ, એનાં મા બાપ, અને ચાર ભાઇઓ સામુદાયિક ખેતી કરતાં. આમાંના ત્રણ તો લડાઇની શરૂઆતમાં જ, હવાઇ દળ, પાયદળ અને નૌકાદળમાં જોડાયા હતા. અને ત્રણેય શહીદ થયા હતા. આખરે એ પણ એનાં વૃદ્ધ માબાપને એકલાં મુકીને આ જંગમાં જોડાયો હતો–પણ એના દિલમાં એજ ઝંખના જાગતી હતી. મોટા થયા પછી મારાં વૃદ્ધ માબાપનું જીવન કેવું સૂનું અને અને એકલાયું લાગશે ! જેની કુખે ચાર ચાર ચાર પુત્રો પાક્યા હતા એ જનેતા આજે પુત્ર વિહીન હતી આને આવી તો હજારો માતાઓ પુત્ર વિયોગે ઝુરતી હશે. એમની વૃદ્ધાવસ્થામાં કોણ એનો સહારો થશે ? આવા માબાપોની દૂર એકલતા દૂર કરવા માટે, સોવિયેટ દેશના જુવાનોએ આગળ આવવું જોઇએ. એમને આશ્વાસન આપવું જોઇએ. એમનાં જીવનમાં રસ લેતો જોઇએ."

આ પત્ર પૂરેપૂરો છાપ્યા પછી વધુમાં 'રેડસ્ટારે' એમ પણ ઉમેર્યું હતું કે આ મુદ્દો ખુબ જ અગત્યનો છે. સોવિયેટ દેશના જુવાનોની સામાજીક જવાબદારી છે કે યુદ્ધમાં, ખપી ગએલા હોય એવા સૈનિકોના પુત્રવિહીન માબાપોને તેઓ પોતાના માબાપ સમજીને એની સાથે વર્તે અને રહે."

બીજે અને ત્રીજે, દિવસે 'રેડસ્ટાર'ની કટારો સેંકડો જુવાનોના કાગળોથી ઉભરાઇ ગઇ હતી. એ બધા કાગળોનો ધ્વનિ એક જ હતોઃ "અમે એવાં પુત્ર–વિયોગી

મા–બાપોનાં સંતાનો થવા ખુશી છીએ. અમને એમના સરનામાં મોકલો. ”

થોડા દિવસ પછી પેલા વૃદ્ધ મા–બાપને ત્યાં મોટી ટપાલનો ઢગલો આવ્યો હતો જેમાં અનેક જુવાનો અને યુવતિઓની છબીઓ હતી. સાથેના કાગળોમાં એક જ લાગણી ટપકતી હતીઃ

“ પૂજ્ય પિતાશ્રી અને માતુશ્રી,

અમારા પ્રણામ સ્વીકારશો. મને તમારો જ દિકરો સમજજો. તમારી સેવા ચાકરી માટે થોડા દિવસમાં જ હું હાજર થઇશ. ”

દરેક કાગળમાં એની એ વાત હતી. કોઇ યુવક તો કોઇ યુવતિ–આ વૃદ્ધ મા બાપ એમની સેવા કરવાની તક આપવા માટે સામે ચાલીને માગણી કરતાં.

વૃદ્ધ ડોસાડોસીની આંખ આનંદથી છલકાઇ ગઇ ! એના મ્હોંમાંથી ઉદ્‌ગારો સરી પડ્યા ! ધન્ય દેશ ! ધન્ય પ્રજા ! ધન્ય તારો તારણહાર ! જેણે કેવળ માણસની આર્થિક સંપત્તિનો જ વિકાસ કરવાથી જ નહિ પણ માણસના માનુષી સંસ્કારોને નવે રૂપે ઘડવાની અને એના અંતરાત્માને ઉંચે લઈ જવાની કાળજી કરી છે, એવી નૂતન સૃષ્ટિના સષ્ટાઓને હજાર હજાર ધન્યવાદ !



# ભીક્ષુનું ભાવી

ખરે ! મધ્યાને પ્રયત્ન કરતો, ભુખ ભાગવા ત્યાસે
ફાટયે તુટયે વસ્ત્રે ઓપતો, સુકા કાઠા કાય રૂપે
ભાઇ બાપ ને અન્નદા, પુકારી લાગતો પાયે
શેરી શેરી ઘર ઘર ભટકી, બન્યો નિરાશ હીણ ભાગ્યે
ફરી પ્રાપ્તીના, પ્રયત્ન કરતા, કરૂણ દીન આર્ત નાદે
પણ ના હોએ આશ પુરી, રોટલી એક ટુક કાજે
પુનઃ આશાની, વેગ વધતો, દઈ આશ પોળ વાટે
ગૃહ ગૃહ ભટકયો, અનેક રાહે, સરતો કઠોર શબ્દે
અંતીમ હો, એ–ન ભુખ લાગી, પ્રભુ અર્જ એક મારી
લેજે હવે સ્વધામ તારા, દેહ છોડુ ભૂખધારી.

ડી. ચંદ્રકાન્ત ત્રિવેદી

# એ ઘર

હુલાવે ખોળે મા અશરાપ
લાડમાં પૂજ્ય લડાવે બાપ;
ભાઈ ભાંડુનાં હેત અપાર,
સ્નેહી જ્યાં સદાય છે સુખકાર,
પ્રાણપ્રિય એ ઘર ચાહું હમેશ;
નિકટ કે હોઉં કદિ દૂર દેશ.—

પ્રભાતે પડતો પુણ્ય પ્રકાશ,
આંગણે પમરે પુણ્ય સુવાસ;
પંખીનાં મધુર મધુર કલ્લોલ,
કરતાં અંતરને અણમોલ.
પ્રાણપ્રિય એ ઘર ચાહું હમેશ;
નિકટ કે હોઉં કદિ દૂર દેશ.—

નથી જ્યાં કલહ-કલેશના ફંદ,
રોજ જ્યાં રેલાતો આનંદ;
સહુને સહુથી છે સહચાર,
એકને એક બીજા પર પ્યાર.
પ્રાણપ્રિય એ ઘર ચાહું હંમેશ;
નિકટ કે હોઉં કદિ દૂર દેશ.—

બાલપણુ ખીલાવ્યું જ્યાં સુખધામ;
લીધાં જ્યાં રમતગમત આરામ,
સુભગ એ ઘર છે સ્વર્ગ સમાન;
ગાંઉ એનાં ગરવાં ગુણગાન.
પ્રાણપ્રિય એ ઘર ચાહું હમેશ;
નિકટ કે હોઉં કદિ દૂર દેશ.—

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# ચુંદડી

( રાસ )

એની બાંધણી બાંધનારો છેલ,
જાદુગર એક જ છે;
એમાં ચિતર્યાં ચૌદ બ્રહ્માંડ,
આભની અટારી છે.

મારી ચુંદડીમાં ટપકે રંગ,
બ્રહ્માંડ એમાં નાહે છે;
કોરે આભલાં જોડમજોડ,
ચૌદલોક ઝગવે છે.

એ તો મૂલવી છે મોંઘે મૂલ,
પ્રીતમ ઘેર પે'રવી છે;
ભૂલી ભૂલી હું દેહના ભાન,
ચુંદડી ચમકે છે.

ઘેને ઘેરાય મારાં નેન,
અદ્વૈત રસ ટપકે છે.

શ્રી. મનોરમા મંગળજી શાસ્ત્રી

# લોહચુંબકનો ગુણ

મારામાં અને સરલામાં બે પ્રણયપ્રસંગો પેશ કરે છે

શ્રીયુત્ ભગીરથ મહેતા

૧

અભણ બેદરકાર અને તોફાની થવાના, મારામાં ગુણો આવ્યા હોય તો તેનું કારણ હું જાતે હોઉં તે તો જાણે સમજી શકાય છેઃ પરંતુ તેનું એક બીજું પણ કારણ છે. ને તે છે મનોરમા. દીર્ઘ સમય સુધી હું જ્યાં વિદ્યાર્થી અવસ્થા પસાર કરી આવ્યો તે શાળામાં એ રોજ આવતી ને સારીયે શાળાને પોતાના દોરદમામ અને ઠાઠથી ભરી દેતી. ત્યારે બોલ્ડ વાળવાળી વિમલા પણ આવતી. એ પણ મનોરમાનો વિચાર મનોભૂમિમાં આવતાં આંખોમાં તરવરે છે. એ પણ જ્યારે દમામભેર નિશાળમાં જતી અને ઠાઠમાઠ સજીને રસ્તે નિકળતી ત્યારે એમાં અને મનોરમામાં મને કશો જ ફરક જણાતો નહિ. ને જ્યારે વિમલા પોતાના નાજુક બદન ઉપર નિત નવીન કપડાં ઉંચકી શકતી અને નિશાળમાં ઉભરાતા મેઘધનુના રંગો વચ્ચે ચમકી ઉઠતી ત્યારે તો મને એ વિમલા કે મનોરમા તેની પરખ કરવી મુશ્કેલ લાગતી. પણ તેમાંય વળી એક બીજી વાત. મનોરમા જેવા ચીપીચીપીને સુંદર મરોડદાર મોતીના દાણા જેવા અક્ષરો પણ વિમલા ક્યાં લખી શકતી હતી? ને ભણવામાંય વિમલા ઢ હતી. વિમલા મનોરમા જેવી ગુણીયલ ન હતી. વિમલાના રૂપની નિશાળમાં ઝાઝી ચર્ચા ન થતી. ને શરમના જે શેરડા ઘડીભરમાં મનોરમાના ગાલને રતુંમડા કરી મૂકતાં એ શરમ કે લજ્જા વિમલા પાસે હતી જ ક્યાં?

પ્રારંભમાં મનોરમા ઉપર માત્ર મીઠી દૃષ્ટિ ફેંકી જ હું ધન્યતા પામી રહ્યો. ત્યાર-પછી એક દિવસ બહુ વિચિત્ર પ્રસંગ બન્યો. હું ન ભૂલતો હઉં તો પ્રેમાનંદના જ કાવ્યોનો વિષય હતો. પ્રેમાનંદે લખેલું એકાદ કાવ્યનું કડવું અમારે ગોખવાનું હતું તે ભાઇસાબે કડવું લાગે છે માની ગોખ્યું નહીં. પણ તે ન ગોખવાના મારા ગુન્હાને કારણ શું કિર્તિ-વંત કવિ પ્રેમાનંદની કીર્તિ ઘટી જવાની હતી? પણ મારા જેટલી અક્કલ નિશાળના શિક્ષકોમાં હતી જ ક્યાં? અને તેમાં વળી એમને તો શીખવવાની અને સજા કરવાની ટેવ પડયા પછી બીજું કશું જ ક્યાં આવડતું? બસ, મારા આ ગુન્હા બદલ મારા વર્ગ શિક્ષકે મને તે દિવસે પાટલી પર ઊભો જ રાખ્યો. બરાબર તેજ વખતે મનોરમાની દૃષ્ટિ મારા પર પડી હતી. પણ તે વખતનો મનોરમાનો અભિનય મને સ્મરે છે. મને જાણે ખબર ન હોય તેમ મનોરમા મને જોવાનો ડોળ કરતી હોય તેમ વારેઘડીએ એક પોથીમાં પોતાનું માથું ખેરવી દેતી અને જાણે કેમ ભણવામાં મારા કરતાં વધુ હોંશિ-યાર હોય નહીં તેવો દેખાવ કરતી. અને તેની સાથોસાથ મને ભુલી જવાનો પણ પ્રયત્ન કરતી, પણ હું તો રિસેસમાં કે ગમે

તે પ્રસંગે તેને મળી લેવા મથતો. એક વ્યક્તિ બીજી વ્યક્તિને મળી શકે તેવે સ્થળે હું પહોંચતો. આમ મનોરમા મને ક્યારેક જોઇ પણ જતી. એ વખતે એને આશ્ચર્ય આનંદ પણ થતો. કોઇ વખત તો વળી આમ અચાનક મને ભાળી જઇને એ શરમાઇ જતી અને પોતે તે વખતે જે કંઇ પણ કામ કરતી હોય તેમાં ખૂબ જ એકાગ્ર પણ બની જવાનો ડોળ કરતી.

પણ મને આમ સંતોષ ન વળ્યો. એક દિવસ મનોરમા આવે તે પહેલાં હું બહુ વહેલો આવી ચઢયો. ને તે દિવસે મારા મોઢા પર મેં પાવડરના લપેડા કર્યો હતા. મારા આવા દિદાર જોઇ મનોરમા ભડકી ગઇ. મારો આવો વેશ તેને ગમ્યો નહિ. તેણે મને પાવડર કાઢી નાખવા માટે સૂચના કરી...મેં આ સૂચન મળ્યાને મારા ધન-ભાગ્ય ગણ્યા.

ને ત્યારબાદ દશ જ દિવસ રહીને આવેલા સોમવારને તો હું ભુલી જઈ શકું તેમ છું નહીં. તે દિવસે પહેલા સમયમાં હું પેન્સીલ વગર આવ્યો હતો અને પેન્સીલ વિના ચાલે તેમ હતું જ નહીં. ને શિક્ષક જરી વધુ પડતા આદર્શવાદી એટલે તેમની જાણમાં મારી ભુલ આવી એટલે તેમનું વ્યાખ્યાન પેન્સીલ પર ચાલે ! એટલે તેમને ખબર પડે તે પહેલાં પેન્સીલ વેચાતી લઇને હું જોશભેર પાછો ફર્યો ત્યારે રિસેસ થઇ ગઈ હતી. ઉતાવળે દોડતાં હું અચાનક જ મનોરમા સાથે અથડાઇ ગયો. મને લાગ્યું કે એને મારા આ પાપથી રીસ ચઢશેઃ પણ એ તો મારી સામું જોઇને સહેજ સ્મિત કરી પછી "પ્રેમાનંદનું કાવ્ય ગોખ્યું !" પૂછી હસતી હસતી ચાલી ગઇ.

મને બેદરકારીએ રાજી ન કર્યો હોત તો મનોરમાની હાસ્ય મુક્તાવાણી પણ સાંભળવાને મળી ન હોત. ને પછી તો હું તેના વાક્યો વિશે કલ્પનાઓ કરતો, છેવટે તો પછી હું એને પરણવા માટે જ જન્મ્યો છું એવું પણ કલ્પવા લાગ્યો. છેવટે અમારા વિવાહની ધામધુમથી વાતો થવા લાગી. નિયત સ્થળોએ હું લગ્ન કરું તો તેમાં ય નવીનતા આણવાને મેં નિશ્ચય વ્યક્ત કર્યો. ને મને મારા કાર્યમાં યશ પ્રાપ્તિ થશે કે નહીં તે વિશે અમારી નિશાળના કુતરાને પૂછયું અને તેનો કાન પકડી તેની પાસેથી પણ હા પડાવી.

અમારી નિશાળની બાજુમાં ગાડીના લાંબા પાટા પડયા હતાઃ હજુ ય હશે. ત્યાં બેસી એક દિ હું ચાકુની ધાર કહાઢતો હતો. અને સાથોસાથ ચાકુને એ રીતે લોહચુંબક કરવા મથતો હતો. બરાબર તેજ સમયે મનોરમા મારી બાજુમાંથી પસાર થઇ ગઇ અને તેણે મને પૂછયું કેઃ 'શું કરો છો ? મેં ઉત્તર રૂપે કહ્યું કંઇ નહિ. મારા આ ઉત્તરથી તે હસી. તેને ખબર હતી કે ગાડી ચાલી જતાં પાટા પર ચાકુ ઘસવાથી લોહ-ચુંબકનો ગુણ તે પ્રાપ્ત કરી શકે છે. અને એટલા ખાતર જ પ્રયત્ન કરી રહ્યો હતો. પણ મારામાં લોહચુંબકનો ગુણ ન હોય તે હું મારા ચાકુને તે શી રીતે આપી શકું ? મનોરમા વીણતી હતી એટલે હું કશું કરતે નહિ વાત એને પજવતી નહિ.

...પણ ત્યાં તો મારું ચાકુ લોહચુંબક બન્યું ને તેની સાથે મારામાંય લોહ-ચુંબકનો ગુણ આવ્યો. આમ થતાં હું પણ અંધકારનો લાભ લઇ મનોરમાની લગભગ અડોઅડ ઉભો રહ્યો અને પછી તેના ખોળવાળની પ્રસંશા કરતાં કહ્યુ......મનોરમા તું ખુબસુરત છો.

બસ...થયું...પુરૂં થયું. સાર-પછી એકમેકને પ્રેમ કરતા જ આગળ બઢયે ગયા.

જાત જાતની કલ્પનાઓ કરીને પડખેની વાડીમાં એકલા જઇને ધરાઇ ધરાઇને જામફળો ખાધાં. એવા તો કેટલાય દિનો વહી ગયા. પણ અમારી પ્રેમચેષ્ટા મારા એક મિત્રને ખૂબ ખટકી. તેણે મારામાં ભાગ પડાવવા માંડયો. ને એક દિવસ જ્યારે સકારણ મેં મારા આ હિતશત્રુને નિશાળમાં એક ઇંટ મારો ભોં ભેગો કરી દીધો ત્યારે તો મનોરમા મારી શક્તિ ઉપર આફ્રીન થઇ ગઇ

પણ ત્યારપછી તો મારે મુંબઇ આવવાનું થયું. અમારા સાહસની અને પ્રેમની વાતો જાહેર રીતે ચર્ચવામાં આવી. હું આથી ડરી ગયો. મેં ફરી મનોરમાને યાદ ન કરી. પણ પણ પેલી વિમલા કયારેક મળવા લાગી. ને ખરૂં પૂછો તો મનોરમાને કારણે હું તોફાની બન્યો હતો; પણ એ જાતના તોફાનથી વિમલાને મેં ઉગારી લીધી હતી. ને પાછળથી વિમલા પરણી ચૂકી એવું જાણવા મળ્યું ત્યારે હું રાજી થયો. પણ જો તમે મનોરમાની વાત કરતા હો તો હું હજુ ય તેને ભૂલી શકયો નથી, આજે તો એ કોલેજમાં છે એટલે મને એક બીજી શંકા રહ્યા કરે છે. શું તે મારા જેવા અભણ બેદરકાર અને તોફાનીને હજુય ચાહશે કે કોઇ દારૂડિયા, ચરિત્રહીન સુકલકડી કોલેજિયન પર પોતાની પસંદગી ઉતારશે ?

* * *

૨

સરલા પીરસતી હતી.

પોતાની છોકરીને પછી તેની વય ભમે તેટલી હોય, જો એક મા ઉપર ઉંચકીને તેના હોંશેહોંશ ચાલ્યા જાય ત્યાં સુધી જમીન પર પછાડી શકે તોજ એક સ્ત્રી મા થવાને જરૂરી લાયકાત ધરાવતી ગણાય. સરલાની માની આટલી લાયકાત હતી જ. પણ સરલા તો હજુ કિશોરી હતી. હજુ સત્તર વર્ષ જ તેને થયા હતા. અને અધુરામાં પૂરૂં તેનામાં લોહચુંબકનો ગુણ હતો. મને તો કોણ જાણે તે દિલ્હીમાં ચાંદની ચોક મૂકીને અહીં અમારી પાડોશમાં રહેવા લાગી ત્યારથી જણાયું, મૂળ તો સરલા હતી જ અમારા ગામની પણ દશબાર વર્ષથી એ દિલ્હી જ રહેતી. એત્રણ દિવાળીઓથી એ અમારે ગામ આવી હતી.

જ્યારે તે પહેલી આવી ત્યારે તેને ખબર નહીં કે અહીંની છોકરીઓના માથામાં જુ હોય છે. એની કોઈ બેનપણીને ઘેર એક દિવસ તે સુઈ ગઈ અને તેના માથામાં પુષ્કળ જુ થઈ. કોણ જાણે કયા હિતેચ્છુની એણે સલાહ માગી અને કોણ જાણે કયા હિતેચ્છુએ તેને સલાહ આપી એ ખબર નથી પણ સલાહ હતી માથામાં પારો ઘસ-

વાની અને એ રીતે જુ દુર કરવાની સવારના ન્હાતી વખતે તેણે પોતાના માથામાં પારો ઘસવાની સલાહ આપનાર અને પારો આપનારનો આભાર માન્યો. કદાચ, એ વ્યક્તિ હું પોતે જ હોઉં. પારો ઘસી સ્વચ્છ થઇ તે મારી બેન પાસે માથું હોલાવા બેઠી. મારી બેન અને સરલા બેનપણીઓ. ગમે તે હોય પણ જ્યારે સરલા પોતાના સુન્દર લાંબા વાળ હોલાવીને ઊઠી અને જ્યારે પોતાની લટમાં ફૂલ નાખવા હાથ ઉંચો કરવા ગઈ ત્યારે તેને ખબર પડી કે તેની સોનાની મોંઘી બંગડી અને સોનાની મોંઘી વીંટી પારાની અસરથી સફેદ દુધ બન્યા હતા. ગભરાતી સરલા મારી પાસે આવી ગભરાટમાં અમે બે સોની પાસે ગયા. હું બંગડીઓ સોની પાસે લઇ ગયો ત્યારે સરલાએ મને કહ્યું કે મારે તે બંગડીઓ સોની પાસે સુની મૂકી આવવી નહિ અને ત્યારે મેં તેને કહ્યું કે હું મુર્ખ ન હતો. સરલાની બંગડીઓ સોનીએ તપાવી આપી ત્યાં સુધી હું સોની પાસે જ બેસી રહ્યો અને પછી તેની બંગ- ડીઓ સો ટચ સોનું થઇ ત્યારે જ ત્યાંથી હું ઊઠયો. અને ત્યારે સરલાએ માત્ર મારો આભાર માન્યો જે મેં હસતે મોંએ સ્વીકારી લીધો. પણ ત્યારે મેં જોયું કે સરલાને હું જે હિતેચ્છુ તરીકે સલાહ આપતો હતો ને તેને ગભરાટને સમયે ને મુશ્કેલીને સમયે મદદ કર્તા થઇ પડતો હતો ત્યારે હું કયાં પણ ચમક લાવતો ન હતો. પણ સરલામાં જે લોહચુંબક હતો. તે મને તેને માટે કંઈક કરી છૂટી તેની નજીક ને નજીક પુકારી રહેતો હતો. અને હું એ પુકારને નકારી શકતો ન હતો.

એક વખત તો સરલાએ ખરેખર પુકાર કર્યો. દિવાળીનો સમય હતો. કોણ જાણે મારી બેનને સરલાની મદદ જોઇતી હતી. મારી બેને સરલાને બોલાવી અને તેની પાસે ઘુઘરા અને પુરીઓ બનાવવામાં મદદ લીધી, સાંજે ઘેર આવ્યો ત્યારે સરલા જવાની તૈયારી કરતી હતી, તેની મારી સાથે બોલવા ઇચ્છતી નહતી છતાં તે બોલી...આજે ઘુઘરાં કર્યાં છે...ચાખી જોજો...મેં તેને કહ્યું કે એ ઘુઘરા કરવામાં સરલાનો હાથ તો નહોતો ને ? ત્યારે શરમથી લજ્જિત થતાં તેણે કહ્યું કે તેણે જ ઘુઘરા કર્યા હતા. મેં તેણે કહ્યું કે હું તેના બધા જ ઘુઘરા ખાઇ જઇશ ત્યારે તે કંઈ જ બોલી નહીં...માત્ર દોડી ગઇ. શા કારણથી તે હું કળી શકયો નહીં.

ઘુઘરા તો સરસ થયા જ હતા. ખૂબ જ સરસ. મારી બેન જ્યારે મને પીરસતી હતી ત્યારે તે સાથે સાથે પુરીઓ પણ તરતી. બન્ને પ્રવૃતિઓ એકલે હાથે ન થઇ શકે એટલે મારી બેને મને પીરસવાને સરલાને બોલાવી. સરલાને આવવું પડયું. સરલા મને પીરસવા લાગી. તે જે જે લાવતી તેના નામ તે એટલા ધીમે બોલતી કે તે મને સંભળાતા નહતા. કદાચ કોઇ તેનો અવાજ સાંભળી જાય અને તો તે નિર્દોષ ન રહે એટલે તે ધીમે બોલતી હતી. પણ મારે તેને બબ્બે વખત તે પીરસતી હતી તે શું હતું તે પૂછવું પડતું પછી તો એટલી બધી તકલીફમાં ઉતર્યા કરતાં સરલા જે પીરસે તે લઇ લેવું ઉચિત ધાર્યું. જ્યારે તે મને પીરસી લેતી ત્યારે તે રસોડાની જાળીમાં જઈ ઉભી રહેતી. પણ ને ત્યાંથી સંતાઈ શકતી નહિ. તે ઊભી રહેતી કારણ કે તેને જોવું પડતું કે મારે શું જોઈતું હતું અને તે ત્યારે મારી સામે જ જોતી હતી. અને હું તેની પાસે કંઇ માગું નહીં ત્યાંસુધી તેને ખબર ન પડતી કે મારે શું જોઇએ છે. તોપ મારામાં લોહચુંબક તો નહતું. લોહચુંબક તો હતી

સરલા. તે જ્યારે મને શાક પીરસતી કે ઘી પીરસતી ત્યારે હું તેને બસ કહેતો નહીં ને તે આખી થાળી ભરીને જ જતી. તે પીરસતી ત્યારે હું તેને હાથ જ જોતો અને તે શું પીરસતી તે ભૂલી જતો. તેણે મને છાશ આપી અને તેમાં માંખી પડી તોય મને ખબર ન પડી. ને જ્યારે એ ફરીથી બીજી છાશ લઇ આવી ત્યારે મેં તેને તે મૂકવા મારા પાટલા પર જગા ન આપી એટલે તે છાશના ગ્લાસને ગમે ત્યાં મૂકીને જતી રહી. મેં તેની પાસે શાક મંગાવ્યું ત્યારે તે ખાલી હાથે આવી કારણ કે શાક ખલાસ થયું હતું...પણ તેના ખાલી હાથ મને ખાલી ન લાગ્યા. મેં થાળમાં મારા હાથ ધોઇ નાખ્યા ત્યારે તે પાપડ લઇને આવી અને આંખો મીંચીને તેણે પાપડ પાણીમાં નાખ્યો! બીજો પાપડ મેં મંગાવ્યો ત્યારે તેણે કહ્યું કે હું બીજા પાપડને લાયક નથી. ત્યારે તો મને ખબર પડી ગઇ કે મારામાં કશો જ લોહચુંબકનો ગુણ ન હતો. જમીને ઊભો થાઉં છું ત્યારે સરલા મને પાન સોપારી આપવા ઉપર આવે છે. મારી બેન તો હજુ પુરીઓ તળે છે. ત્યારે સોપારી લેવા જતો હતો ત્યારે સરલાએ મને કહ્યું કે મેં લીધી હતી તે સોપારી સડેલી હતી. ત્યારે બીજી સોપારી લેવાને બદલે આમ અસ્વસ્થ થવાને બદલે મેં સરલાને મારી પાસે બેસવા કહ્યું. અને તે વખતે સરલાએ મને એકજ પ્રશ્ન કર્યો–કેમ ભગીરથ મહેતા જમ્યા? મેં તેને ઉત્તર આપ્યો...હા, સરલા ધરાઇને.. અને પીરસતી'તી તો તું જને? ત્યારે સરલા શરમાઇ ગઇ. અને તે દિવાળીને વખતે રંગોળી પુરવા માટે તેની પાસે ડિઝાઇન હતી તે ભીંત પર ચિતરવા લાગી. મેં તેને કહ્યું કે સરલા આ ડિઝાઇન ખરાબ છે અને મેં કહ્યું કે મને નવી અને સારી આવડે છે અને હું તને બતાવીશ. હવે સરલાને કંઇ જ કહેવા કરવાનું રહ્યું ન હતું અને તેનામાં લોહચુંબકનો ગુણ છે જે ખબર તેને પડી ગઇ હતી એટલે હું જેમ તકીયા પર પડયો તેમ તે મારી નજીક અને હું એ લોહચુંબક અતિ આકર્ષાયો છે.

# મંજુલા

લેખક : શ્રી. બાલકૃષ્ણ જોશી

જાગીરદાર સાહેબનો બંગલો આજે પૂર ઝબકાથી દીપી ઉઠયો હતો ! ભવ્ય ચોગાનમાં ભોજન પાર્ટીની વ્યવસ્થા કરવામાં આવી હતી ! રંગોળી, પાટલાની સુંદર વ્યવસ્થા થઇ હતી. સુગન્ધિદાર ધૂપસળીથી આખું વાતાવરણ મઘમઘી ઉઠયું હતું.

જાગીરદાર કસનજી દેસાઇની એકની એક લાડકી પુત્રી ઉમાની વરસગાંઠનો આજે જલસો હતો ! પુખ્તવયનાં આમંત્રિત મેમાનોની પંક્તિથી થોડેક દૂરના બ્લોકમાં ઉમાની શાળાની સર્વ સહાધ્યાયીનીઓ પણ ગોઠવાઇ ગઇ હતી.

ઉમા કીંમતી વસ્ત્રાલંકાર સજી સખીઓની પંક્તિમાં ઘૂમતી હતી, અને તેમના આનંદી વાર્તાવિનોદથી હાસ્ય અમૃતના ફુવારા ઉડી રહ્યા હતા.

લાડકી ઉમા સામે પ્રેમથી જોતાં જાગીરદારણ ગજરાબા પતિને કહેતી હતી " આપણી ઉમા કેટલી સરસ લાગે છે—મુઇને પહેલી તો મારી જ નજર લાગશે—જુઓને, પેલી જસુ એની સાથે ઉભી રહી વાતો કરે છે તે જરાએ શોભતી નથી.

બિચારી જસુ ! મધ્યમ સ્થિતિનાં મા–બાપની તે પુત્રી હતી. તે સાદાં સાડી પોલકું પહેરી ઉમાની પાછળ પાછળ નાહક અટવાયા કરતી હતી; ગર્વ શ્રીમંતાઇનો દીમાક તેનામાં જણાતો ન હતો !

જમણવાર શરુ થયો; અપોરાનનો ભાત ખલાસ થતાં જમનારાઓનાં હાથ સ્વાભાવિક રીતે બાસુંદી–પૂરી તરફ વળવા લાગ્યા. ત્યાં બૂમ સંભળાઇ " ઉમા, એ ઉમા. "

ઉમાએ ગભરાઇને અવાજ તરફ નજર નાખી; બધી છોકરીઓ થરથરી ઉઠી; કેમ કે જાગીરદાર સાહેબે પોતાના પહાડી અવાજે ગર્જના કરી કહ્યું " ઉમા, પેલી મણકીને કોણે જમવા બોલાવી ? ગાંડી ! તને કાંઇ અક્કલ છે ? ને પાછી તેને બધાંની પંક્તિ ભેગી જમવા બેસાડી છે ને ? મૂર્ખી કંઇની !

પતિરાજ આટલા કેમ ઉકળી ગયા હતા તેનો હજી ગજરાને ખ્યાલ આવ્યો નહિ; અને તેમાં આશ્ચર્ય જેવું કાંઇ જ ન હતું, કેમ કે મણકીને એ કયાંથી ઓળખે ? તે આસ્તેથી બોલી, " એ મણકી કોણ ? કોની છોકરી ?"

જાગીરદાર સાહેબે અવાજ સાતમા સ્વરે ચઢાવી દીધો, " પેલી બેઠી, પૂરણજીની પદ્મા સાથે; જોને ! ઉમાને તો અક્કલ નથી, પણ એ ચોરી પણ નથી સમજતી કે પોતે કયાં કયી જગ્યાએ બેસવું તે ! હરી–દૂબળાની પોરી છે પણ અસલ અનાવળા જેવો ઠેરો કરીને આવી છે ને ? "

ક્ષણવારમાં સૌની નજર મણકી પર પડી. રેશમી સાડી પહેરી પીરસનારા પોતપોતાની જગ્યાએ જ સ્થિર થઇ ગયા. ગભરાયલી નજરે મણકીએ ચોમેર જોયું અને મોં નીચું કરી દીધું, સંપૂર્ણ શાંતિનો ભંગ કરતાં ઉંચરે ગજરાએ કહ્યું, " રાજુ, રાજુ, આમ જોયા શું કરે છે ગાંડા જેવી ? પેલી મણકીની પત્રાળી ઉપાડીને પેલા પટાવાળાની સોમલી સાથે ગોઠવી દેને–"

રાજુ કામ કરનારીએ મણકીની પત્રાળી ઉપાડી અને લથડતે પગે મણકી સોમલી પાસે જઇ બેઠી.

આનંદ ઉલ્લાસથી જમણવાર ખલાસ થયો ને ઉમાએ હસતાં હસતાં સખીઓની પંક્તિમાં મુખવાસનાં પાન-સોપારી, લવીંગ એલાયચીની લહાણી કરી. મોટેરાઓ પાન-સોપારી ખાઈ દીવાનખાનામાં ચાલ્યા જતાં ઉમાએ પોતાની બાલ મંડળીને થોડીવાર ગ્રામોફોનના સંગીતનો લાભ આપ્યો. સૌ બાલિકાઓ આનંદમાં આવી ગઇ અને છેલ્લી રેકર્ડ નરસિંહ ભગતની ચડીઃ મેરે અંગના મેં આવો મહારાજ—તુમ બિના સૂણી નગરિયા—

× × ×

રેકાર્ડ ખલાસ થઇ અને સર્વ સખી-મંડળ ભેગી, મણકી પણ ખિન્ન હૃદયે બહારથી હસતાં મોંએ ઉમાની રજા લઇ ઘેર જવા નીકળી.

( ૨ )

બાર વરસ બાદઃ—જાગીરદાર સાહેબનો બંગલો આજે પાછો ઘણે વર્ષે આનંદથી ઉભરાઇ જતો હતો ! ઘણે વર્ષે એમને ત્યાં દૌહિત્રનો જન્મ થતાં પારણું ઝૂલવાનો પ્રસંગ આવ્યો હતો ! અને તેનાં વારસા નિમિત્તે મિજબાનીનો ભારે જલસો હતો. વિજળીક રોશનીના લખલખાટ આગળ આકાશમાં ઉગેલા પૂનમનો ચંદ્ર પણ જાણે ઝાંખો લાગતો હતો !

આજે બગીચાના ટેનિસ કોર્ટ પર ભોજન પંક્તિની ગોઠવણ થઈ હતી સાસરાનીયરના દાગીનાથી ખડકાયલ શરીરે ઉમા ચોમેર આનંદમાં ધૂમતી હતી.

નિમંત્રિત મેમાનો લગભગ સર્વ આવી ગયા હતા. માત્ર ડૉ. મંજુલાબેન આવે એટલી વાર હતી. જાગીરદાર સાહેબનો સ્વભાવ મૂળથી જ ભડભડીઓ હતો છતાં આજે કાંઈ એ ઘણા ધીરગંભીર થયા નહતા અને વાતનો વિષય પણ કાંઇક બદલાયો જણાતો હતો.

આજે એમને ડૉ. મંજુલાબેન સિવાય કાંઇ સૂઝતું જ નહતું !

" ઘણી હોંશિયાર બાઇ દેખું-ખુદ મોતના મોંમાંથી આ વખતે એણે અમારી ઉમાને બચાવી-સ્વભાવમાં પણ કેટલી મીઠાશ—" જાગીરદાર સાહેબ બોલ્યાં.

તે સાંભળી તેમના જમાઇરાજ બેરિસ્ટર અરવિન્દે સસરાને સાથ આપતાં કહ્યું " ઇન્ડિયાની વાત બાજુએ રાખોને પણ ખુદ યુરોપમાં પણ એવી હોંશિયાર-સ્માર્ટ ડાકટર ઓછી જ જોવામાં આવે છે. " એને સિગરેટ ખંખેરતાં પુનઃ જણાવ્યું " આજે તો હું એમને ખાસ કહેવાનો છું કે તમારા જેવા સ્માર્ટ અને મિલનસાર શિષ્ટ લેડિ ડૉક્ટરે એકવાર પણ યુરોપની સફર કરવી જોઇએ—તેમના વર્તનમાં ને બોલવા ચાલવામાં કેટલી મીઠાશ-કેટલી સંસ્કારિતા-જમાઇરાજ વધુ પડતાં વરસી ન જાય તે માટે કે શું પણ જાગીરદાર સાહેબે વચમાં ઝંપલાવ્યું " અરે આ પણ એ તો કહે છે કે મારી ઉમા ને એ એક જ વર્ગમાં ભણતાં પણ ઉમા શેની ઓળખાણ રાખે ! છતાં ડૉ. મંજુલા-બેન એમની બાલસખીને ભૂલી ગયાં નથી.

બીજી તરફ સ્ત્રી મંડળમાં ગજરા ગાજતી હતી " કોણ જાણે અત્યારે કેવો કાંઇ અગત્યનો કેસ આવ્યો હશે, નહિ. "

નહિં તો મંજુલાબેન વખતસર આવ્યા વિના રહે જ નહિ-ડૉ. મંજુલાબેન એટલે આપણા ગામનું નાક જ છે હોં—ઓહો ચાલો, આવી પહોંચ્યાંને શું ? "

બનારસી સાડીનો પાલવ સંકોરતાં ગજરા, અને દેશી ટીંબરની બીડીનો ઝરગટ દમ ખેંચતાં જાગીરદાર સાહેબ, બેરિસ્ટર જમાઇ અરવિન્દની પાછળ પાછળ ડૉ. મંજુલાના સ્વાગત માટે દોડયાં.

બધું મંડળ તેના માનમાં ઉભું થઇ

ગયું અને તે આવી જતાં સૌ પોતપોતાના ભાણે બેસી ગયા. વિલાયત જઇ આવેલા સુધારક જમાઇ બેરિસ્ટર અરવિન્દ હાજર હોવાથી સ્ત્રી પુરૂષની પંક્તિમાં જાતિભેદ જેવું કાંઈ રાખવામાં આવ્યું જ નહતું; એટલે ડૉ. મંજુલાનું ભાણું પણ અરવિન્દ અને ઉમાની વચ્ચે જ ગોઠવવામાં આવ્યું અને એ ત્રણે જણની સામે ખાસ ચાંદીના તાટ-વાડકીઓ ચળકતાં હતાં !

( ૩ )

સર્વ વાનીઓ પીરસાઇ રહેતાં જાગીરદાર સાહેબના હરહર મહાદેવના અવાજ સાથે ભોજનની શરૂઆત થઇ. પરંતુ ડૉ. મંજુલાએ ચોમેર નજર ફેરવવા માંડી. ઘણા જણની નજર એના પર ચોંટી ગઇ. તો એના મુખપર હંમેશનું મીઠું હાસ્ય તરવરી રહેલું જણાયું. જમણા હાથે બેઠેલી ઉમાને એણે જરા મોટેથી કહ્યું " તમારી રાજુ કામ કરનારી કયાં ગઈ ? " પણ તે પ્રશ્નનો જવાબ સાંભળવા નહિ રોકાતાં પોતે કાંઇપણ બબડાટ વિના પાટલા પરથી ઉઠી ને એક હાથે પાટલો અને બીજા હાથે એણે તાટ ઉપાડતાં ઉભી થઈ ગઈ.

સૌ જોઇ રહ્યાં. જાગીરદારની જાગતી જ્યોત વાચા પણ અત્યારે અચાનક શાંત પડી ગઈ ! પંક્તિ છોડી -ચાર હાથ છેટે ડૉ. મંજુલાએ પોતાનો પાટલો ગોઠવ્યો અને નિર્ભયતાથી ચોમેર નજર નાખતાં તે ભાણા પર બેઠી.

" અરરર, આ શું ? " બેરિસ્ટર અરવિન્દે આશ્ચર્યચકિત થઇ જઇ પૂછ્યું.

" અઘટિત જગ્યાએ તમે મારું ભાણું માંડયું-તેમાં હું શું કરૂં ? મારી વાસ્તવિક જગ્યા આ છે-આપ સૌ જેવાં ઉજળિયાત કોમ સાથે એક પંક્તિમાં મારા જેવી કાળી-પરજની છોકરીએ જમવા બેસવું એ બેહૂદું—"

" નોન્સેન્સ " બેરિસ્ટર અરવિન્દ વચમાં જ બોલી ઉઠયો.

" વાહ, વહુ સરસ કામ ! આખરે મંજુલાબેન, તમે અમારી આવી જ કીંમત કરી કે ? અમે તો પક્કા સુધારક છીએ તે તમારા મનમાં આવો હલકો વિચાર પણ શા માટે આવવો જોઇએ ? " જાગિરદાર સાહેબે કાંઇક ખસીયાણા પડી જવા છતાં સ્મિત કરતાં કહ્યું.

તેના સામું ટીકીને જોઇ રહેતાં ડૉ. મંજુલાએ તત્કાળ જવાબ આપ્યો " જાગીરદાર સાહેબ, બાર વરસ પરે ઉમા બહેનની વરસગાંઠને દિવસે જલસા પાર્ટીમાં આપે જ મને મારી જગ્યા નક્કી કરી આપી હતી તે આપ ભૂલી ગયા હશો, પણ હું તો તે પ્રસંગ ભૂલી નથી. પહેલાંની મણુકી ને આજ આપ ડૉ. મંજુલાબેન કહો છો. એટલો જ માત્ર ફેર ! બાકી મારી બા તો હજુ પણ મને મણુકી કહીને જ બોલાવે છે ! ને મારા જાતભાઇઓ અભિમાનથી શું કહે તે જાણો છો ? " આપણી માણકી પોરી ભણી દાક્તર થઇ ગઇ—"

હશે, ચાલો એ વાત જવાદો—જમવાનું ઠંડું પડી જાય છે, માટે કરો શરૂઆત—" એટલું કહી મંજુલાએ જમવાનું શરૂ કર્યું.

જાગીરદાર સાહેબ ચડીચૂપ થઇ ગયા ! બેરિસ્ટર અરવિન્દે સસરા સામે જોયું તો- તેમનું મોં છબી પાડવા જેવું લાગતું હતું ! તત્કાળ બેરિસ્ટરની નજર સામેના થાંભલે ચોટેલાં રંગબેરંગી સુભાષિત છાપેલાં કાર્ડ તરફ પડી તો તેમાંના એક પર નીચેના અક્ષરો દેવનગરી લીપીમાં જણાયાઃ—

गुणाः पुजाऽस्थानं गुणिपु
न च लिङ्गं न च वयः

અને સહેજ ખુંખારો ખાતાં સંસ્કૃતનાં અભ્યાસી ઉમા-મંજુલા અને બેરીસ્ટર ત્રણેનું તે પર લક્ષ ચોંટતાં તેમનું પરસ્પર સ્મિત ભર્યું તારામૈત્રક રચાયું.

# સ્ત્રી એટલે ?

લેખિકા : સૌ. સત્યબાળા વિમોચનરાવ દેસાઈ.

માનવ જાતને ઉન્નત થવું હોય તો સ્ત્રીને સાચા સ્વરૂપમાં સમજવી પડશે. સ્ત્રીઓના ઉદ્ધારમાં માનવ જાતનો ઉદ્ધાર સમાયેલો છે. સ્ત્રીઓ તો જગતની જગદંબાઓ છે. અન્નપૂર્ણાઓ છે. સ્ત્રી ઘરને ઘડે છે, એટલું જ નહિ તે પુરૂષને પણ ઘડે છે. અન્નપૂર્ણાની ભાવના એ સ્ત્રીની ભાવના છે. સ્ત્રીઓ એટલે માધુર્યનો પૂંજ, ને જગતને કેછરંગે, કૃષ્ણ, રામ, ગાંધી ને રામતીર્થ સરીખડા પુષ્પો ધરતી રસાળી વેલ, નવજીવન પાંગરતી પૃથ્વિને પત્નિ પૂજ્યતાને પાત્ર નથી શું ? પત્થર બની ગયેલાં હૃદયોને પણ પીગળાવવાની શક્તિ સ્ત્રીમાં છે. નિત્ય જીવનનાં અંગો એક બની જઈ, સ્મૃતિથી પર થાય છે. પરંતુ એમાંથી એકાદ અંગ નબળું હોય તો જીવન વીકટ બની જાય છે. સ્ત્રી અને પુરૂષ સમાજનાં મુખ્ય અંગ, તેનાં તરફ બેદરકારી રાખ્યે સમાજ પાંગળો, અધૂરો નહિ રહે ? સ્ત્રીના સ્ત્રીત્વને ધન વડે, કામ વડે, બળ વડે ને પ્રેમ વડે પુરૂષ તાબે રાખવા મથે છે. પાપનું મૂળ ગાલિકી ! પરંતુ નારી દેહમાં પૂજ્યભાવ સેવાય તો જગતમાં પયગમ્બરો દુર્લભ નથી. નારી દેહના ઉપભોગમાં ત્યાગની ભાવના વિશેષ જાગે તો ! પુરૂષની ભાવના કે ધ્યેયને સમજીને તેના સાફલ્ય માટે પુરૂષ સરખો જ ભોગ આપતી પત્નિ પૂજ્ય નથી ? કોણ કહેશે કે પૂ. મહાત્માજીના પ્રત્યેક કાર્યમાં કસ્તુરબાની પ્રેરણા નહતી ? સ્ત્રીનો માતૃપ્રેમ વિશ્વને સજીવન રાખે છે. માટે જ તે સંજીવની છે, થાકયાનો વિસામો છે. પણ તે કયારે ? જ્યારે તેને સાચા સ્વરૂપમાં સમજીશું ત્યારે.

સારાયે જગતમાં પતિ અને પત્નિ વચ્ચેનાં સંબંધ કરતાં વિશેષ નિકટપણું કયાયે ભાળ્યું નથી. માતાનું વાત્સલ્ય એ અખૂટ ને અનંત ઝરો છે. એક માતા અનેક પેઢીઓના વારસની માતા છે. માટે જ ઉચ્ચ સંતતિને ચાહો તો સ્ત્રીને ઉચ્ચ બનાવો. કોણ નથી જાણતું કે " મૃત્યુને હસતે મુખે અર્લીગતી, અગ્નિદાહ સરખા અસહ્ય દેહકાષ્ટમાં આનંદ અવલોકતી, પ્રિયતમના આત્માની સાથે એકતા સાંધવા દેહને ભસ્મીભૂત કરતી, આર્ય અબળા આર્યાવર્તનું અજોડ, અમર ને જ્વલંત ચિત્ર નથી ? " જે કઇ કઠોરતા માધૂર્ય પાસે મૃદુ બની જતી નથી ?

પ્રેમીઓ તો પ્રેમ યજ્ઞની આહુતીઓ છે. સમસ્ત વિશ્વમાં ઊડે છે પ્રેમાહુતીના ધૂપ. એજ પ્રેમીઓની દાંમ્પત્ય પૂજા. ત્યાગ એજ જીવનનો જપ. સંન્યસ્ત એ જ જીંદગીનું સાફલ્ય. વૈધવ્યના મહાદુઃખમાં પણ કુટુંબનું પોષણ કરવા મથતી, એક વિધવા માતા જગતનું પૂજ્ય અને દર્શનીય ચિત્ર છે. ને માતા એટલે સ્વાર્થરહિત સ્નેહની જીવંત પ્રતિમા. સ્ત્રીનો સહચાર પુરૂષને સંસ્કાર અર્પે છે. સ્ત્રી ન હોત તો સંસ્કૃતિ ન હોત. પરંતુ એ સ્ત્રી પુણ્યવંતી આપી હોત તો !

# અમુઝણનો ઉકેલ

## [ રમુજી સંવાદ ]

:: લેખક ::
રવિશંકર નરોત્તમદાસ પાઠક

[ નોંધ—આ લખાણુ મેં લખ્યું એમાં મારી પોતાની જાત સિવાય બીજા ઘણાનું ઋણ સ્વીકારવાનો અવસર આવે એમ છે. એ બધાનું જાહેર રીતે હું ઋણ ન સ્વીકારું અને એકલો એકલો કીર્તિનો વારસદાર થઇ જાઉં તો હું ન ગુણો કહેવાઉં. પણ જ્યાં હું ઋણ સ્વીકારવા તૈયાર થાઉં છું ત્યાં મને વિચાર આવે છે કે ' હું ઋણ કોનું સ્વીકારું ? અને કોનું ન સ્વીકારું ?' જગતનિયંતા પરમેશ્વરનું ઋણ હું ના કબૂલ કરું ? એણે મને જન્મ જ ન આપ્યો હોત તો આ લખાણ કદિ હું લખી શકત ખરો ? એટલે એનો આભાર મારે પ્રથમ માનવો જોઇએ ત્યારપછી ઘણી સંભાળ રાખી પ્રેમથી ઉછેરી મોટો કરનાર માબાપના ઉપકારને હું સ્વીકારવાની તક લઉં છું. તે પછી મારા ગામની નિશાળના મે'તાજી કે જેમના હાથે સૌથી પહેલાં એકડો મેં ઘુંટ્યો હતો તેમનો આભાર માનું છું. કારણ કે હું ભણ્યો ન હોત તો આ લખવાની શક્તિ કંઇ મારામાં આવવાની હતી ? તે પછી સ્લેટનો, પેનનો, કાગળનો, ચોપડીનો, જે જે ચોપડી હું ભણ્યો તેના તેના લખનારનો અને છપાવનારનો, તથા જ્યાં જ્યાં એ પુસ્તક છપાયાં હશે તે તે મુદ્રણાલયોનો અને એના માલિકોનો આભાર માનું છું. તે ઉપરાંત મે'તાજીની સોટીનો, જે નિશાળના મકાનમાં પ્રથમ ભણવા દાખલ થયો તે મકાનનો, તે મકાન જે સ્થળે આવ્યું તે સ્થળનો, અને તે સ્થળ જે ગામમાં આવ્યું તે ગામનો એટલે કે મારા ગામનો હું આભાર માનું છું. તદુપરાંત બીજાં અનેકાનેક પુસ્તકો, માસિકો, ચોપાનીઆં, વાંચ્યાં તે સર્વના લેખક, પ્રકાશક, મુદ્રક તથા મુદ્રણાલયોનો હું આભાર માનવાનો વિવેક કરું છું. અને આવો વિવેક જે અક્ષરો, શબ્દો અને વાકયોથી બતાવી શકાય છે. તે ભાષાનો પણ હું આભાર માનું છું. આમ આભાર માનવાનો વિચાર કરતાં બરોબર ઘસારા બંધ—જેનો મારે આભાર માનવાનો એનાં નામ—મારા મગજમાં આવી જાય છે. પણ એ બધાંનો ઉલ્લેખ કરવા જતાં આ લખાણના કરતાં આ ઉપકાર નોંધ સહસ્રઘણી વધી જાય એવી બીક લાગે છે. એટલે જેને જેને પોતાનો ઉપકાર આ લેખકે માનવો જોઇએ એમ લાગે તે તે ઉપકાર મનાઇ ગયો છે એમ સમજી લેવા કૃપા કરે. કારણ કે વ્યક્તિગત—નામ લઇ લઇને આભાર માનવાનું ખરેખર અસંભવિત છે. ]

### પાત્રો

(૧) ભાષાશાસ્ત્રી ભૂખણદાસ
(૨) માસ્તર મંગળદાસ મલીદાવાળા
(૩) સનાનીઆ શાસ્ત્રી
(૪) ગમનલાલ ગરબડીઆ

### અંક ૧ લો

( ભાષાશાસ્ત્રી ભૂખણદાસ પોતાના મકાનમાં બેઠા છે ત્યાં માસ્તર મલીદાવાળા આવે છે. )

ભૂખણ.—આવો આવો, મલીદાવાળા ! ઘણે દિવસે કંઈ દેખાણા.

મલીદા.—અરે શું ભૂખણદાસ સાહેબ, અમારી માથાકૂટમાંથી પરવારીએ ત્યારે કેની બહાર નીકળવાની ફુરસદ મળે ? અમારું માસ્તરનું તે કંઈ જીવન છે ?

ભૂખણ.—કેમ તમારું જીવન શું ખોટું છે ? માસ્તરના જીવનના જેટલું બીજાનું જીવન તો બતાવો !

મલીદા.—ના, અમારા કમનસીબ જીવનનો જોટો તો બીજે મળે એમ લાગતો નથી.

ભૂખણ.—એમ નહિ, તમારા ઉંચા જીવનની–

પવિત્ર જીવનની વાત કરૂં છું. પેલા નવલરામે પણ શું કહ્યું છે ?

'બે'તાજી; બહુ મોટું તુજ નામ તેમ છે કામ,
કર ખંતે મનક્ષેત્રની ખરી ખેતી ધરી ધામ.'

મલીદા.—એ નવલરામના વખતમાં હશે. બાકી અત્યારે તો માસ્તરોની નથી પડી. વિદ્યાર્થીઓને કે વિદ્યાર્થીઓના માબાપોને. પહેલાંના વખતમાં તો શિક્ષક એટલે વિદ્યાર્થીનો દેવ. વિદ્યાર્થીનાં માબાપ પણ શિક્ષક માટે સારો આદર બતાવે. આજે તો બધી દશા ફરી ગઈ છે. ' સંસ્કાર ' જેવો સસરીનો કોઈ શબ્દ જ હવે રહ્યો નથી.

ભૂખણ.—ખરૂં પૂછાવો તો મલીદાવાળા સાહેબ ! એમાં શિક્ષકોનો પણ દોષ છે. પહેલાંના જેવા સેવાભાવી, કર્તવ્ય સમજનાર, શિષ્ય પ્રત્યે છોકરા જેવું વહાલ રાખનાર અત્યારે શિક્ષકો કેટલા છે ? અત્યારે તો કોઈ કામમાં મગજ ચોંટયું નહિ કે લાગલા માસ્તર થવા નીકળે છે. એવા માસ્તરોથી શો શુક્રવાર વળે ?

મલીદા.—બધા જ કંઇ એવા હોતા નથી. આ અમારા જેવા કર્તવ્ય સમજનાર હજુ માસ્તર નથી શું ? પણ સાળો આખો સમાજ જ સડી ગયો છે એટલે કોને દોષ દેવા જઇએ ? અને શું સાહેબ, અત્યારના વિદ્યાર્થીઓથી તો તોબાહ ! એમની અને રામની સેનાના સૈનિકોની વચ્ચે કશો જ ફેર નથી. સવારે શાળામાં જઇએ ત્યાંથી સાંજે ઘેર આવીએ ત્યાં સુધીના સમય દરમિયાન માથા ઉપરની પાઘડી સલામત રહેશે કે કેમ ? એની પણ હવે હંમેશાં ચિંતા રહ્યા કરે છે. કારણ કે કયે વખતે દીકરાઓ એને ઉપાડી જઇ વેગી ખાય એની ય આપણને ખબર ના પડે. વળી એ કોઠો કચકચીઆ પણ ભારે હોય છે. પોતાના શિક્ષકને કઇ રીતે મુઝવવો એની જ શોધમાં એમનાં મગજ હંમેશાં લાગેલાં હોય છે. ગઇ કાલે જ મારા વર્ગમાં એક બનાવ બન્યો છે.

ભૂખણ.—અને ત્યારથી જ તમે ચકરાઇ ગયા હો એમ લાગે છે.

મલીદા.—ચકરાઇ ના જાય ત્યારે કરે શું ? સાળાંની બેવકૂફી તો જુઓ, ગઇ કાલે વર્ગમાં 'મહાપુરુષોના જીવનમાંથી આપણે શું શિખવાનું છે ?' એ વિષય ઉપર હું બોલી રહ્યો હતો ત્યાં વચ્ચે એક ચિબાવલો ઉભો થઇ કહ્યું, ' સાહેબ, વિધવા સ્ત્રી હોય એના નામની આગળ ગંગાસ્વરૂપ કેમ લખાય છે ? ' હવે લો, મહાપુરુષોના જીવનને અને વિધવા સ્ત્રીને શો સંબંધ આવ્યો ? પણ એમ ના કરે ત્યારે એમની લાયકી શી ?

ભૂખણ.—હાં પછી ?

મલીદા.—પછી વર્ગના અભ્યાસને ખલેલ પહોંચાડનાર પેલા ચિબાવલાને જરા ગુસ્સામાં મેં કહ્યું, " અક્કલના દુશ્મન, ચાલુ વિષયને અને તારી વિધવા સ્ત્રીને સંબંધ શો છે ? બેસી જા. " તો કહે ' મારી શંકા દૂર કરો નહિ તો હું હેડમાસ્તર સાહેબ પાસે જઇ જાહેર કરૂં છું કે, અમારા શિક્ષક અમને ઊઠતી શંકાઓનું સમાધાન કરતા નથી. ' અને એમાં હાજીહા કરનાર એની પાછળ બીજા દસ ઉભા થયા. હવે તમે જ કહો, એક તો વર્ગમાં ચાલતા વિષયમાં ભંગ પાડે અને ઉપરથી પાછી ધમકી આપે એ વિદ્યાર્થીઓ પ્રત્યે પોતાના દીકરા જેવું વહાલ શેં ઉપજે ?

ભૂખણ.—માળા ભારે તોફાની છોકરાઓ.

મલીદા.—અરે તોફાની તે કેવા ? મેં વિધવા

સ્રીના પ્રશ્નને હાથમાં લેતાં જરા વાર લગાડી એટલામાં તો બધા ઉભા થઇ ગયા અને બાંકડા ઉપર ચોપડીઓ પછાડી, એકમેકમાં ધક્કામુક્કી કરી, સીસોટીઓ વગાડી, એવો કચકચાટ કરી મૂકયો કે મારું તો માથું પાકી આવ્યું.

ભૂખણ.—પછી શું કર્યું ?

મલીદા.—પછી શું કરે ? શિક્ષા કરવા જઇએ તો અપમાન કરી બેસે. અને હેડમાસ્તર પાસે હકીકત રજુ કરીએ તો છોકરાં દાબમાં રે'તાં નથી એવી હકીકત એ સમજી બેસે. એટલે આવા પ્રસંગે ચઢી આવતા મિજાજના ઘોડાની લગામ જરા ખેંચી રાખી વિદ્યાર્થીઓના વિજયને હું સ્વીકારી લઉં છું.

ભૂખણ.—તે તમે શિખવવાનું બાજુ પર મૂકી દીધું ?

મલીદા.—હા હા, મારા સાહેબ, ભણાવવાનું અટકાવી દીધું અને ત્યાર પછી જ ખરી હકીકત જાણવા જેવી બની.

ભૂખણ.—એમ ?

મલીદા.—હા, છોકરાંએ કચકચાટ શુરુ કર્યો એટલે મેં ચોપડી બાજુ પર મૂકી દઇ પેલા છછુંદરાને પૂછ્યું, ' બોલ તારી શી શંકા છે ? ' એ સાંભળી સભ્યતાને માથે મૂકી કૂદનારા બધા વિદ્યાર્થીઓ પાતપોતાની જગ્યાએ બેસી ગયા અને શંકા ઉઠાવનાર છોકરાએ કહ્યું, ' સાહેબ, મારી શંકા એ છે કે, વિધવા સ્રીના નામ આગળ ગં. સ્વ. જે લખવામાં આવે છે એ ભૂલભરેલું છે. વિધવા સ્રીના નામ આગળ ગંગામાતાના પવિત્ર નામને મૂકી શકાય જ નહિ. ' મેં કહ્યું, ' ગંગાસ્વરૂપ ન મૂકાય ત્યારે સિંધુસ્વરૂપ કે બ્રહ્મપુત્રાસ્વરૂપ મૂકાય ? અક્કલના બારદાને ! ' એ ઉપરથી પેલાએ કહ્યું, ' એમ ગુસ્સે નહિ થાવ સાહેબ ! વાત જરા વિચારવા જેવી છે માટે તો આપને અમે પૂછીએ છીએ. સ્રી વિધવા થઇ એટલે એનું બધું સૌભાગ્ય જતું રહે છે. એના જીવનમાં ઉલ્લાસ કે જોમ પછી રહેતું નથી. અને જિંદગીનું નૂર જતું રહેતાં આખુંય જીવન એનું છિન્નભિન્ન થઇ જાય છે. હવે આવા જીવનવાળી વિધવાને ગંગાના સ્વરૂપ જેવી કહેવી એ ખોટું નથી ત્યારે શું સાચું છે? વિષ્ણુ ભગવાનના પાદપદ્મમાંથી ઉત્પન્ન થયેલી અને અનેકરત્નો તથા મહામૂલી ઔષધિઓથી સમૃદ્ધ થયેલા પર્વતરાજ હિમાલય ઉપરથી વહી આવતી ગંગામાતા શું સૌભાગ્ય વગરની છે ? તદુપરાંત પૃથ્વી ઉપર પોતાના અમૃતસમા જળને ઉલ્લાસથી ઉછાળતી એ નદી પતિ સાગરરાજને મળે છે અને જે જે પ્રદેશમાંથી એ વહી આવે છે તે તે પ્રદેશને એ ખૂબ કસવાળો અને નવધાન્યથી શોભિતો બનાવી મૂકે છે. આવી સૌભાગ્યવતી—નિત્ય નવા જીવનવાળી, સિંધુરાજને ઉછળતા જળથી મળતી ગંગાદેવી, પતિ જેનો દૂર થયો છે, ઉલ્લાસે અને ચેતને જેમાંથી વિદાય લીધી છે, એવી દુઃખથી બળી રહેલી વિધવા સાથે સરખાવાને યોગ્ય છે ?

ભૂખણ.—તમારા વિદ્યાર્થીએ ય અજબ છે માસ્તર ! અમારા જેવા ભાષાશાસ્રીઓને ય ચક્કરમાં નાખે એવા.

મલીદા.—અરે જુઓ તો ખરા, મારા બેટા કેટલા કાબેલ છે તે ! ઉપરનું વિવેચન સાંભળી મેં કહ્યું, ' વ્યાખ્યાન વાચસ્પતિ !, તું સમજ્યો છે એવી સમજથી આપણી ભાષામાં ' ગં. સ્વ. ' વિધવાના નામ આગળ લખવાની પ્રથા વિદ્વાનોએ

પાડી નથી. વિધવાનું જીવન છિન્નભિન્ન થઇ જાય છે એટલે પછી એ દુઃખી વિધવામાં કંઇ બળ આવે, કંઇક નવીન પ્રેરણા બાકીની જિંદગી ગાળવા માટે મળે, એટલા માટે એમના નામ આગળ ગં. સ્વ. શબ્દ વપરાય છે. ગંગામાતા પતિતપાવની કહેવાય છે. એનું માહાત્મ્ય ખૂબ છે. ગંગોદક પીધું એ પવિત્ર થઇ ગયો. એના તટનાં જેણે દર્શન કર્યાં અને એમાં જેણે મજ્જન કર્યું એ કલિમલથી શુદ્ધ થઇ ગયો. આવી મોટી પવિત્ર નદીની સરખામણીમાં વિધવા પોતાને મૂકેલી જુએ અથવા એ મુજબ સંબોધાતી જુએ એટલે એનામાં બાકીનું જીવન પવિત્ર રીતે ગાળવાનો શુદ્ધ વિચાર આવે અથવા એમ કહોને કે વિધવા જીવન એને અકારું લાગે એમાં કાંઇ આવા સારા શબ્દોથી આશ્વાસન મળે અને કલાપી કહે છે એમ,

'સહન કરવું એય છે એક લ્હાણું,
અને
છે વૈધવ્યે વધુ વિમલતા બેન !
સૌભાગ્યથી કંઇ ?'

એવા ઉંચા વિચારો સમજવાનું ભાન થાય.

ભૂખણ.—શાબાશ માસ્તર શાબાશ ! તમે પણ અચ્છું વ્યાખ્યાન આપ્યું. તમારો વિદ્યાર્થી આ જવાબથી ચૂપ થઇ ગયો હશે.

મલીદા.—અરે, શું ચૂપ થાય ? મારી વાત સાંભળી એણે જવાબ આપ્યો, 'આપની વાત ખરી છે સાહેબ ! પણ ગંગાની સાથે વિધવાની સરખામણી બરાબર નથી લાગતી. આપે જ તે દિવસે એક કવિતા શિખવતાં કહ્યું હતું કે, સરખામણી કરવામાં ય ઔચિત્ય હોવું જોઇએ. દા. ત. એક સુંદર સ્ત્રીના મુખની સરખામણી કરવી હોય તો ચંદ્ર સાથે જ થાય. અને ચંદ્રમુખી—શશીવદના એમ કહેવાય. અથવા નેત્રની સરખામણી કરવી હોય તો હરણની આંખો સાથે અથવા કમલ સાથે કરીએ તો શોભે. જેમકે, હરિણાક્ષી અને કમલનયના, પણ એને બદલે કુંભાર ચક્રમુખી કે ધંતુરા પુષ્પનયના કંઈ કહેવાય ?'

ભૂખણ.—એ મારો બેટો, વકીલની માફક બોલતો હતો શું ?

મલીદા.—અત્યારના છોકરાઓને બધી ય કલા જ્ઞાત હોય છે. એ ધારે તે રીતે બોલીચાલી શકે છે.

ભૂખણ.—ખરી વાત છે. હાં, પછી તમારા વાદવિવાદનો નિર્ણય શું આવ્યો ?

મલીદા.—નિર્ણય તે શો આવે ? છોકરાં કંઇ આપણી વાત માને એવાં ઓછાં છે ? અને એમની અર્થવગરની વાતોને આપણે પણ ક્યાં સ્વીકારીએ એવા છીએ ? તો પણ 'વિધવાને ગંગાનદી સાથે નાજ સરખાવાય' એમ વિદ્યાર્થી પક્ષની દલીલ સાંભળી આખરે મેં પૂછ્યું, 'ત્યારે તમે ગં. સ્વ. શબ્દને બદલે કયો શબ્દ પસંદ કરો છો ? અત્યાર સુધીના વિદ્વાનોએ ભૂલ કરી તો તમે એને સુધારો. તમે ય ભવિષ્યના સમાજસુધારકો અને ભાષાશાસ્ત્રીઓ જ છો ને.' આમ હું નરમ પડેલો જોઇ એક બે બીજા વિદ્યાર્થીઓએ કહ્યું, 'સાહેબ, અમારી નજરમાં તો ગં. સ્વ. ને બદલે "સરસ્વતી સ્વરૂપ" એમ વિધવા સ્ત્રીના નામ આગળ લખાય તો વધારે યોગ્ય છે એમ લાગે છે.'

ભૂખણ.—શું સરસ્વતી સ્વરૂપ ? અરે, એ તે કંઇ શોભે ?

મલીદા.—બ્રહ્મતનયા વાગ્દેવી સરસ્વતી છે, એ નહિ, પણ સિદ્ધપુર આગળ વહેતી

સરસ્વતી નદી છે એની સાથે એને .સરખાવવા એ લોકો માગે છે.

ભૂખણ.—એ કેવી રીતે બંધબેસતું આવે ?

મલીદા.—એઓનું કહેવું એવું છે કે સરસ્વતી નદી સમુદ્રને મળતી નથી. અને રણમાં સુકાઇ જાય છે. એટલે એનું જીવન એક રીતે છિન્નભિન્ન થઇ જાય છે. અને એથી વિધવા સ્ત્રીના નામ આગળ ગંગાના કરતાં એનું નામ વધારે બંધબેસતું આવે છે.

ભૂખણ.—એ વાત ખરી, પણ સરસ્વતી કુમારીકા કહેવાય છે એનો સમજ વિદ્યાર્થીઓને તમે આપી કે ના આપી ? સરસ્વતી સાગરને મળતા પહેલાં સુકાઇ જાય છે એટલે એ કુમારિકા છે. અને કુમારીકાને વિધવા સાથે કંઇ સરખાવાય !

મલીદા.—હા, એ વાત ખરી, આમ પૂછવું તો હું ભૂલી ગયો હતો. પણ હવે કાલે વિદ્યાર્થીઓને પૂછીશ, એમના કચકચાટ આગળ અને આવા ઝડપી ક્રૉસ આગળ હું એવો ગભરાઇ ગયો હતો કે ' તમારી વાત વિચારવા જેવી છે. હું એ સંબંધી વિચાર ચલાવીશ. અને મને તમારી દલીલ સત્ય લાગશે તો વિદ્વાનોની સાથે ચર્ચા ચલાવીશું ' એમ કહી ચર્ચા ઉપર પડદો નાખી દીધો.

( સનાનીઆ શાસ્રી આવે છે. )

સ. શાસ્ત્રી—જયજય ભાષાશસ્ત્રી ભૂખણદાસ જય જય મંગળદાસ મલીદાવાળા ! શી ચર્ચા ચાલી રહી છે ? શાના ઉપર પડદો નાખી દીધો.

ભૂખણ.—આવો આવો સનાનીઆ શાસ્રી ! આ તો આ મલીદાવાળા માસ્તર અને એમના વિદ્યાર્થીઓ વચ્ચે ચર્ચા ચાલી હતી એની વાત કરતા હતા. વિદ્યાર્થીઓ કહે છે કે વિધવા સ્ત્રીના નામ આગળ ગં० સ્વ० નહિ વાપરતાં સરસ્વતી સ્વરૂપ એમ શબ્દ વાપરવો જોઇએ. કારણ કે ગંગા એ સાગરને મળતી હોવાથી સૌભાગ્યવતી છે. અને સરસ્વતી રેતીના રણમાં સુકાઇ જતી હોવાથી કમનસીબ વિધવાના જેવા છિન્નભિન્ન જીવનવાળી ગણાય. હવે હું કહું છું કે, ' સરસ્વતી સ્વરૂપ ' એ શબ્દેય ન ન વપરાય. કારણ સરસ્વતી નદી સમુદ્રને મળતી જ નથી. રસ્તામાં રણમાં સુકાઇ જાય છે. એટલે એ કમનસીબ કુમારીકા જેવી કહેવાય. અને કુમારીકાને વિધવા સાથે સરખાવાય નહિ માટે ' સ० સ્વ० ' એ શબ્દ પણ બરાબર નથી.

સ. શાસ્ત્રી—કોણ સસરીનો કહે છે કે સરસ્વતી કદિ સાગરને મળી જ નથી ?

ભૂખણ.—બધાય વિદ્વાનો કહે છે તે. અને તમને ખાતરી થતી ન હોય તો જોઇ આવો.

સ. શાસ્ત્રી—કહ્યું કહ્યું બધાયે. લોકોને ભાન જ શું છે ? એક બે ચોપડાં આમથી વાંચ્યાં. એક બે ચોપડાં તેમથી વાંચ્યાં. પાંચ માણસો વચ્ચે એક બે ભાષણો બરાડ્યાં. બે ચાર ઠેકાણે અવળું સવળું લખી માર્યું એટલે થઇ ગયા વિદ્વાન ! તમે બધા વિદ્વાનો આમ ને આમ જ લીધું મારો છો. દુનિયા મુર્ખ છે કે તમે બોલ્યા એ બ્રહ્મવાક્ય માને.

ભૂખણ.—ધીરા પડો શાસ્ત્રી ! ધીરા પડો. આમ મિજાજ શું ખોઇ બેસો છો ?

સ. શાસ્ત્રી—અરે મિજાજ તો એવો ખોઇ બેસીસ કે ના પૂછો વાત. અક્કલ, સરસ્વતી સાગરને મળીજ નથી એ તે કંઇ બનવા જેવી વાત ? દરેક નદી સાગરને મળે જ. પછી સરસ્વતી નથી મળી એ શોધ કોણે કરી ?

**મલીદા.**—સનાનીઆ શાસ્ત્રી ! તમે જ ત્યારે એ બધાનો ખુલાસો કરો ને ! કે કંઇ ભૂલ હોય તો સુધરે

**સ. શાસ્ત્રી**—અમે કદિ શોધખોળ કર્યા શિવાય બોલતા જ નથી. ઠેક ઠેકાણે મેં વાચ્યું છે કે, અત્યારે જે ઠેકાણે રણ છે ત્યાં પ્રથમ રણ નહતું. અને સરસ્વતી સાગરને રીતસર મળતી હતી. પછી કાળક્રમે રણ થયું, અને સરસ્વતીનો પ્રવાહ ખળાઇ ગયો. અને સમુદ્રથીએ છૂટી પડી આ પાંચ પચ્ચીશ વર્ષની કંઇ વાત નથી. સેંકડો હજારો વર્ષની વાત છે. એટલે મલીદાવાળા—માસ્તરના વિદ્યાર્થીઓએ જે દલીલ કરી છે તે સપ્રાણ છે અને એથી સ. સ્વ. શબ્દ ગં. સ્વ. ને બદલે બેશક વપરાય તો વધારે સારો છે.

**મલીદા.**—તમારી વાત ખરી હોય તો આપણે એ સંબંધી ચર્ચા જગાવીએ.

**સ. શાસ્ત્રી**—વાત ખરી હોય એટલે ! હું-બ્રાહ્મણ શું ખોટું બોલું છું ?

**ભૂખણ.**—વળી મલીદાવાળા ! તમે જે વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ આપેલું તે વિચારે પણ સરસ્વતી સાથે બંધબેસતા આવશે. સરસ્વતી એ 'માતૃ ગયા' તરીકે ઓળખાય છે એટલે એનું મહાત્મ્ય અને પવિત્રતા ગંગા કરતાં જરાપણ ઓછી નથી. તેથી સ. સ્વ. શબ્દ વાપર-વાપરવાથી તમારા વિચારો મુજબ પવિત્ર વિચારો અને ઉંચી ભાવનાનો સંચાર વિધવાઓમાં થવામાં હરકત આવશે નહિ.

**મલીદા**—ચાલો ત્યારે, સનાનીઆ શાસ્ત્રીની શોધખોળના શબ્દો ઉપર વિશ્વાસ રાખી વિદ્યાર્થીઓ સમક્ષ મારો પરાજય કબૂલ કરી દઇશું. पुत्रात् शिष्यात पराजयम् એટલે હરકત જેવું પણ નથી.

(ભાષાશાસ્ત્રીનો છોકરો બોઘો આવે છે.)

**બોઘો**—બાપા ! ચાલો ખાવાનું તૈયાર થઇ ગયું છે,

**ભૂખણ.**—હા ચાલ, હું આવું છું.

( ઊઠવાની વૃત્તિ બતાવે છે. )

**મલીદા.**—(ઉભા થતાં) ચાલો ભાષાશાસ્ત્રી! ત્યારે અમે જઇએ.

**સ. શાસ્ત્રી**—અરે પણ હું તો આ ભાષા શાસ્ત્રીની પાસે આવા જ બીજા વિષયની ચર્ચા કરવા આવ્યો હતો.

**મલીદા.**—આવો જ વિષય છે ? ત્યારે સાંજના મળવાનું રાખો.

**ભૂખણ**—હા હા, શાસ્ત્રી ! સાંજે જરૂર પધારો. મલીદાવાળા ! તમે પણ જરૂર આવજો. મઝા પડશે. બે પાંચ પ્રશ્નો ભેગા થાય તો આપણે સામટી ચર્ચા જગાવીએ. અને વર્ષોથી ચાલી આવતી ભૂલને સુધારીએ.

**સ. શાસ્ત્રી**—(ઊઠતાં) સાંજે ત્યારે આપણે મળીએ કેમ ?

**ભૂખણ.**—હા, હા, જરૂર.

( બધા જાય છે. )

(ચાલુ)

# ગુજરાતની ગુણસુન્દરીઓ

અથવા

## આપણી કુટુમ્બભાવના

વ્યાખ્યાતા :
શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિ

કુંકુમ કંકાવટી રે ! કે ફૂલડાં લીધાં, સોહામણ !
નયનોનાં હાસથી રે ! કે કજળાં કીધાં, સોહામણ !
ક્યારીઓમાં મ્હાલતી રે ! કે ઘાટડીના ઘેરે સોહાગણ;
વર્ષાની વાડીમાં રે ! કે હંસી સમી હેરે સોહાગણ.
ટીલડીની તારિકા રે ! કે કરતૂરોની મ્હેકે સોહાગણ;
મ્હોરમ્હોરી ડાળીએ રે ! કે લૂમખે લ્હેકે સોહાગણ.
ભરી ભરી છાબ શી રે ! કે ફૂલડે ફૂલી સોહાગણ;
કવિતાની વેલ શી રે ! કે પાંગરી-પ્રફુલ્લી સોહાગણ.
સંચરે સુલક્ષણા રે ! વર્ષાને વધામણે સોહાગણ;
જગતને ઝંખવે રે ! કોડ કરે કામણે સોહાગણ.

અમદાવાદની કાવ્યરસિકાઓ !

### ૧. વર્ષા વર્ષી ગઇ

અમદાવાદની કવિતારસિયણો આજ કવિતાને વધામણે નીસરી છે. ફરી એક વેળા અમદાવાદને આંગણે કવિતાનું આજ ઉત્સવપર્વ છે.

વસ્તુતાએ જગતની વાડીઓમાં આજે મહાનગરીઓની ભસ્મનાં ખાતર પૂરાય છે. કરોડોના નહિ; અબજોના નહિ; પરાર્ધોના હમલાઓમાં આજ અગ્નિ મૂકાય છે. સૈકાભર ધરતીને ધરપે એટએટલા લક્ષ્મીભંડારોના જ્વાળામુખી ભભૂકે છે વિશાળા વૈષ્ણવતાનો. હું તો વૈષ્ણવ છું; ને વૈષ્ણવો સદાના છે આશાવાદી. Somehow Good cometh out of Evil-હરિ કરે તે સૌ સારાંને: વિપદમાં વૈષ્ણવો શ્રદ્ધાવન્તા છે. એટલે મારી તો પ્રતીતિ જ છે કે આજના ભસ્મડમ્મા-ઓમાંથી કાલે નવજગત પ્રગટી નીકળશે.

શ્રાવણનાં સરસે રે ! સહિયર ! સરવડાં
વર્ષા વર્ષી ગઇ.

આઠાં ચીર બીજ્વનો આછાં વાદળે શ્રાવણ સરવડે વરસી ગયો. ધર્મભાવિકોએ કલ્યાણનાથનું પૂજન કીધું ૧૧૧ વર્ષની દલપતવંશની અખંડજ્યોત કાવ્યોપાસનાની વર્ષાએ પણ વરસી ગઈ; ગુર્જરી કુંજોને રસભીની કરતી ગઇ. ગુજરાત પાંગરી ઉઠયો; નવપલ્લવિત થયો. અમદાવાદની કાવ્યરસિયેણ સોહાગણો કાવ્યદેવીને વધામણે આજ નીસરી છે. કવિતાભર્યાં ગુજરાતણનાં કાવ્યદેવીને વધામણાં. કવિતા મૂર્તિઓ જાણે કાવ્યદેવીને વધાવે છે. દલપતવંશ તો પૂજારી છે કવિતાદેવીનો.

### ૨. સંસારનું એકમ

વળી વળીને સંસારશાસ્ત્રનો પ્રશ્ન પૂછાય છે કે સંસારનું એકમ શું ? અને મ્હારો ઉત્તર વારંવાર અપાયલો છે કે પશ્ચિમમાં વ્યક્તિ ને આપણે ત્હાં ઘર.

આપણે ત્હાં એમ પૂછાતું કે આ ગામમાં ઘર કેટલાં ? ત્હમારી નાતમાં ઘર કેટલાં ? એમની પોળમાં ઘર કેટલાં ? આ ગામની વસ્તી કેટલી ? એ પ્રશ્ન તો પૂછાતો થયો આપણે ત્હાં પશ્ચિમપદ્ધતિએ વસ્તીપત્રક થયા પછી.

પોળનું પંચ કૂવો ગળાવે કે પોળનાં બારણાં સમરાવે, તો વ્યક્તિ દીઠ નહિ, ઘરદીઠ પોળકર નંખાતો. નાતે જમવાનાં ન્હોતરાં ઘરદીઠ અપાય, લ્હાણું વ્હેંચાય તે યે ઘરદીઠ. ગામધૂમાણું હોય ત્હારે યે ઘરદીઠ જણ નીકળે. પોળપંચ, નાતપંચ, ગામપંચનો પાયો ઘર.

Not individual; basis of Hindu Sociey has been family.

અને ઘર કેમ ગણાતાં ? મનુ મહારાજ તો ઉપદેશી ગયા છે કે **गृहणी गृह मुच्यते;** ને વસ્તુતઃ એ સૂત્ર પળાતું આજે House Tax નંખાય છે ત્હાં ત્હાં વાસ્તવિકતાએ ચૂલાવેરો નંખાય છે. સંસ્કૃતમાં ઘર એટલે ગૃહિણી; પ્રાકૃતમાં ઘર એટલે ચૂલો. એક ચૂલે જમે એ એક કુટુંબ. પિતાપુત્ર ભેળા જમતા હોય ત્હાં એક ન્હોતરૂં, એક લ્હાણું; નોખા જમતા હોય ત્હા બે ન્હોતરાં-બે લ્હાણા..

આપણાં પોળપંચ. નાતપંચ ગામપંચ સંસારનું એકમ ઘરને ગણતા.

એક ઘરરૂં ઘરધણી ને ભાડુવાત રહેતા હોય તો ભલે મકાન એક હોય, ઘર-કુટુંબ બે ગણાય. બન્નેને ન્હોતરાં મળે, લ્હાણાં મળે, બન્ને ય કર ભરે, જણુ આપે Social rights & duties in Hindu Society were determined on basis of family unit. દુકાનના ભાગીદારો ભલે પાંચ હોય; મહાજન દુકાનને એક ઇજન મોકલે.

ઘર એટલે કુટુંબઃ દંપતિ અને પરિવાર. વિદ્યાચતુર ને ગુણસુન્દરી એ વડલાના થડ. એ થડતે શાખાઓ ફૂટે, વેલીઓ ચ્હડે, વડવાઇઓ લટકે, ઘટા ગોરંભાય. એમાં માનચતુરે સમાય ને ધર્મલક્ષ્મી યે સમાય; ગાનચતુરે સમાયં ને સુન્દરે સમાય; અને એમાં ચન્દ્રકાન્તે સમાય. મ્હેમાનને ઘેર મૂકી ઘર જમવાને ન જાય. એ સમગ્ર મંડળ પરિવાર કહેવાતો.

અને કુટુંબબ-ધારણ હતું Patriathal-વડિલરાજ્યનું, **पितृदेवो भवतु**.

ત્હારે શું કુટુંબપરિવારે એકહથ્થુ-આપખુદ સત્તા ભોગવાતી ? ના; વડિલ અધિકારને બે સંયમપાળો હતી. પિતૃદેવો ભવના મન્ત્રોચ્ચાર સંગાથે બીજું સૂત્ર ઉચ્ચારાતું ને પળાતું કે **प्राप्तेपु षोडशे वर्षे पुत्र मित्रसमाचरेत.** મ્હોટા પુત્રને પૂછીને વ્હેપાર ખેડાય, ગૃહિણીને પૂછીને પુત્રપુત્રીનાં સગપણ કરાય; પરિવારને પૂછીને સગપણ મંડાય. અને એમાં ય તે બુદ્ધિ ડહાપણ પ્રતાપ-પુત્ર કે પુત્રીનાં-સત્કારાય. કેટલાં યે કુટુંબપરિવારોમાં અલકકિશોરીઓ પિતાનું પૂછ્યાઠામ હતી, ને છે. Women have no voice in Hindu families એ અજ્ઞાનનો ઉચ્ચાર છે. વ્હેપાર કુળનો પુરુષ-પરિવાર ખેડતો, પણ સંસારને સ્ત્રીમંડળ ખેડતું ને સોહાવતું. ગુમાન તો લક્ષ્મીનન્દનને ધમકાવી પણ નાંખે. વિદ્યાચતુરને બુદ્ધિધન ગુણસુન્દરી ને સૌભાગ્યદેવીનાં સન્માન સાચવે. સત્કુળોમાં મનુ મહાજનનો મન્ત્રોચ્ચાર પળાતો કે

**यत्र नार्यस्तु पूज्यन्ते, रमन्ते तत्र देवता.** વિદ્યાચતુરો ને બુદ્ધિધનો કુલસ્ત્રીઓનાં બહુમાન જાળવતા, ને એમને ઓરડે ચોકમાં ને આંગણે દેવો રમતા.

હિન્દુસંસારના પાયામાં ત્રણ સંયમ-મન્ત્રો હતા.

૧ **पितृदेवो भव.**

૨ **प्राप्तेपु षोडशे वर्षे पुत्र मित्रसमाचरेत.**

અને

૩ **यत्र नार्यस्तु पूज्यन्ते, रमन्ते तत्र देवता**

એમ આપણો કુટુંબપરિવાર બે પલ્લાં ને દાંડીની સમતોલ સંસાર હતો.

અને શ્રીમદ્ ભગવદ્‌ગીતા કહે છે કે

**समत्वं योग मुच्यते**

આપણી ગુણસુન્દરીઓનો સંસાર વસ્તુતઃ કુલયોગ હતો. અને તેથી ગૃહિણી કરતાં યે કુલયોગિની એમનું સાચું બિરદ છે.

ગુજરાતની ગુણસુન્દરીને તો એ જ સમ્બોધન હોય કે

ધુન્ને લાધી સમાધિ કર્મની,
કવિતા ભ્રૂ ઇ દ્દ સ્વધર્મની.

ગુજરાતની ગુણસુન્દરીનું જીવન એ જ ગુજરાતની પરમ કવિતા છે.

કવિતાના આપણા કાવ્યમન્ત્રો, આપણાં સગ્નગીતો લોકગીતો કીર્તનો, આપણી રમતો ઉત્સવો આનન્દપર્વો,—સમસ્ત સંસારની ઘટના, ભારતરામાયણની કથાઓ, શાસ્ત્રો, ધર્મસૂત્રો સહુ એ ગૃહભાવનાને પોષતાં, આપણા આદર્શો ઘડતાં, અને આદર્શસિદ્ધિને કાજે પ્રેરણાપ્રોત્સાહન અર્પતાં ગુજરાતી કવિતામાં ગૃહભાવના છે એટલી રામાયણ ને ભારતમાં ભરપૂર ભરેલી છે.

ગોવર્ધનરામભાઇ કહે છે કે ગુજરાત ગુણસુન્દરીના કુટુંબપરિવારનો દેશ છે.

કુટુંબનો ભાર ઉપાડે તે ભાર્યા. સકલ પરિવારનો જાગ માથે ઝીલીને આપણી ગુણસુન્દરીઓ સંસારે ઘૂમતી. અને એ એકએક જાંગ હતો આપણા સંસારનું એકમ. વ્યક્તિ નહિ; ગુજરાત કહેતો કે ગુર્જરસંસારનું એકમ ઘર છે, દંપતી છે, કુળ છે.

### ૩. ગુર્જરસંસારે ગૃહભાવના

ગુજરાતીઓ સાગરસફરી હતા, છતાં **Homely**–ઘરોડીલા હતા. ગૃહભાવ આવે, સુદામાચરિત્ર હોય, મામેરૂ હોય, કે દશમભાષાન્તર હોય–ગૃહભાવો આવે ત્ય્હાં ત્ય્હાં પ્રેમાનન્દ લ્હેરખડે લહેરે.

આપણા ગુર્જરસંસારે ગૃહભાવના, આર્યસંસાર સમી, રોમનસંસાર સમી, **Patriarchal**–પિતૃદેવો ભવની છે. સસરો એટલે ' દ્હેરાસરનો દેવ, ' ને સાસુ એટલે ' દ્હેરાસરની પૂતળી. ' એમના આશીર્વાદ એટલે લક્ષ્મીનારાયણના આશીર્વાદ. પરગોત્રેથી પધારેલી પુત્રવધુઓ પણ પુત્રીઓ થઇને રહે. દલપતકુળમાં કુળવધુઓ કવીશ્વરને ' બાપા ' કહી બોલાવતી. પુત્ર કે પુત્રવધુ પરદેશ જાય, કે પરદેશથી આવે. ત્ય્હારે ત્ય્હારે સાસુસસરાને પાયે લાગે; સસરો વરદ હસ્તે આશિષ અર્પે, સાસુ દુઃખડાં લે —' ત્હારી અલાબલા મ્હને આવજો ' કહે. બાળકોને એમનાં માતાપિતા કરતાં દાદા દાદી કોઇ અધિકાં રમાડે, જમાડે, લાડ લડાવે. એમનાં માબાપનાં માત્ર નહિ; એ હતાં કુટુંબફૂલડાં. અને કુટુંબ એટલે ટોસ ઉછાળતા માત્ર બે કેપ્ટનો જ નહિ, પણ ક્રીકેટ ઇલેવનની ટીમ. અમીર હોય, ધનપતિ હોય, કે અધિકારી હોય–સૌ અમ્પાયરની આજ્ઞામાં. અમ્પાયર સ્હામે અપીલ ન હોય. દાદા એટલે કુટુંબમયદાનના અમ્પાયર. બાળકબાળકી યે માતાપિતાને કહે ' દાદાને કહી દઇશ.' દાદાના નિર્ણય સ્હામે અપીલ નહિ.

ગૃહસૂત્રોના કાળથી એ છે આપણી ગૃહભાવના. રામાયણ વાંચો કે ભારત ભણોઃ એની એ જ વડિલવન્દના ને કુળભાવના અપરમાની ઇચ્છાને આજ્ઞા માનતા રઘુવીર; પુત્રવિયોગે ઝૂરી મરતા દશરથરાય; પતિસંગે વનવાસ વિચરતાં સીતાજીઃ બન્ધુ સંગાથે દેશવટે જતો બન્ધુ; રામનું રાજ્ય ગણી ચૌદ વર્ષભર રામપાદુકા પૂજતા ભરતજીઃ વન હોય કે મહેલ હોય–કુન્તામાનો બોલ એટલે કુલેશ્વરીનો બોલ; ભીમકર્મી ભીમને કે ગાંડીવધન્વા અર્જુનને કે જોગનજોધ અભિમન્યુને યુધિષ્ઠિરઆદેશ એટલે વિધિઆદેશ; કુરુક્ષેત્ર જીતે ધનંજ્ય, ને હસ્તિનાપુરને સિંહાસને વિરાજે ધર્મરાજ, શકસંવત્સર પ્રવર્તે યુધિષ્ઠિરનો વસ્તુપાળ–તેજપાળની એ આંખોના જેવી એકદષ્ટિ, ને દ્હેરાણીજેઠાણીના ગોખની દેવપૂજનની કલાસ્પર્ધા–એ તે આપણાં કીર્તિગીત છે કે ઇતિહાસ ? વનરાજ મહારાજ અણહિલ્લ ભરવાડને નામે રાજ્યાની સ્થાપે; મૂળરાજ મહારાજ બ્રહ્મવિદ્ બ્રાહ્મણોની બ્રહ્મવિદ્યાને ગામો નિવાજે; સિદ્ધરાજ મહારાજ આગન્તુક સંન્યાસીઓના પાય ધૂવે; રાજમાતા મીનલદેવી લોકકલ્યાણઅર્થે યે ગણિકાનું ઘર રાજ્યાશ્રાએ લઇ ન લે; રણજેતા જયસિંહો

સંન્યાસી હેમચન્દ્રાચાર્યનાં ચરણોમાં મુગટધારી શીર્ષો ઝૂકાવે, કોટ્યાધીશો મન્ત્રીશ્વરો સંગ્રામ-સ્વામીઓ સાધુવર્યોની છાયા સમા પાછળ પાછળ ચાલેઃ એ આપણી ઇતિહાસયશસ્વિની સંસાર-ભાવના. બધા એવા ન હતા—બધા કવિઓ કોઇયે દેશના શેક્ષપીયરો નથી કે કાલિદાસો નથી; બધા નવલકથાકારો હ્યુગો નથી, બાણ નથી, ગોવર્ધનરામ નથી.—તેમ બધા એવાં નહતા; પણ એ આપણાં આદર્શ અને આદર્શ-સિદ્ધિઓ હિમાલયનાં યે બધાં શિખરો કંઇ કાંચનગંગા નથી કે એવરેસ્ટ નથી; પણ એ આપણાં સંસારનાં કાંચનગંગાને એવરરેસ્ટનાં જગતઉંચેરાં શિખરો.

સંસ્કૃતનાટકોમાં પતિનું સંબોધન હતું 'આર્યપુત્ર' કણ્વ મહર્ષિની આશ્રમવાડીમાં ઘડૂલો લઇને શકુન્તલા ફૂલછોડને પાણી પાતી, પંચવટીમાં સીતાજી ડમરો ને મરવો ઉછેરતાં. સામળની વાર્તાઓમાં ને ગુર્જરસંસારે નગર-શેઠની કુંવરીઓ પનિહારીઓ થઇ પનઘટે પાણી ભરવા જતી. ૧૯૪૩ના દસરાની ચન્દની નીતરતી મધરાતે અણહિલ્લપુર પાટણના ચોકમાં ગરબે ઘૂમતી સહિયરો ઉપહાસ ગીત ગાતી હતી કે

બી. એ. થઇને હું તો એમ. એ. થઇ છું;
મુંબઇથી આયા મંગાવો:
મ્હારાથી કામ થાશે નહી રે.

એવો ગાનારીઓનો આજનો નવો અનુભવ હશે, આપણી એ ગૃહભાવના ન્હોતી. આપણી ગૃહભાવના હતી કુલયોગિનીની, ગન્નસંપન્ન નોકર રખાતા; પણ ગૃહ કામ ગૃહિણીનું, દૂષણ નહિ, ભૂષણ મનાતું Labour is worship: ગૃહકામ એ દેવપૂજન છે. એ ભાવ સર્વોપરી હતો. ઘડીક તો ગુજરાતણ ભગવાનને યે કહેતી કે ઘેર કામ છે તે નહિ આવું, અમારા મોહનદાસ બાવા ગાતા કે

નન્દલાલ ! નહિ રે ! આવું, ને ઘરે કામ છે.
કામ છે, કામ છે, કામ છે, રે વ્હાલા !
નન્દલાલ ! નહિ રે ! આવું, ને ઘરે કામ છે.
સર્વે સન્તોને સીતારામ છે,
રે નન્દલાલ ! નહિ રે ! આવું, ને ઘરે કામ છે.

### ૪, કવિતાના કાવ્યમન્ત્રો

આપણી કવિતાના મન્ત્રોચ્ચાર પણ એવા છે; પહેલાં પ્રાચીન કવિતાના એત્રણ મન્ત્રોચ્ચાર સાંભળિયે એક છે રાજકોટની હાલારી મીઠપનું ગીત.

આવી રૂડી લીલૂડા લીમડાની છાયા;
એવી મ્હારાં માવતરની માયા,
મહિયારી મહી વેચવાને ગ્યાં'તાં.

ચૈત્રમાં લીમડા મ્હોરે ને મ્હોર મીઠપ ઝરે; એ મીઠપ માણી હોય એ ગીતની મીઠપ પૂરી માણે.

અને એવું જ હાલારી મીઠપનું જામ-નગરી ગીત છે. એને સાગર આરે મોતી પાકે છે. તેથી મોતી ને સાગરનું ગીત ગાય છે.

લ્યો-લ્યો, મોતી વેરાણાં ચોકમાં.
લ્યો-લ્યો, સસરાજી મ્હારા રાજવી;
લ્યો-લ્યો, સાસુ સમુન્દરલ્હેર, રાજ !
લ્યો-લ્યો, મોતી વેરાણાં ચોકમાં.

અને નિજ ચોકમાં રેલેલા ચન્દ્રમાની ચન્દની ઝીલતી મધગુજરાતણો ગાય છે.

આસો માસો, શરદપુનમની રાત જો !
ચાંદલિયો ઉગ્યો રે ! સખિ ! મ્હારા ચોકમાં.
સસરા મ્હારા દહેસરના દેવ જો !
સાસુજી દૂદેરા તે સરની પૂતળી.
જેઠ મ્હારા આષાઢીલા મેઘ જો !
જેઠાણી ઝબૂકે વાદળવીજળી.
દીયર મ્હારા ચાંપલિયાના છોડ જો !
દદેરાણી ચાંપલિયા કેરી પાંખડી.
પરણ્યા મ્હારા પરમેશ્વરની પાંખ જો !
તાણીને બાંધે રે ! કસુંબલ પાઘડી.

સસરો તે દહેરાસનો દેવ, સાસુ તે સમુદ્રની લ્હેર, જેઠ અષાઢીલો મેઘ, જેઠાણી

ઝબકતી વાદળવીજળી; દીયર ચંપાનો છોડ, ને દુહેરાણી, ચંપાની પાંખડીઃ એ આપણાં સત્ કુળોની ગૃહભાવના. ગોવર્ધનરામભાઇ જેને ' હૂતો ને હૂતી 'ની કહે છે એ સંસારભાવનાથી આપણી ગૃહભાવના નિરાળી છે. કાલિદાસના કણ્વ મહર્ષિ કહે છે એવી ' ભર્યાં ઘર 'ની છે.

અને નવયુગના આપણા કાવ્યોચ્ચાર પણ એવા જ ગાજે છે. જગત્સાક્ષર ગોવર્ધનરામે તો નિજ જગત્કાદમ્બરીના એક અંકનું નામ જ ગુણસુન્દરીનું કુટુંબજાળ પાડ્યું છે. સરસ્વતીચંદ્રની એ જગત્કાદમ્બરી જગતને ગુજરાતની ગૃહભાવના સંભળાવે છે.

દલપતરામ જગત્સાક્ષર નથી, ગુજરાતના કવીશ્વર છે. ગૃહભાવનાના કિયા મન્ત્રોચ્ચાર ગુજરાતે દલપતરામે ગાયા છે ?

ઘરડો સસરો ઘર માંહિ, ઇશ્વર ! આપોને;
× × ×
સાસુ ગંગાજળશુદ્ધ, કુમતિ કાપોને.
જસવન્તો જેઠ, ઇશ્વર ! આપોને;
× × ×
જેઠાણી કરી જોડ, કુમતિ કાપોને.
દીયર દિલનો દરિયાવ, ઇશ્વર ! આપોને;
દુહેરાણી રાણી રાવ, કુમતિ કાપોને.
કોડીલો કૂંડો કન્થ, ઇશ્વર ! આપોને

બોટાદકરના રાસમંડળમાંના વિશાળભાવી રાસોમાં એ મન્ત્રોચ્ચાર છે, ખબરદારના રઢિયાળોરથ-સંસારરથના રાસગીતમાં એમની ગૃહભાવના છે. મ્હારા રાસના પ્રથમ ખંડનું ગ્રન્થાર્પણ-ગુર્જરસુન્દરીવૃન્દને અર્પેલી વીરપસલીમાં ગુર્જરદેશની પ્રાન્તપ્રાન્તની ગુણસુન્દરીની જીવનરેખા છે, ને ઇન્દુકુમાર, અંક રજામાંનું ને રાસ, ભાગ રજામાંનું વ્હાલપની વાંસલડીનું ગીત આપણી ગૃહભાવનાનું ગીત છે. મ્હારા કુળમાંડવડે ને અન્ય કુટુંબઘટાઓમાં એ મૂર્તિમન્ત નિરખી પ્રભુનો પ્હાડ માનું છું.

જગમાં વાગી વ્હાલપની વાંસલડી જો !
પુણ્ય ફળ્યાં પૂર્વજનાં સખિ ! મ્હારે ઓરડે.
સસરા મ્હારા દિનકરમમતા સૂર્ય જો !
સાસુજી સ્હવારનાં કુંકુમવાળી.
જેઠ મ્હારા મહાજનના મ્હોડવિયા જો !
જેઠાણી સંસારની રૂમઝૂમ વ્હેલડી.
દીયર મ્હારા સોળ કળાના ચન્દ્ર જો !
દુહેરાણી એ ચાંદલિયાની ચન્દની.
નણદલ મ્હારાં ફૂલફૂલ્યાં ફૂલવાડી જો !
નણદોઇ એ વાડીના રસિયા રાજવી.
વીર મ્હારા અર્જુનના અવતાર જો !
વીરી મ્હારી સુખદુઃખશોભિત જાનકી.
કુંવરી મ્હારી આંબાડાળની કોયલ જો !
કુંવરો મુજ આંબલિયે રમતા મોરલા.
પિયુજી મ્હારા ભવસાગરનું નાવ જો !
એ નાવે હું અજબ સુકાની અલબેલડી.
ઘર મ્હારૂં પ્રભુરચ્યું પરમ મન્દિરિયું જો !
ભાંડુ મુજ પ્રભુજીની પ્રગટ લીલાકલા.

કોક ઘરમાં કુટુંબસેવિકા સુન્દર, તો કોક ઘરમાં સુખદુઃખઉછેરી કુમુદ; કોક ઘરમાં જાજરમાન પિતાલાડિલી અલકકિશોરી, તો કોક ઘરમાં કલોરાસંસ્કારિણી ઉલેરઘાટ કુસુમ; કોક ઘરમાં પ્રભુપરાયણ ગૃહનિતરાગિણી ધર્મલક્ષ્મી તો કોક ઘરમાં પોણોસો વર્ષે યે બ્હારવટિયા પાછળ ઘોડે ચ્હડતા દાદા માનચતુરઃ એ છે ગુજરાતની ગુણસુન્દરીઓનું કુટુંબજાળ. નથી એ લે મિઝરેબલમાં કે એના કરીનીનામાં, નથી એ બ્લીકેમ મીસ્ટરમાં કે સ્કાર્લેટ લેટરમાં. એ આપણી ગૃહભાવના ને એ આપણી ભાવનાસિદ્ધિ. સત્કુળ ગુજરાતણ એ કુટુંબમાંડવડે ઘૂમે છે, ગૂંથાય છે, ને ચિતર ચંપો મ્હોરિયો, મ્હોરી સોહાગણ નાર એમ મ્હોરે છે.

## ૫. આપણાં લગ્નગીતો, લોકગીતો, કીર્તનો

આપણાં લગ્નગીતો તો ગૃહભાવનાના અનર્ગળ ભંડારો છે.

ઉંચી ઉંચી મેડી, મ્હારાં ઘર રે ! વીવાતાં;
ત્હાં રે ! ઢળાવો ભમ્મર ઢોલિયા.

અને ત્હાં પાય તળાંસતાં તળાંસતાં ઘરની ધણિયાણી વરને પૂછે છે:

વીવાની વરધો સ્વામી ! રહી હવે થોડી,
નણંદી હજી તે કેમ ના'વિયાં ?

નણંદબા વિના આપણને કુળરીતિ કોણ પ્રીછાવશે ? એ હતી સુકુળમાં નણંદલભાવના કુળની દીવડી: સરસ્વતી ચન્દ્રમાંની અલકકિશોરી.

ને વીરીને યે વીર પ્રત્યે એવા ચિરસ્થાયી ભાવ હતા.

કંકુ છાંટી કંકોતરી મોકલે;
કોડે કહાવે સુભદ્રા બ્હેન,
વીરા ! વ્હેલા આવજો.

વીરવીરીની એ ભાવના દેશવિશાળી હતી, ને બાળાપણથી બાળાઓએ સંસ્કારસોહામણી થતી. ગૌરીપૂજનકાળે બાળામંડળ ગાતું ને ઉલ્લાસતું કે

પાટણના પરધાને અમને 'બ્હેન'
કહી બોલાવ્યાં જો !

એ ગૃહભાવનામાં દાદાજીથી માંડીને—દાદાજી મ્હારા રિસાળવા, માનચતુર જેવા; દુઃખિયારી દુભાયેલી પૌત્રી કાજે ઘોડે ચ્હડે, ને નવશિક્ષિત ભલા ચન્દ્રકાન્તને કહે કે એક નિબન્ધ લખી નાંખજો.—દાદાજીથી માંડીને કુળજનોનો સમાસ થતો. આપણાં કન્યાવિદાયનાં ગીતો તો બે હજારેક વર્ષોથી કાલિદાસના શકુન્તલાવિદાયના કણ્વપડઘા પાડે છે, અવસરે અવસરે આંસુ પડાવે છે, સંસારને રમરાવે છે કે 'પુત્રી પરાઇ થાપણ છે.'

અમે રે ! લીલા તે વનની ચરકલડી,
ઉડી જશું પરદેશ જો !
આજે દાદાજીના દેશમાં,
કાલે જશું પરદેશ જો !

પણ મ્હારા અન્તરમાં તો રમે છે ભ્રમરવધાવાની વિશાળતા. પડતી રાતનો પ્હોર હોય, પાપડ વણવાને પાડોશણો વીવાતે ઘેર મળી હોય, એવે ચન્દ્રચન્દ્રિકામાં કે પંચજ્યોત દીવડામાં જ્યોતિબાણની કિરણરેખાઓ સમી કિરણપ્રલંબ રજનીઉડતી સ્વરમાળા ઘૂમી રહે:

ભમરા ! પ્હેલો વધાવો મ્હારે આવિયો
મ્હેં તો મોકલ્યો મ્હારા દાદાને દરબાર,
રે વાડીના ભમરા !
દ્રાક્ષ મીઠી તે ચાંપાનેરની.
મ્હારી દાદીએ હરખે વધાવિયો;
મ્હારા દાદાએ દીધાં ફોફળપાન,
રે વાડીના ભમરા !
દ્રાક્ષ મીઠી તે ચાંપાનેરની.

આણી તીરે ગંગા રે ! પેલી તીરે જમના રે !
વચમાં સરસ્વતી માતા નદી વ્હે છે.
સોનાનું બેડું રે ! રૂપલા ઇંઢોણી રે !
સીતાવેલ પાણીડાં સંચર્યાં.

'સીતાવેલ' એક શબ્દમાં સીતાસૌન્દર્યની કવિતા કેટલી છલકાય છે ?

પરોક્ષભાવે એ ગીત વરકન્યાનાં હૈયાંમાં રામસીતાના ભાવો જગાડે છે ને પ્રેરે છે. આજે તો પરણવાની યે નવરાશ નથી. એક ટંક ને ત્રણ રૂપિયામાં લગ્નોત્સવ સંકેલાય-સમેટાય છે. અમારી જ્ઞાતિમાં આજે ત્રણ તિથિઓના લગ્નોત્સવો થયાં છે; ગઇ સદીમાં દસ વરઘોડા લગ્નોત્સવો સર્વસાધારણ હતા. અમદાવાદના ઉદિચ્યોમાં લગ્ન પછી વરને દસેયાં દેવાતાં, વાજતે-ગાજતે ઘોડે ચ્હડીને વર, આજે ઠાકોરજીમાં ઠાકોરજી લક્ષ્મીજીને મન્દિરે પધારે છે એમ, દસ તિથિઓ કન્યાઘેર જમવાને જતા.

ત્રણ ત્રણ હજારની આજની પાર્ટીઓ ને તો પ ઘેર જઇને વાળુ તો કરવાનું; એ પાર્ટીઓ કરતાં ન્યાતજમણ શાં ખોટાં હતાં !

લાડણો પાન ચાવે ને રસ ઢોળે:
લાડણો વળી વળી પાછું જૂવે,
જાણે મ્હારી માત સાથે આવે,
જાણે મ્હારી સાસુનો રંગ રાખે.

વળી વળીને એમ ઉથલાવાતું વરઘોડામાંનું

એ લગ્નગીત વ્હેવાઇઓના ભાવ વધારતું ને ગૂંથતું.

આપણાં લોકગીતોમાં પણ એ ગૂઢભાવ ભરેલા છે. સંખ્યાભયે બેત્રણું જ વિચારીશું.

આવ્યા-આવ્યા સાંઢણીના અસવાર,
એ કાગળિયા લાવ્યા રાજના રે લોલ.
આવ્યા-આવ્યા બાર ઘાણીનાં તેલ,
પરભાતે કાગળ ઉકલ્યા રે લોલ.
કોરેમોરે લખી છે 'સલામ',
વચમાં તે વેરણ 'ચાકરી' રે લોલ.

ચાકરીનું, રાજતેડું આવ્યે વહુવારૂ ગાણું ઉકલ્યાં:

ચાકરીએ મ્હારા સસરાજીને મ્હેલો,
અલબેલો નહિ જાય ચાકરી રે લોલ.

સસરાજીને સાગર ખેડવા છે, તો જેઠજીને મ્હેલો; જેઠજીને મહાજનમાં જવાં છે, તો દીયરજીને મ્હેલો; પણ દીયરજીને યે ઘોડીલા ખેલાવવા છે; એટલે અન્તે

લીલી ઘોડી, પાતળિયો અસવાર,
અલબેલો ચાલ્યા ચાકરી રે લોલ

એક કોડવતીની નવવાટિકાનું દલપતરામે ગીત ગાયું છેઃ

બાગમાં જ લાગ જોઇ લાડલી રે બોલે,
સાહ્યબા! બાગ બનાવ રે!
                    આંગણાની આગે.

એ સાસુઆની કોડામણીના કોડકેવાક છે?

મ્હોટા મ્હોટા મિત્ર મળી મંડળી મચાવો;
હું રમું સાહેલીઓની સંગ રે!
                    આંગણાની આગે.

કવીશ્વરનાં રામસીતાનાં ધોળ લગ્નોત્સવોમાં ગવાતાં: એ માસે ના જઇયે, રે પિયુ! પરદેશમાં—એ બારમાસી ગરબે ઘૂમનારીઓ અમદાવાદમાં ગરબામાં ઝીલતી. આપણાં ગીતો બોલે મસ્ત કદે કન્ય વળાવી તરત બીજાને ગઇ એ બારને ન્હોતાં પોખતાં. પણ

છાયા દેહ થકી જો જૂદી પડે,
તો હું તમથી જૂદી પડી છેક
જીવું પળ એક, સાથે રાખો સ્નેહથીઃ

એ સીતાભાવને પોષતાં.

અને કવ્હારેક દીકરીઓ કાળી ધા પણ નાંખતી કે
        કપરાં સાસરિયાંને છીતરાં રે લોલ.

વયનું કજોડું હોય, ગુણનું કજોડું હોય; સાસુનણંદ કપરાં—કંકાશિયાં હોય, ત્હારે સંસારમાં ને લોકગીતમાં, લલિતાદુઃખદર્શક જેવો, દૃશવીંધતો પોકાર પડતો.

ઓ સૂડા પંખી! ઓ સૂડા પંખી!
મ્હારાં પીયરિયાં પરહેજ જો!
માતાને કહેજો રે! કે દીકરી મરી ગઇ.

સાંભળજો ને! અમારે આંગણે તો આવી—આવીને કલાકો સુધી ગરબે ઘૂમનારીઓ ગરબા ગાઇ જતીઃ

કે આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે!
કે ઝીણા ઝરમર વરસે મેહ,
        ગુલાબી! કેમ કરી જાશો ચાકરી રે!

અને આપણાં કીર્તનોની કવિતા! ઘરઘરમાં ને ઉરઉરમાં એ તો ઉભરાતી.

ધ્રુવાખ્યાન; રૂક્મિણીવિવાહ;

મ્હને મારીને રથડા ખેડ રે! બાળા રાજ રે!
                    એ અભિમન્યુનો થડાકો;

જાણ્યું—જાણ્યું હેત તમારું, જાદવા રે લોલ!
હેત જ હોય તો નયણાંમાં ઝળકાય જો!

એ સત્યભામાનું રૂસણું;

અલબેલો છોગાને નહિ થઉં આરજ;
ઓધવજી! સન્દેશો કહેજો શ્યામને;

એ ઉદ્ધવસન્દેશ;

અંજનીના જાયા હનુમાન રે! સમરું બજરંગી

એ નૈષ્ઠિક બ્રહ્મચારનું સ્તોત્ર;

રામલક્ષ્મણ બે બાન્ધવા, રામૈયા રામ!

એ સૌરાષ્ટ્રગીત; કે મધ્યગુજરાતની પેલી રામતિથિઓઃ

સખિ! પડવે તે પન્થે ચાલ્યા રે;
મહાવન કેરા મારગ ઝાલ્યા રે;
સાથે સીતા ને લક્ષ્મણ બાળા:
        રઘુપતિ રામ! હૃદેમાં રહેજો રે!

કેમ રૂઠ્યા છો નાથ ન્હોતી! મ્હારા ન્હાલા!
કેમ રૂઠ્યા છો 'નાથ ન્હોતી' રે!
                    એ ગોપીનું આપગીતઃ ને

ફ્હાનજીએ દડૂલો દોટાવિયો, જઇ પડ્યો જમનાપાર એ કાલિયામર્દનનું કીર્તનઃ એ કીર્તનો ને નાનાવિધના રાસ—એ સહુ તો હતું ગુજરાતની ગુણસુન્દરીઓનું કંઠસ્થ કાવ્યસાહિત્ય.

જનાનાને ને અન્તઃપુરને લોક વગોવે છે. ત્હાં અજ્ઞાન પ્રવર્તે છે;' એ છે અજ્ઞાનીની ગપ. ' ત્હાં અન્ધકાર છે, ઉજાસ નથીઃ ' એ છે અન્ધકાર વાસીઓના અન્ધકારોદ્‌ગાર. રાજદરબારોમાં લગ્નોત્સવો જન્મોત્સવો, મરણોત્સવો ઉજવાય છે એવા દેશભરમાં ક્યાંઇ નહિ ઉજવાતા હોય. એ માત્ર ધનના ઉત્સવો નથી કે રાજ્યાધિકારના ઉત્સવો નથી ધનના ઉત્સવો હોત, તો ધનાઢ્યોને ત્હાં યે ઉજવાતા હોત; રાજ્યાધિકારના ઉત્સવો હોત, તો અધિકારીઓના બંગલે બંગલે ઉજવાતા હોત; કોટયાધીશોની ને રાજ્યાધિકારીઓની પુત્રીઓને કે પુત્રવધુઓને રાસ ઝીલતાં ને ગરબે ઘૂમતાં આજ કેટલુંક આવડે છે ? પેઢીઓથી રગરગમાં ઉતરેલી સંસ્કારિતાના એ છે ઉત્સવો. ફૂલવાડીમાં પ્રફુલ્લેલાં ફૂલડાં જેવી નારી ક્યારીઓ ઉભરાતી હોય; હૈયાં ને ધૂપદાનિયાં મ્હેકમ્હેક થતાં રાણીજી સ્વયં અંગુલિપાંખડીએ ઢોલકને બોલાવતાં હોય; વડારણો કે આમન્ત્રિત નગરનારીઓ ગરબે ઘૂમતી હોય; એમ ૧૯૪૩ માં રાજકુમારીનો જન્મોત્સવ ઉજવાતો માણેકબાએ નિરખ્યો—જાણ્યો છે. એ હતો કલાપીનો કવિતાસંસ્કારી રાજદરબાર.

કવિતાનાં આવાં દૂધ પીતી ગુજરાતની ગુણસુન્દરીઓ ઉછરતી.

### ૬. રમતો, ઉત્સવો, આનન્દપર્વો

અને આપણાં રમતો ઉત્સવો આનન્દ-પર્વોની છલકાતી કવિતા તો સંસારને કવિતા છાંટતી, કવિતામય કરતી.

અલકા વર્ણવતાં કવિવર કાલિદાસ ઉત્તરમેઘમાં ગંગા તટમાં ગૂઢમણિની રમત રમતી અલકાની કુમારિકાઓને વર્ણવે છે.

> સ્વર્ગંગાને જળ થઇ શીળા વાઇ સેવે સમીર
> છાયા ઢાળી તટ પર ઉગ્યા તાપ મન્દાર વારે;
> સોનારેતે કરી ઢગલીઓ, માંહી સન્તાડી શોધે,
> એવી ખેલે મણિથી અમરે પ્રાર્થી ત્ય્હાં કન્યકાઓ:

અમારા ચોગઠામાં સ્વર્ગંગા તો ન્હોતી વહતી, પણ અજવાળી રાત્રિરાત્રિએ ચન્દ્રની ગંગા તો વહતી હતી; સુવર્ણકણ સમી રેતી ન્હોતી પથરાયેલી, પણ ચન્દની ઢોળાયે રૂપાકણ જેવી રેતી પથરાતી; છાયા ઢાળવા દેવવૃક્ષ મન્દાર નહોતાં, પણ એત્રણ માળનાં કુલધામો છાયાઓ ઢાળતાં અલકાની કન્યકાઓ ધૂળની ઢગલીઓ વાળતી; પણ મંહી સન્તાડવા ને શોધવા મણિ ન્હોતો, કાંકરો હતો. અલકાકુમારીઓની કાલિદાસવર્ણવેલી ગૂઢમણિની એ કૌમારલીલા. અલકાના એ ગૂઢમણિના ખેલનું પૃથ્વીતલ અપભ્રંશ એ ચોગઠાની કુમારીઓની ઢગલીદાની કૌમારલીલા.

તલકછાંયડાની રમતે એવી કવિતામય હતી. ચન્દ્ર ઉગે ને દલપતચોગઠામાં પૂર્વ પશ્ચિમ પ્રલંબાતો ચન્દનીનો પટો પાડે. કુલ ધામોની પડેલી છાયાઓ એ ચન્દની-બ્હેનના આરાઓ બાંધતી હોય. રાત્રે ઘરકામથી પરવારી બાળાઓ બે મીર પાડે; એક મીર એક છાયામાં ઉભે ને બીજી મીર ચન્દનીપટમાં ઉભે. રમત એ હતી કે એ ચન્દનીપટ ઓળંગવો, આ આરેથી સ્હામે આરે જવું, ને ચન્દથી ઉભી સાહેલીઓથી અડકાવું નહિ. અડકાયે બાળાઓનાં બન્ને મંડળોનાં હાસ્ય ઉછળી રહે.

' ભૂલી, નથી ભૂલી ' અને ' ભમરભૂલી મોરલી ' એ અમ ચોગઠામાંની બીજી કવિતામય રમતો હતી અંગુલિઓના આંકડા બીડી, યુગલયુગલની વચ્ચે કરતોરણો વાળી, બાળાઓ વર્તુળાકારે ઉભે. મધ્યમાં બે

બાળાઓ હોય. એમાંથી એક અગ્રણી થાય, કરતોરણો નીચે થઇને મનોવાંચ્છિત ચક્રાવે રમે-ઘૂમે, ને બીજી એ અગ્રણી સાહેલીની પાછળ પાછળ ધાય. શ્વાસભેર ચક્રાવે ઘૂમતી અગ્રણી સખી બોલતી જાય ' ભૂલી '; એવી જ શ્વાસભેર અને એ જ ચક્રાવે પાછળ પાછળ ધાતી અનુચરી સખી બોલતી જાય કે ' નથી ભૂલી. ' ' ભૂલી 'ના પ્રચંડ પ્રલંબ પડઘા સતી ' નથી ભૂલી ' ની રમઝટ જામે. રમત એ હતી કે કરતોરણો નીચે ભૂલભૂલામણી શા ચક્રાવાએ ઘૂમતી અગ્રણી સાહેલીએ અનુચરીને માર્ગ ભૂલાવવો. અનુચરી ભૂલે એટલે સાહેલીમંડળના હાસ્યના થાળ ઢોળાય.

પછી સહિયરો થાકે એટલે ભમરભૂલી મોરલીનો રાસ જામે, એ જ સહિયરવર્તુળ હોય ને વચ્ચે હોય એક મોરલી.

**સહિયરમંડળ:** મોર ! મોર ! ક્યહાં પકી જઈશ ?
ભમરભૂલી મોરલી રે !
**મોરલી :** સવિતાની આડી દશથી જઈશ,
નથી ભૂલી મોરલી રે !
**સહિયરમંડળ:** ત્યાં તો છે કાળુડો નાગ,
ભમરભૂલી મોરલી રે !
**મોરલી :** ત્યાં તો છે જીવણભઇનો બાપ,
નથી ભૂલી મોરલી રે !

એ ગાલીકને મોરલી સવિતા સહિયરની પ્રદક્ષિણા કરીને પાછી મધ્યમાં આવી ઉભે. સવિતા સહિયરનું સગપણ થયું હોય; જીવણભાઇ એનો ભાવિ કન્થ હોય, જીવણભાઇને સંભારતી સહિયરો હસી પડે; સવિતાને વદને લજ્જારંગ ચડે.

ભમરભૂલી મોરલીનો રાસ નવઅવતારે ઇન્દુકુમારીમાં લીધેલો છે.

ત્યાં તો ચન્દ્રમા ઉગે ચડે ને ચોગઠામાં ચન્દનીનું સરોવર ભરાય. એ ચન્દની સરોવરમાં પછી એ-એ સહિયરોની રંગકૂદડી જામે, કે આંકડે આંકડા ભીડાવીને સમસ્ત સહિયરમંડળ વર્તુળાકારે ઘુમરી ઘૂમે. સહિયરોનાં તપ્ત નયનો ને વદનો ચન્દની ઝીલતાં હોય, નાવડીનાવડીના ઓઢણીપાલવના શઢ ફરફરતા હોય; જાણે હૈયાભાવના વીંઝણા રમણે ચડયા.

એક કુમારિકારમત હતી ઢબૂઢબૂની. એ હતો કપરાં સાસરિયાંનો ખેલ. એક પુત્રી થાય; કેટલીક સહિયરો મહિયર પક્ષ થાય, અન્ય કેટલીક થાય પુત્રીની સાસરવેલ. કેરીગાળો આવે એટલે વ્હેવાણોને ઘેર જાય પુત્રીને મહિયરિયે તેડવાને; ને સાસરવ્હેવાણો કને જઇ ન્હોતરું ગાયઃ

આંબા લળી લળી જાય,
કેરીઓ ફ્હોઇ ફ્હોઇ જાય; મારી ઢબૂને મોકલો.

સાસુ કપરી હોય; વહુવરને મહિયરિયે મોકલવી ન હોય; ભારેખમ મોઢે વાયદા ભણે. વળીવળીને ગીત ગાતી મહિયરવ્હેવાણો જાય, સાસુ મોકલે નહિ. પુત્રી મૂરઝાય, મૂરઝાય, ને મરી જાય. કેરીગાળાના આનન્દમાંથી કરુણમાં પરિણમતી એ કરુણ રમત હતી.

સાતેલિયું, એરંડો, રાજા રાજા, ચીંચવો, મ્હારિયોદા, ઘંટીખીલડો, બાબા બોર્ડિંગકું એ બધી કુમારરમતો હતી. દંડીનો ઘોડો, શેરે કાંકરકી; અચકો મચકો–દંડી દડૂકો, લકડીદા, સન્તાકૂકડી એ રમતો બાળબાળા બન્ને રમતાં. બધી રમતો વર્ણવતાં આજ આરો ન આવે, એટલે નામનિર્દેશ જ કીધા છે.

અને એક કન્યાકારમત હતી ' અચકો મચકો કારેલી'ની. બે મીરો બન્ધાય, સાહેલીઓ ગળેગળ હાથ પરોવે, ને ગાતી ગાતી ને પૂછતી પૂછતી સ્હામી મીરે જાય કે

> ઓ લાછા કુંવર ! ઓ લાછા કુંવર !
> તમને કિયાં વહુ ગોરાં ગમશે, રાજ !
> અચકો મચકો કારેલી.

એ મીર પાછી વળે કે સ્હામી મીર ઉત્તર ગાતી ગાતી એમની કને આવે કે

> અમને ચંપા વહુ ગમશે; રાજ !
> અચકો મચકો કારેલી.

'ચંપા વહુ' હોય ત્હામી મીરમાંની એક રૂપવન્તી કુમારિકા. ગુજરાતની કુમારિકાઓ આમ વરવરૂણીના પાઠ તો પઢતી, પણ એ લ્હાવો કૌમારની રમતોમાં જ પૂરો થતો.

અને એક રમતનું ધ્રુવચરણ હતું મ્હને કરડ્યો ઠાકરિયો વીંછી.

એ બાળરમતો માત્ર રમતો ન્હોતી; મંજુ જીવનના બોધપાઠો હતા.

અને આપણા ઉત્સવો ને આનન્દપર્વોની કવિતા તો આથી યે અધિકી છે. રમતોની છે ચોગઠાની કવિતા; ઉત્સવો ને આનન્દપર્વોની છે સંસારકવિતા–નગરકવિતા.

આપણા ઉત્સવો ને આનન્દપર્વો ઋતુઋતુના છે, માસમાસના છે.

કાર્તક બેસે ને ભાઇબીજે વીરી વીરને ન્હોતરે ને રાંધીને જમાડે. પછી પ્રબોધિની–દેવઉઠી એકાદશીથી આવે દેવદીવાળીની તિથિઓ: યક્ષના શાપનિવારણની

शापान्तो मे भुजगशयनादुत्थिते शार्ङ्गपाणौ

× × ×

निर्वेक्ष्यावः परिणतशरच्चन्द्रिकासु क्षपासु.

જતી શરદની રાત્રિઓના એ ચન્દનીઉત્સવો. માર્ગશીર્ષ માસ ધનુર્માસ કહેવાતો ને ધનુર્ધારીઓનો હતો. પોસ માસે ઉત્તરાયન પર્વે નવા ઘઉં નવા ગોળમાં બફાય, ને કુલવધુઓ ગૌપૂજન કરી રોહા ગાયોને ધરાવે. બાળકો પતંગ ચગાવે ને આભ બાળે. મહા માસે આવે વસંતપંચમી. વસંતછાંટણાં છાંટેલા, પુરુષો યે વસન્તવાઘા ધારે, સ્ત્રીમંડળે વસન્તઓઢણાં ઓઢે. ફાગણ માસ તો મસ્તીનો માસ. કેસૂડાં વીણાય, નરનાર રંગમાં રોળાય, ને આનન્દ માણે. ઉદયપુર જોધપુર જયપુરે ઉજળા પખવાડિયાનો ઉત્સવ પળાય દ્વારિકામાં શ્રી હરિ ફૂલડોલનો મહોત્સવ ઉજવે. ગંગાજમનાના તીરવાસીઓ પરદેશ હોય તે ઘેર પધારે. આ વેળા મુંબઇમાં મ્હારો ચંપીકાર હતો શિવપૂજન, ગંગા ને ગંડકી–સંગમના અકસર ગામનો. હોળી માણવા વતનમાં ગયો. માણેકબાએ ત્હારે એની વહુને માટે દશેકની વસન્તસાડી આપી હતી.

ચૈતર ચંપો મ્હોરિયો, ને મ્હોરી સૌહાગણ નાર.

ચૈત્રી નામે રામનવમીનો પર્વોત્સવ ઉજવાય, અને એકાદશીનાં અજવાળિયાંથી પૂર્ણિમાની પાંખડીઓ વેરાય ત્હાં સુધી વીર ને શૃંગાર ઝરતી ઓખાહરણની કથાઓ મંડાય. વૈશાખે અખાત્રીજે ગામડે ગામડે ખેડુત નરનાર વનપર્વ ઉજવે, વગડે વગડે ઉત્સવ થાય, આંબાડાળે હિન્ડોળા બન્ધાય, ને ગવાય કે

વનમાં હિન્ડોળા બાંધિયા, સખિ ! શ્યામ ઝોલાવે;
બાંધ્યા છે વડલાની ડાળ,
ગિરધરલાલ ઝોલાવે.

અને પછી અસાડ માસે આષાઢી મેઘ ગ્હડે; કાલિદાસને ને કાલિદાસના યક્ષને आषाढस्य प्रथमदिवसे મેઘ નિરખીને તર્કવિતર્ક થાય, ને કવિતા ઉભરાય. ચકલે મહાભારતની ને પોળમાં રામાયણની કથાઓ બેસે. આષાઢી બીજે હાલાર ને ઝાલાવાડ બેસતું વર્ષ ઉજવે. પૂર્ણિમાની પંચ તિથિઓ બાલિકાઓનો ગૌરીઉત્સવ થાય. અમાવાસ્યા–દિવાસો એ તો યુવતિઓનું રાસપર્વ, સારી રાતનું જાગરણ ને નગરઘૂમણ.. જયાપાર્વતીનું સૌભાગ્યવ્રત આવે.

આજે મોરબીમાં એ રાત્રિઓએ અગિયારથી પાંચ સુધી રાજમાર્ગો નારીમંડળના ને ઘર પુરુષમંડળનાં એવી રાજઆજ્ઞા છે.

આ આષાઢે ડાકોરનાં ગોમતીજીએ મણિબાને પ્રફુલ્લેલાં કમળોનો કરંડિયો મોકલ્યો. મણિબાની ધર્મભાવનાએ કમળકરંડિયો મોકલ્યો નરનારાયણને મન્દિરે, ને શ્રી હરિને કમળશણગાર સજાવ્યાઃ

પછી દેવમન્દિરોમાં નિત્યનિત્યે હિન્ડોળા ડોલે, ફૂલમંડળીઓ ભરાય, દેહ ને આત્મા

ાધમથી ઉઠે. શ્રાવણના શુક્લનું પક્ષમાં મોર-ાંખડિયાં ઉઘડે, યુવતિઓ ધેનપૂજને જાય. તેરિરકળીઓ ઉઘડે તે વીણી વીણાયે નહિ. ળચોથે નવઓજીરો ચાખે, નાગપંચમીએ નાગદેવતા પૂજાય, રાંધણછઠ્ઠની તિથિ એ તો જાણે કુળવધુઓની રાંધણકલાની—રસોત્પત્તિની વાર્ષિક પરીક્ષાતિથિ. જન્માષ્ટમીથી દેવમન્દિરે હરિ પારણિયે ઝૂલે, ને ફૂલડાંના તો ઢગલા ઢોળાય. કીર્તનિયા કીર્તન ગાય ને ઓચ્છવિયા ઓચ્છવ કરે. ભાદ્રપદમાં પિતૃપક્ષ આવે, ઘેરઘેર પૂર્વજનાં પિતૃપૂજન થાય, લોક ગોત્રપ્રવને સંભારે, એ પખવાડિયું છે કુળના ઇતિહાસપૂજનનું પખવાડિયું. વચમાં અધિક માસ આવે તો તો એની ત્રીસે તિથિઓ કથાવાર્તા ઉત્સવો દેવદર્શનોમાં વીતે. અને પછી છેલ્લે છેલ્લે આવે સંવત્સરનું આનન્દશિખર આસો માસ. શેરીએ શેરીએ નવરાત્રિની માંડવી પ્રગટે. પુરુષમંડળ ગાય ને ઘૂમે કે

> મૈયા મનુધોધારીનું ધ્યાન ધરો ને !

નારીમંડળ ગાય ને ઘૂમે કે

> આસો માસો શરદ પુનમની રાત જો !
> કાગળિયા લખતાં રે! ચન્દનચોકમાં રે લોલ.

શરદસરોવરો કમળોથી ઉભરાય. દસરાને વીરત્વપર્વે પાદરમાં શમીપૂજન થાય, ઘોડદોડની શરતો ખેલાય, પાઘમાં જૂસતે જવારે લોક ઘેર જાય. શરદપુનમ એટલે વળી રાસપર્વ; નારીમંડળ સારી રાત ચન્દની પીએ ને કવિતા પીએ. પછી વાઘબારશથી બેસે દીવાળીની વરઘો. ધનતેરશે ધન ધોવાય; રૂપચૌદશે આંજણ પડાય ને વ્હાલાંઓની આંખે વ્હાલનાં અંજન અંજાય. દીવાળીએ ઘેરઘેર લક્ષ્મીપૂજન થાય, વીતતા વર્ષને શેલડીમંડપે શણગારી, પૂજી, મેરમેરાયાનું મશાલસરઘસ કહાડી, વન્દનવિદાય અપાય. બેસતા વર્ષને પ્હરોડિયે વર્ષભરનાં સંભરસ વેચાય; સ્હવારે જનતા દેવદર્શને જાય, મધ્યાહ્ને નવધાન્યનો અન્નકૂટ પૂરાય, ડાકોરજી જેવા દેવસ્થળમાં લૂંટાવાય. આપણા વર્ષાના ને શરદના ઉત્સવો તો વસન્તોત્સવોને યે વિસરાવે.

એવો હતો કવિતામય ને કોડામણો આપણો ગૃહસંસાર. 'ગુજરાતે આનન્દોત્સવો ન્હોતા', 'ગુજરાતના જીવનમાં ઉલ્લાસ ન્હોતો' પોકારનારાઓએ ગુજરાતને દીઠો યે નથી, ગુજરાતને પીછ્યો યે નથી. એ છે અજ્ઞાનીના ઇતિહાસોચ્ચાર.

તીર્થોમાં પુનમપુનમના મેળા ભરાય, કીર્તનો ગાતા પૂનમિયા તીર્થે સંચરે, ગામ ને વગડા હરિબોલથી ગાજી રહે. કાર્તકી પૂર્ણિમાએ હજ્જારોના મહાસમુદાય મળે; સાબરના સપ્તસંગમે ને સરસ્વતીના શારદઘાટે. પ્રબોધિની એકાદશીએ, વસન્તપંચમીએ, રામનવમીએ, જન્માષ્ટમીએ; પ્રતિવર્ષ ચારચાર સમૈયા—સંપ્રદાયની ધર્મપરિષદો સમા સ્વામીમન્દિરોમાં ભરાય છે, સત્સંગીઓ જીવનાનન્દ ને બ્રહ્માનન્દ માણે છે.

રામાયણ ભારત ઓખાહરણની કથાઓ થાય. જન્માષ્ટમીએ જન્માષ્ટમીએ નન્દમહોત્સવ ઉજવાય, ને લોક લલકારે કે 'નન્દઘર આનન્દ ભયો, જય કનૈયાલાલકી', રામલીલા યે થાય, ને ભવાઇઓ યે ભજવાય; અને આજ જેમ નવલો ને નવલિકાઓ, સિનેમા ને નાટકોમાંથી જનતા રૂચી અનુસાર સારૂં—નરસું સંઘરે છે, એમ એમાંથી યે લોકસમુદાય રૂચીઅનુસાર સંઘરતો ને ગાંઠે બાંધતો.

સંસાર કવિતામય હતો. જીવનના માસો ને વર્ષો બહુધા ઉમંગરંગીલાં આનન્દપ્રોત્સાહનમાં વીતતા.

ઉત્સવો સંસારને ઘડે છે. જેવો આહાર એવો ઓડકાર; જેવા ઉત્સવો એવો સંસાર. આપણા ઉત્સવો એમ સંસારને ઘડતા.

### ૭, ગૃહની વિશાળભાવના

ગૃહ્યસૂત્રોના કાળથી—ઇતિહાસ દૃષ્ટિદોર માંડી શકે ત્હારથી આપણા મહર્ષિમંડળે વિશાળી ગૃહભાવના ઉપદેશેલી છે, ને ગઇ કાલ સુધી તો ગુજરાતે એ પાળી છે. આપણો ઋષિમન્ત્રોચ્ચાર હતો **માતૃદેવો ભવ; પિતૃદેવો ભવ; આચાર્યદેવો ભવ; અતિથિદેવો ભવ.**

કુળકુળમાં સપૂતો ને સુલક્ષણાઓ પ્રથમના બે મન્ત્રો તો આજે યે પાળે છે. આઠઆઠ વર્ષના હૃદયથાકના અનારોગ્ય છતાં આજે તમવચ્ચે અહીં આવ્યો છું, એ પ્રાયઃ ને પ્રથમતઃ સમગ્ર કુલજનોનાં Nursing—પરિચર્યાને કારણે, **પિતૃદેવો ભવ**ના મહર્ષિ-આદેશનાં ભાવભરપૂર પરિપાલનને પરિણામે. અને અમ કુળમાંડવે,—ને મ્હારો લોકઅનુભવ કહે છે કે આપણા સૌ સત્કુલવાસીમાં,—**પિતૃદેવો ભવ** કરતાં યે **માતૃદેવો ભવ**નો મહર્ષિઆદેશ અધિકો પૂજાય છે. માતાપિતાનાં મૂલ્યાંકન આંકતી આપણી લોકવાણી બોલે છે કે 'ઘોડે ચ્હડતો બાપ મરજો; પણ પણ રૂહેંટિયો કાંતતી મા મા મરશો.' મહાકવિ પ્રેમાનન્દે તો ગાયું છે કે માતા ગયે પુત્રીને મહિયર ગયું; જેવી ગાયવિછોડી વાછડી, એવી માવિછોડી દીકરી. ગુજરાત પિતૃપૂજક છે એથી અધિકો માતૃપૂજક છે. પિતૃભૂમિ શબ્દ પ્રયજ્યો છે, પણ માતૃભૂમિ શબ્દને પદભ્રષ્ટ કીધો નથી. **वन्दे मातरम्** ને **जननी जन्मभूमिश्च**ના મન્ત્રોચ્ચાર પોકારતો ગુર્જરદેશ પિતૃપૂજક કરતાં માતૃપૂજક અધિકો છે. આરાસુરે અંબા, પાટણમાં મહાલક્ષ્મી, અમદાવાદે ભદ્રકાલી, પાવાગઢે કાળકાઃ ગુર્જરમાતૃપૂજનના એ ઇતિહાસ-બોલ છે.

અને માતા ને પિતા તો કુળવડિલો છે, લક્ષ્મીનારાયણ સમાં કુલકુલને સિંહાસને વિરાજે છે. પણ **આચાર્યદેવો ભવ** ને **અતિથિદેવો ભવ** એ આદેશમન્ત્રો તો મહર્ષિઓની ગૃહભાવનાની વિશાળહૃદયેતાના આદેશમન્ત્રો છે. મોરબી છે મ્હારું શારદતીર્થ. ત્હાં મ્હને ગુરુ સાંપડયા, મ્હારો જીવનપલટો થયો. સાત આઠેક વર્ષો ઉપર ગુરુપૂર્ણિમાના પર્વે મોરબીએ મ્હને નોતર્યો. મ્હને યે મ્હારા ગુરુ સાંભર્યા. શરત નાંખી કે એ ઉત્સવ-પ્રસંગે વકતુબા હાઇસ્કુલમાં મ્હારા ગુરુનું તૈલચિત્ર મૂકાય તો આવું. મોરબીએ કહ્યું ચાર વ્યાખ્યાન આપવાં પડશે : બે શંકરાશ્રમમાં, એક હાઇસ્કુલમાં, ને એક જાહેર જનતાને. 'પાનીકી મટકી કબૂલ ?' તો કહે 'કબૂલ'; એમ કબૂલી લીધું નિર્ધાર્યું કે એમ મ્હારી ગુરુદક્ષિણા અર્પીશ વ્યાખ્યાન ચતુષ્ટયની વ્યાખાનમાળા થઇ; સોળહજારની વસ્તીમાંથી બેબે હજાર શ્રોતામંડળ મોરબીના જૂના વિદ્યાર્થીને સાંભળવા આવતું. ચારે તિથિઓ મહારાજા પ્રમુખપદે હતા. મોરબી હિલોળે ચ્હડયું. એમ ગીર્વાણના શીઘ્ર કવિ સૌમ્યમૂર્તિ શંકરલાલજીની ગુરુપૂર્ણિમા ઉજવાઇ, મ્હારી યે ગુરુપૂર્ણિમા ઉજવાઇ મોરબીએ ગુરુપૂજન કીધું પછી તો લખધીર મહારાજે પણ કહ્યું કે "મ્હારા ગુરુ દવે સાહેબ હતા.' મોરબી ગુરુપૂજક છે.

દવે સાહેબ પછી ઇતિહાસના પ્રોફેસર થઇ અમદાદ ગુજરાત કોલેજે પધાર્યા; અને તે પછી, વડોદરા કોલેજમાંથી પ્રો. મનુભાઇ નન્દશંકર મહેતા ફિલસુફીના પ્રોફેસર મટી રાજ્યખાતામાં ગયે વડોદરે ફિલસુફીના પ્રોફેસર પદે પધાર્યા. ત્રીસબત્રીસની ત્હારે શંકરાચાર્ય વય માંડ હશે. જવા-અવસરે હિન્દુ, ઇસ્લામી, પારસીઃ સારી કોલેજ વ્હાલા પ્રોફેસરને વિદાયમાન અર્પવાને અમદાવાદના રેલ્વે સ્ટેશનના પગથારે ઉભરાઇ હતી. સર રૂસ્તમ વકીલ પણ હતા. ત્હાં દવે સાહેબે દીઠા નિજ ગુરુ

દીનાથ શાસ્ત્રીને. ગુરુદર્શને હવે સાહેબ ગુરુપગથારે સાષ્ટાંગ દંડવત્ કરી ગુરુચરણોમાં ઢળી પડ્યા. ત્રણસો વિદ્યાર્થીઓની સો નયનધારાએ એ ગુરુશિષ્યને વધાવતી રહી. હવે સાહેબ ને હવે સાહેબના વિદ્યાર્થીઓ આચાર્યદેવો ભવનો આદેશ પાળતા.

અને એ પણ સગી આંખે દીઠું છે. વડોદરે જુમ્માદાદા અખાડામાં કે શહેરશહેરથી પધારેલા બડે બડે અખાડીઆઓ, ગુલપાનન્દ જેવા નિજનિજના આશ્રમે વન્દાતાપૂજાતા આશ્રમઅધિષ્ઠાતાઓ, નિજ ગુરુદેવ શ્રી માણેકરાવજી હેપાદોળાતા ભાપે કેવા નમી ઝૂકીને ત્રણ ત્રણ સલામોના મુજરા ભરતા. આચાર્યદેવો ભવનો મહર્ષિમંત્ર એમના અંગઅંગમાંથી નીતરતો હતો.

અને અતિથિ દેવો ભવનો મહર્ષિમન્ત્ર તો અખિલ જગતે સાંભળ્યો છે, દેશદેશમાં અતિથિસન્માન થાય છે; પણ પશ્ચિમ કરતાં પૂર્વમાં, અને ગુજરાત કરતાં સૌરાષ્ટ્રે, અધિક ઝીલાયો છે. આજનું અમદાવાદ એવું નથી; પણ છાપ એ છે કે અતિથી દીઠે અમદાવાદ પૂછે કે ક્યારે આવ્યા છો ? ને ક્યારે જશો ? મુંબઇનગરી પે આજ એવી નથી; પણ લોકછાપ તો છે કે 'મુંબઇમાં રોટલો મળે, ઓટલો ન મળે.' 'પહેલે દહાડે પરોણો, ને બીજે દહાડે પઈ, ત્રીજે દહાડે રહે એની અક્કલ ગઇ' એ જોડકણું સોરઠે સર્જેલું ન જ હોય. આજનું નવયુગનું સોરઠ તો વર્ષોથી કાન્તગીત આપ છે કે

મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો;
હમ આવી અમ સદન સદૈવ સુહાય જો !

અને બીજું ગાય છે 'કેશરકુંતિમાંનું ગીત કે

અમે તો આજ ત્હમારા બે દિનના મહેમાન.

અને ત્રીજું ગાય છે કલાપીવિરહમાંનું ગીત કે

આવેલ અતિથિ એને આદર દેજો રે !

સોરઠ મહેમાનીનો દેશ છે. સોરઠખોળે. અમે તો મહિના મહિનાની મહેમાની માણી છે. યથાશક્તિ મહિનામહિનાની મહેમાની મણાવી છે. સૈકાઓથી સોરઠિયાણીઓ ગાય છે કે

મહેમાન આવ્યા; સખિ ! મહેમાન આવ્યા.
હેલ ભરી ચાલું ઉતાવળી, મહેમાન આવ્યા;
કેદુની જોતાં'તા વાટ, મહેમાન આવ્યા.
સખિ ! મહેમાન આવ્યા.

પનિહારીઓ પાણી ભરવા ગઇ છે. પાણીઆરે પનિહારીને જાણ પડે છે કે એના કન્ય આંગણે આવ્યા છે. કંઇ વરષોથી વાટ જોતાં'તાં, અન્તે આશા સાચી પડી, પનિહારીના પાયમાં નવપ્રેરણા પ્રગટે છે, ને હેલ ભરી, ઉતાવળી–ઝ્હાવરી શી–ઘેર સંચરે છે મનના મહેમાનની મહેમાનીએ.

મહેમાન આવ્યા.
હેલ ભરી ચાલું ઉતાવળી, મહેમાન આવ્યા;
કેદુની જોતાં'તાં વાટ, મહેમાન આવ્યા.

એ છે સુરવો સોરઠ દેશ; અને એ છે અર્ધી સદી પૂર્વે 'સાંભળેલું સોરઠિયાણીનું ગીત. મહેમાન બોલતાં બોલતાં તો મ્હોમાંથી સકાર ઝરે. એવા છે **अतिथिदेवो भव**ના મહર્ષિમન્ત્રના જીવનનાં ઝીલણ ને ઝીલણિયાં.

સોરઠ સેજળ દેશ છે. આપણા ગૃહસંસારે અતિથિદેવનો યે સમાસ છે.

રાજકોટની એક વાર્તા કહું. એકાદા એક ધુરંધી હાઇકોર્ટ વકીલને ત્હાં એક સન્યાસીજી પધાર્યા, भिक्षान्न देहिની ટહેલ નાંખી. વકીલ સાહેબ બ્રાહ્મણ હતા–છે. ભવિષ્યના થવાનાં હેતે ભૂલવ્યા, કે કાયદાકાનૂનના ગાનમહિમાએ ભૂલવ્યા; ગૃહસ્થધર્મ ને બ્રાહ્મણધર્મ ઘડીક વકીલ ભુલ્યા ને બોલ્યાઃ જાવ, જાવ, મહારાજ ! બીજે જાવ. ત્રિદંડસૂના એ સંન્યાસીજી હતા અનોખી ભાતના ગાજી ઉઠયાઃ અને મારો શોક નથી થતો, મારે તો બીજાં ૭ ઘર માગવાનાં બાકી છે. મને તો તારો શોચ થાય છે કે આંગણઆવ્યા સંન્યાસીને તરછોડનાર આ બ્રાહ્મણપુત્રનું શું થશે ? એ સંન્યસ્તબોલે બ્રહ્મપુત્રના ક્ષણપડળો ઉઘડી ગયાં. વેણબાણને પી જઇ, નેત્ર ઢાળી કહ્યું: પધારો, મહારાજ ! આજ અહીં ભિક્ષા પીરસાશે. વકીલ ને સંન્યાસી તે તિથિએ સંગાથે જમ્યા. પછી તો એ સંન્યાસીજી અમારા મિત્રબન્ધુ થઇ ગયા. એ ભાવે એ અમ ઘેર આવતા; એ ભાવે અમે એમને આશ્રમે જતા. રાજકોટની આજી નદીના ઉપવાસના જંગલેશ્વરના. એ હતા નેપાળી સંન્યાસી, ઇન્દુકુમારમાંની નેપાળી જોગણના ધર્મપિતા. આજીતીરના એમના આશ્રમની પીપરડાળે ચડીને એ પીપરઘટામાં એકતારો રણકાવ્યો છે, વગડાના એકાન્તમાં ભજન ઝણકાવ્યાં છે. વર્ષાના કર્દમમાં મોટર આથે મૂકી, ગોંડળપૂર પાણીમાં ખોખડદડી નદી ઉતરી, આજીપટમાંના એ શિલાસ્થાપ્યા જંગલેશ્વરની, કવિવર કાલિદાસના પેલા હિમાલયઘૂમતા મેઘના અણુ પ્રેરે, પ્રજાકલ્યાણક ને પ્રજાશ્રદ્ધાળુ સ્વ.– શ્રી લાખાજીરાજ મહારાજની સંગાથે, પરકમ્મા પણ કીધી છે.

એવા હતા સોરઠના અતિથિદેવ ને એવો હતો બેસતી ૨૦ સદીનો સોરઠનો અતિથિસત્કાર. 'કવિનો અખાડો.' ત્યારે કહેવાતો; માણેકબા 'આશ્રમ' કહેતાં. એક જૈન ગૃહસ્થ ઉપહાસમાં 'ધર્મશાળા' કહેતા; ત્રણે એને સ્તુતિવેણ પેરે વધાવતાં.

૮, કવિતામૂર્તિ ગુજરાતણ

'મારી કલ્પનાકવિતા કરતાં તારી જીવનકવિતા અધિકી છે' એ તો મારો મુજ ગુર્જર ગુણસુન્દરી પ્રત્યેનો વર્ષોજૂનો કાવ્યોદ્ગાર છે,

જનઝીલાતી ય માહરી કવિતા
કવિતાજ્યોતથી લ્હારી અંજાયે.

વારંવારનો મારો તો ચિન્તનોદ્ગાર છે કે જર્મનીની Housewife–ઘરરખુ ગૃહિણી અને પારિસની રસરસિયેણ સંગમ પામી એની એક મૂર્તિ ઘડાય ત્યારે યૂરોપે ગુજરાતણ જન્મે. આપણી ગુણસુન્દરીઓની એ છે પ્રધાન ને સંસારસોહામણી ગુણએલડી. કુળયોગિની અને રસરસિયેણ પરિવારને પાવાનો હેલભાર વહતી એ સંસારે વિચરે; નિત્યનિત્યે નવનવી રસવાનીઓ સર્જીને કુળપરિવારને ઉરનાં અમૃત પેરે જમાડે, પોષે, આનંદાવે. ગુણસુંદરીઓ ઘરરખુ છે ને રસરસિયેણ છે એટલી જ ' સુખદુઃખશોભિત જાનકી ' છે. બીક પડયે પંચાસરની મહારાણી રૂપસુંદરી વનવગડે જાય; કપરે કાળે વલ્લભીપુરની મહારાણી પુષ્પાવતી ડુંગરગુફાઓમાં સિધાવે; પાટણની મહારાણી ઉદયમતી આજના રાજમહેલોથી યે અધિકા શિલ્પસુંદર ગોખઝરૂખાવંતી વાવડી પટ્ટણીઓને સમર્પે, અને ગુર્જરદેશના ભયંકર અવસરે બાળમહારાજ મૂળરાજને ઉછંગમાં લઇ, દેવી જેવી કાપન્ડાની ઘાટીના ટેકરી શિખરે વિરાજી ગુર્જરસેનાને પ્રેરણા પાય, ને શહાબુદ્દીન ઘોરીને હરાવે એવી હતી. ગુજરાતની ગુર્જરેશ્વરીઓ ૨૦ મી સદીમાં મારા ને તમારા જીવનકાળમાં બ્હારવટીયાં પટગીરની પુત્રી બ્હારવટામાં યે પીતાને પડખે ઉભી હતી. **न स्त्री स्वातन्त्र्य मर्हति** ઉચ્ચરતો આજનો જગપુરૂષ દંભી છે. બાળપણમાં માતાને ખોળે, યૌવનકાળે પત્નીની પાંખે, વૃદ્ધાવસ્થામાં પુત્રીના ચમચે, પોષાતો એવો પુરૂષવર્ગ પરત્વે એટલા જ સત્યથી કે અસત્યથી ઉચ્ચારી શકાય કે **न पुं स्वातन्त्र्य मर्हति** પૃથ્વીવાસી સૌ નરનાર કાજે જગતસત્ય તો એ જ છે કે સ્વતંત્રતા એ માનવમાનવનો માનવહક્ક છે. સાચેજને સ્વતંત્રતા એ માનવહક્ક છે, Man as Manનો હક્ક છે, માનવી માત્રનો હેક્ક છે. પણ તે માનવીનો હક્ક છે; વનેરૂઓનો હક્ક છે ખરો ? વનેરૂઓ સ્વતંત્ર હોય તો, આજ યૂરોપમાં થાય છે એમ, નગરનગરના વગડા સરજાય. માનવી ! માનવ થા, ને સ્વતંત્ર થા.

વર્ષોપોડશી પુર્વે મારા રાસ ભાગ રજાની પ્રસ્તાવનામાં એક પ્રશ્ન પુછાયો છે ને એનો ઉત્તર અપાયો છે. એ મિતાક્ષરી પ્રશ્નોતરી વળી આજે સાંભળીને પછી આપણે પરસ્પરની વિદાય લઇશું.

એ પ્રસ્તાવના પૂછે છે કે ' ગુજરાતણ કવિતામૂર્તિ કેમ છે ? ' અને ઉત્તર આપે છે કે ' ગુજરાતના રાસ એ ગુજરાતનાં સર્વોત્તમ Lyrics છે ' ' ગુજરાતનાં હૈયાંફૂલ સમાં એ Lyrics–એ રસગીતો ચરતી ગુજરાતણ ઉછરે છે. શેરડી ચરે એ ગાયનાં દૂધ ઔર માધુર્યવન્તાં હોય. ગુજરાતણ જેટલી કવિતા કોક જ દેશનું સુન્દરીવૃન્દ ચરતું હશે. ગુજરાતણ કવિતા ચરતી ઉછરે છે, માટે ગુજરાતણ કાવ્યમૂર્તિ છે. ' ઇસ્વી ૧૯૨૮

ગુજરાતની ગુણસુન્દરીઓના મુખમાંથી હૈયામાંથી આત્મામાંથી કવિતાનાં ઝરણાં નિર્ઝરે છે ને આપણા સંસારને કવિતામય કરે છે. ઇશ્વર ઔર બહલાવે જગતની સૌ ગુણસુન્દરીઓના કવિતાસોહાગ.*

* તા. ૨૭ ડિસેમ્બર ૧૯૪૪ના રોજ અમદાવાદ ખાતે અપાયેલુ વ્યાખ્યાન

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧-૧-૪૫

# સોનાના સુંદર અલંકાર

સોની ઘડે છે તેવી જ રીતે 'બાલવિનોદનું બાલસાહિત્ય' બાલકોના સંસ્કાર ઘડે છે. તમારાં બાલકો માટે

## 'બાલવિનોદનું બાલસાહિત્ય' વસાવો.

* 'બાલવિનોદ'ના બે સેટમાં ૭૦૦ ચિત્રો,
૧૫૦૦ પાનનું વાંચન ને ૪૨ પુસ્તકો છે

દરેક સેટના સુંદર બોક્સના રૂ. ૫–૧૨–૦ વી. પી. ખર્ચ ૦–૧૨–૦
બેઉ સેટનાં બે બોક્સના રૂ. ૧૧–૮–૦ વી. પી. ખર્ચ ૧– ૪–૦

* 'અશોક'ના આઠ સેટમાં ૧૦૦૦ ચિત્રો,
૩૭૦૦ પાનનું વાંચન ને ૮૩ પુસ્તકો છે

દરેક સેટના મનોહર બોક્સના રૂ. ૩—૮–૦ વી. પી. ખર્ચ ૦–૮–૦
આઠ સેટનાં આઠ બોક્સના રૂ. ૨૮–૦–૦ વી. પી. ખર્ચ ૨–૮–૦

* બાલવિનોદનું બાલસાહિત્ય સર્વોત્તમ છે.

એકંદર દસ બોક્સના રૂ. ૩૯–૮–૦
વી. પી. ખર્ચ રૂ. ૩–૮–૦

+ તમારા બુકસેલર પાસે માગો

અથવા આજેજ લખો—



સૌને બાલવિનોદ ને અશોકના
બાલસાહિત્યના સેટ જોઈએ

## બાલવિનોદ કાર્યાલય

૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ
વડોદરાના એજન્ટ—બાલજીવન કાર્યાલય, બાજવાડા-વડોદરા.



પુસ્તક ૪૩મું ફેબ્રુઆરી : ૧૯૪૫ અંક ૬ ઠો

# અનામી નામ

પેલી બોલાવે વનની વાટ,
રમવા આવો રસિકડાં;
વાટડી જોતાં વિહંગડાં:
વનમાં ખેલે વિરાટ:
રમવા આવો રસિકડાં;
વાટડી જોતાં વિહંગડાં:—પેલી.

સંસારે મૃગજળ શી માયાના નેહડા,
વનમાં ઢોળાય શરદ પૂનમના શેરડા;
શેરડે સુગન્ધી વાય:
રમવા આવો રસિકડાં;
વાટડી જોતાં વિહંગડાં;
—પેલી.

સંસારે ગાન કરુણ ગાજે કાલિંગડે,
વનવન ભર્યાં છે મધુર અમરોનાંગીતડે;
પ્રકૃતિ થેઇ થેઇ થાય:
રમવા આવો રસિકડાં;
વાટડી જોતાં વિહંગડાં:
—પેલી.

સંસારે બન્દી છો બન્ધનને પિંજરે,
વનમાં સ્વાધીન પાંખ પંખીયે વિહરે!
વિહરે ફૂલડે વસન્ત:
રમવા આવો રસિકડાં;
વાટડી જોતાં વિહંગડાં:
—પેલી.

સંસારે સ્વારથની પરબો મંડાય છે,
વનઝરણાં જીવનને નિર્મળતા પાય છે;
પાય છે શાન્તિ અનંત:
રમવા આવો રસિકડાં;
વાટડી જોતાં વિહંગડાં:
—પેલી.

સંસારે ભોજનિયાં તામસ ને રાજસી,
વનનૈવેદ્ય નર્યાં નવનીત ને ગોરસી;
ગોરસી બ્રહ્મરસ પાય;
રમવા આવો રસિકડાં;
વાટડી જોતાં વિહંગડાં:
—પેલી.

આવો ફંગોળી નામ, કીર્તિ ને કામના,
થઇને વનફૂલ, માનો અનામી નામના;
જીવન ધન્ય ધન્ય થાય:
વાટડી જોતાં વિહંગડાં;
રમવા આવો રસિકડાં:
—પેલી,

શ્રી કેશવ હ. શેઠ

# જન્મભૂમિ

જન્મભૂમિ જનની
કર્મભૂમિ જનનીઃ
ધર્મભૂમિ જનનીઃ
જય વિશ્વ તારિણી.

તુજ નિર્મલ નીલ નભ માંહિ
રવિ, ચંદ્ર અને નક્ષત્ર મહિં
છટા અનુપમ રે દીસતી
જ્યોતિ ધારિણીઃ
જય જ્યોતિ ધારિણીઃ
જન્મભૂમિ જનની.

વીર તંત્ર તુજ દિવ્ય યંત્ર
તુજ અદ્‌ભુત શકિત મંત્ર
કરે ના કોને એ સ્વતંત્ર ?
વિઘ્ન વિદારિણી
જય વિઘ્ન વિદારિણી
જન્મભૂમિ જનની.

તુજ રજમાં છે શ્રી–ધી નિવાસ
આત્મ જ્યોતિનો અજબ વિકાસ
શરદ્ પૂર્ણિમા દિવ્ય રાસ
સત્ય વિહારિણીઃ
જય સત્ય વિહારિણી
જન્મભૂમિ જનની.

આર્ય જાતિ સમસ્ત મહાન
હિંદુ, પારસી, મુસલમાન
માને તુજ ધ્વજ દેવ સમાન.
જગ ઉદ્ધારિણી
જય જગ ઉદ્ધારિણી
જન્મભૂમિ જનની
કર્મભૂમિ જનની
ધર્મભૂમિ જનની
જય વિશ્વ તારિણી.

શ્રી. "ઊર્મિલ"

# દિવ્ય પંખીડા

લેખક : શ્રી. રણજીત એમ. મહેતા

' જીવન પંથ ઉજાળવા ગ્રહીશ અવનતી પંથ. '

અહા ! આ સાંજના સમયે, જ્યારે પશુપક્ષીઓ પોતાના સ્થાનમાં આવી રહ્યાં છે—ચંદ્ર પણ પોતાની વ્હાલી પત્નીની ગોદ છોડીને આ જગતનો સત્કાર સ્વીકારવાને ગમનવેગી વિમાનની માફક આવી રહ્યો છે. અને મા પુત્રની, બહેન પોતાના નાતિરાં ભાઈઓની અને પત્ની પોતાના પ્રેમાળ પતિની વાટ જોઈ રહી છે, ત્યારે આ કોણ જઈ રહ્યું છે ! અને તે પણ નદીને તીરે તીરે. માતાથી વિખુટી પડેલી કોઈ હરિણી તો ન હોય ! અહા ! કદાચ પાણી પીવા આવી હશે ! અરે ! મારી મતિ પણ ચક્કર મારી ગઈ હોય એમ લાગે છે ! હરિણી તે વળી ફ્રોક પહેરતી હશે ! બનવા સંભવ છે કે કોઈએ આનંદની ખાતર પહેરાવ્યું હોય. પણ...આની ચાલ તો અજ્ઞાત્ યૌવનાના જેવી લાગે છે. અરે ! જે હું નજીકથી જોઈ શકતો નહતો તે દૂરથી જોઈ શકું છું. આ તો ચોક્કસ કોઈ બાળાજ હોવી જોઈએ—અને તે પણ લગભગ બાર વર્ષનીજ—મારી બેન લીલુ જેવીજ. અહા ! કદાચ રાત્રિ બાર વર્ષની બાળા બનીને કયાં ન આવી હોય ! વિશ્વમાં રાત્રિનું સામ્રાજ્ય પ્રસરવા માંડયું છે અને આ કુદરત પણ ફરવા લાગે છે ! અરે ! પેલી જનાર વ્યક્તિ કુદરતની છાંયા તો ન હોય ! હવે તો જગતને બાળક જ રહેવું ગમે છે એટલે કુદરતે પણ બાળક બનવાની અભિલાષા સેવી પોતાની છાંયા તો ન ફેંકી હોય ! આમ કલ્પનાને ઘોડે શાન્તુનું મન કુદતું હતું તેવામાં—

ઓ ! અરે ! દુષ્ટ સમાજ ! ભલે તું દુષ્ટ રહે, ભલે તું ત્હારી દુષ્ટતાની જ્વાળા ચોમેર ફેલાવે ! એ દુષ્ટતાને દુષ્ટતામાં પીડાએલું જગત કોઈ દિવસ પણ શાંતિ મેળવશે. પણ તને એક નાની બાર વર્ષની બાળકી કે જેનું યૌવને હજી કુટયું નથી, જેને હજી જગત શું છે અને એનો માયાવી સર્જનહાર કોણ છે એની પણ ખબર નથી, જેને પગલે પગલે અને શબ્દે શબ્દે નિર્દોષતાની મૂર્તિ ખડી થાય છે. એને સતાવતાં જરા પણ શરમ નથી આવતી ? અહા ! ભલે તું કોઈ બાર વર્ષના બાળકને સતાવે. એ તો પુરૂષનું પ્રથમ પગથીઉ છે—ગમે તેવા દુઃખો સહન કરી લેશે. પણ, એક અબળા અને તે પણ નાની બાળકીથી કયાંથી સહન થાય ?—અને ન સહન કરે તો જાય પણ કયાં ? જગત પીખી પીખીને ભક્ષ ન કરી જાય ! એમ ભક્ષ્ય થઈ મરવું એના કરતાં આપઘાત કરવો વધારે સારૂ છે. તારી નિર્દયતાને અંગે મારા જેવી બાળકી વિધવા બને છે, માતા બને છે, અને ઘણી વખત એને અંગે ભયંકર રોગમાં સપડાઈ પડે છે, જે ઘણુ કરીને જીવલેણ નીવડે છે—જેને વૈધવ્ય શું છે એની ખબર ન હોય તે વિધવા બનીને શું કરે ?—જેણે માતાની ગોદ છોડી ન હોય તે માતા બની શું કરી શકે ?—માતૃત્વની ફરજો કેવી રીતે અદા કરી શકે ? અને એવા અંધેરમાં ઉછરેલા બાળક પાસે શું આશા રાખી શકાય ? એવા બાળકો માતાની કુખ કેવી રીતે દીપાવી શકે ?—

હૃદયદ્રાવક ચીસથી તણાયેલો શાન્તુ આ બાળા પાસે આવી પહોંચે છે. નહોતું રહ્યું

# જન્મભૂમિ

જન્મભૂમિ જનની
કર્મભૂમિ જનનીઃ
ધર્મભૂમિ જનનીઃ
જય વિશ્વ તારિણી.

તુજ નિર્મલ નીલ નભ માંહિ
રવિ, ચંદ્ર અને નક્ષત્ર મહિં
છટા અનુપમ રે દીસતી
જ્યોતિ ધારિણીઃ
જય જ્યોતિ ધારિણીઃ
જન્મભૂમિ જનની.

વીર તંત્ર તુજ દિવ્ય યંત્ર
તુજ અદ્‌ભુત શક્તિ મંત્ર
કરે ના કોને એ સ્વતંત્ર ?
વિઘ્ન વિહારિણી
જય વિઘ્ન વિહારિણી
જન્મભૂમિ જનની.

તુજ રજમાં છે શ્રી–ધી નિવાસ
આત્મ જ્યોતિનો અજબ વિકાસ
શરદ્ પૂર્ણિમા દિવ્ય રાસ
સત્ય વિહારિણીઃ
જય સત્ય વિહારિણી
જન્મભૂમિ જનની.

આર્ય જાતિ સમસ્ત મહાન
હિંદુ, પારસી, મુસલમાન
માને તુજ ધ્વજ દેવ સમાન.
જગ ઉદ્ધારિણી
જય જગ ઉદ્ધારિણી
જન્મભૂમિ જનની
કર્મભૂમિ જનની
ધર્મભૂમિ જનની
જય વિશ્વ તારિણી.

શ્રી. " ઊર્મિલ "

# દિવ્ય પંખીડા

લેખક : શ્રી. રણુજીત એમ. મહેતા

' જીવન પંથ ઉજાળવા ગ્રહીશ અવનતી પંથ. '

અહા ! આ સાંજના સમયે, જ્યારે પશુપક્ષીઓ પોતાના સ્થાનમાં આવી રહ્યાં છે—ચંદ્ર પણ પોતાની વ્હાલી પત્નીની ગોદ છોડીને આ જગતનો સત્કાર સ્વીકારવાને ગગનવેગી વિમાનની માફક આવી રહ્યો છે. અને મા પુત્રની, બહેન પોતાના નાનેરાં ભાઇઓની. અને પત્ની પોતાના પ્રેમાળ પતિની વાટ જોઇ રહી છે. ત્યારે આ કોણ જઇ રહ્યું છે ! અને તે પણ નદીને તીરે તીરે. માતાથી વિખુટી પડેલી કોઇ હરિણી તો ન હોય ! અહા ! કદાચ પાણી પીવા આવી હશે ! અરે ! મારી મતિ પણ બહેર મારી ગઇ હોય એમ લાગે છે ! હરિણી તે વળી ફ્રોક પહેરતી હશે ! બનવા સંભવ છે કે કોઇએ આનંદની ખાતર પહેરાવ્યું હોય. પણ...આની ચાલ તો અજ્ઞાત યૌવનાના જેવી લાગે છે. અરે ! જે હું નજીકથી જોઇ શકતો નહતો તે દૂરથી જોઇ શકું છું. આ તો ચોક્કસ કોઇ બાળાજ હોવી જોઇએ—અને તે પણ લગભગ બાર વર્ષનીજ—મારી બેન લીલુ જેવીજ. અહા ! કદાચ રાત્રિ બાર વર્ષની બાળા બનીને ક્યાં ન આવી હોય ! વિશ્વમાં રાત્રિનું સામ્રાજ્ય પ્રસરવા માંડયું છે અને આ કુદરત પણ કેવી લાગે છે ! અરે ! પેલી જનાર વ્યક્તિ કુદરતની છાંયા તો ન હોય ! હવે તો જગતને બાળક જ રહેવું ગમે છે એટલે કુદરતે પણ બાળક બનવાની અભિલાષા સેવી પોતાની છાંયા તો ન ફેંકી હોય ! આમ કલ્પનાને ઘોડે શાન્તુનું મન કુદતું હતું તેવામાં—

ઓ ! અરે ! દુષ્ટ સમાજ ! ભલે તું દુષ્ટ રહે, ભલે તું ત્હારી દુષ્ટતાની જ્વાળા ચોમેર ફેલાવે ! એ દુષ્ટતાને દુષ્ટતામાં પીડાએલું જગત કોઇ દિવસ પણ શાંતિ મેળવશે. પણ તને એક નાની બાર વર્ષની બાળકી કે જેનું યૌવન હજી ફુટયું નથી, જેને હજી જગત શું છે અને એનો માયાવી સર્જનહાર કોણ છે એની પણ ખબર નથી, જેને પગલે પગલે અને શબ્દે શબ્દે નિર્દોષ-તાની મૂર્તિ ખડી થાય છે. એને સતાવતાં જરા પણ શરમ નથી આવતી ? અહા ! ભલે તું કોઇ બાર વર્ષના બાળકને સતાવે. એ તો પુરૂષનું પ્રથમ પગથીઉં છે—ગમે તેવા દુઃખો સહન કરી લેશે. પણ, એક અબળા અને તે પણ નાની બાળકીથી ક્યાંથી સહન થાય ?—અને ન સહન કરે તો જાય પણ ક્યાં ? જગત પીંખી પીંખીને ભક્ષ ન કરી જાય ! એમ ભક્ષ્ય થઇ મરવું એના કરતાં આપઘાત કરવો વધારે સારૂ છે. તારી નિર્દયતાને અંગે મારા જેવી બાળકી વિધવા બને છે, માતા બને છે, અને ઘણી વખત એને અંગે ભયંકર રોગમાં સપડાઇ પડે છે, જો ઘણુ કરીને જીવલેણ નીવડે છે—જેને વૈધવ્ય શું છે એની ખબર ન હોય તે વિધવા બનીને શું કરે ?—જેણે માતાની ગોદ છોડી ન હોય તે માતા બની શું કરી શકે ?—માતૃત્વની ફરજો કેવી રીતે અદા કરી શકે ? અને એવા અંધેરમાં ઉછરેલા બાળક પાસે શું આશા રાખી શકાય ? એવા બાળકો માતાની કુખ કેવી રીતે દીપાવી શકે ?—

હૃદયદ્રાવક ચીસથી તણુાયેલો શાન્તુ આ બાળા પાસે આવી પહોંચે છે. નહોતું રહ્યું

એ મગ્ન થએલી બાળાને કંઈ ભાન કે નહોતું રહ્યું એ ધૂનમાં લીન થએલા શાન્તુને. ક્યાંથી હોય ? પણ......

અહા ! આ કોણ? અરે આ તો મારી લીલુ. લીલુ ! ઓ લીલુ ! તું અહીં ક્યાંથી ? બા તો કહેતી હતી કે લીલુ તો પરીઓ સાથે ખેલવાને ચાલી ગઇ છે. અરે લીલુ ! એક વાર તો બોલ, શું તારા ભાઇ સાથે પણ રીસામણાં લેશે ? અરે લીલુ ! મને છોડીને શા માટે ચાલી ગઇ હતી ? તારા વગર આ જગતમાં મારૂં કોણ? બા તો મને રોજ વઢે છે. શું બધી જ નવી બા આવી હશે ? અને બાપુજીના તો ગુસ્સાનો પાર જ નથી. એને મન હવે શાન્તુ તો રસ્તાના ભિખારીથી પણ ઊતરે. હશે ! પણ જ્યારે મારૂં તપોબળ તપશે ત્યારે તેઓના હૃદયના ચૂરેચૂરા કરી નાંખશે. પણ બ્હેન ! બાપુજીમાં આ અજબ પરિવર્તન શાથી થતું હશે ? બ્હેન ! બોલ તો ખરી. હવે તો તને નહિ જવા દઉં.

—આવ, ભાઇ ! મને ભેટ, મારો ઉમળકો શાંત કર. તું તો જગતની અનેરી વ્યક્તિ જણાય છે. આવ, તારાં અનેરાં ઉલ્લાસના આંદોલનોથી મારો ક્રોધ પળભર શાંત કર. ભાઇ ! આખા વિશ્વમાં તું એકજ છે કે જેના હૃદયમાં મારા માટે વાત્સલ્ય ઉભરાય છે. સારૂં યે વિશ્વ આ નાનો વયમાં જોયું. સારૂં યે વિશ્વ ભમીભમીને થાકી ગઇ પણ તારા સિવાય આ દુઃખીઆરીને દિલાસો આપનાર મને ન મળ્યું. ભાઇ ! તું અલૌકીક છે. તારો પંથ નિરાળો છે. તારી લાગણી દિવ્યશક્તિની છાંયા છે. રે ભાઇ ! ભલે આખુ એ વિશ્વ મને ધિક્કારે, ભલે મારા પાલક માતપિતા મને મરેલી ધારે અને ભલે એ બા હું પરીઓ સાથે રમવા ચાલી ગઇ છે એમ તને સમજાવે. ગમે તે બને, હવે હું કોઇની પણ લેશ માત્ર પરવા કરનાર નથી. મને તારા જેવો ભાઇ છે એટલે બસ.

બ્હેન ! બ્હેન ! તું આ શું બોલી રહી છે ? મને તો કંઇએ સમજ પડતી નથી. બ્હેન ! ઓ વ્હા...લી બ્હે ..ન !

ભાઇ જરા શાંત થા. તને છેલ્લા પાંચ વર્ષથી મારા જીવનની જરાએ ખબર નથી. અહા ! તું નિર્દોષ બાળક હોઇને તને ક્યાંથી ખબર પડે ? ભાઇ ! આ છેલ્લા પાંચ વર્ષના ગાળામાં તો મેં ઘણી નવાજુની જોઇ. માતાપિતાને સંતોષવાને માટે તાતે કહેલા પતિની સાથે મેં બાળવયમાંજ મારૂં જીવન જોડયું. પણ એ સૌભાગ્ય ચાંદલો અમર ન રહ્યો. એ પતિ મારા લગ્નની પહેલી રાત્રે જ મને એકલી મૂકી પરધામ ચાલ્યો ગયો. પણ તે બિચારા મારા જેવા અણસમજુને તે વખતે ક્યાંથી ભાન હોય કે તેના અવસાન પછી તેની પરણેતરની શી વલે થશે ! બિચારો ! પ...ણ એનું અવશેષ મૂકતો ગયો છે શાન્તવનરૂપે. હવે એ અવશેષ પરિપક્વ થવા આવ્યું છે, ભાઇ ! હવે શું કરવું એની મને ગમ પડતી નથી.

બ્હેન ! તું પુનર્લગ્ન કરે તો ન ચાલે ?

પુનર્લગ્ન ! શું એ પુનર્લગ્નને માટે મારે મારા ભવિષ્યના બાળકનો ઘાત કરવો ?– નહિ તો મારી સાથે લગ્ન કરવા કોણ તૈયાર થાય ? નહિ ! નહિ !. એ તો મારાથી ના બને. ગાંડા ! કદાચ પુનર્લગ્ન કરવા તૈયાર થાઉં તો કોની સાથે કરું ? મારી સાથે પાણીગ્રહણ કરવા કોણ તૈયાર થાય ? અરે ! ભાઇ ! તું મારી સાથે લગ્ન કરશે ? જગતની દૃષ્ટિએ તું મારો ભાઇ નથી. એટલે...હાશ !

અરે ભગવાન ! આવી બુદ્ધિ શાને આપે છે ? શેઠનુ ભલે મારો ભાઇ ન હોય પણ ધર્મનો ભાઇ તો છે ને ! અને હું એની ધર્મભગિનિ. એની સાથે મારાથી કેમ લગ્ન થાય ? અરે ભાઇ ! પુનર્લગ્ન વગર જીવન પસાર ન થઇ શકે ? હા ! ભાઇ ! એક વાત પુછું : " છે કોઇ માનવી માનવલોકમાં સ્વપ્નેએ ન ઇચ્છયાં હોય પાપ કે અનાચાર જેણે. " હા, હોય તો બતાવ. જરૂર મારૂં જીવન એની સાથે—એના જીવન સાથે—એના આત્મા સાથે ગુંથીશ. ભલે પછી એના સ્નેહમાં સુગંધ ન હોય ! એના જીવનમાં મીઠાશ ન હોય ! પરમપંથે વિચરવાને મારો આત્મા સમર્પણ કરીશ. પ...ણ બીજા સાથે તો ન ગુંથાઉં દેહની ગાંઠે.—એવી રીતે દેહની ગાંઠે ગુંથાઇ જીવન વ્યતીત કરવું એના કરતાં વેસ્યા કેમ ન બનવું ? દેહની તૃપ્તિ અર્થે યા મદભર યૌવન સાર્થક કરવાને કોઈ સાથે ફરી લગ્ન કરૂં તો એનાથી ફક્ત એકજ પંથના માનવીને—વિધવા સહાયક મંડળો ઉભા કરનારને જ સંતોષી શકું. પણ એજ દેહની તૃપ્તિને અર્થે વેસ્યા બનું તો અનેકને સંતોષી શકીશ, ચાહીશ તો અનેકને એ પંથેથી વાળી શકીશ—સુધારી શકીશ—તેમનાં જીવન સાર્થક કરી શકીશ. તેમની ગૃહિણીઓની શુભાશિષો મેળવી શકીસ—તેમની રડતી કકળતી મા—બ્હેનની આંતરડી ઠારી શકીશ. અનેક વેસ્યાને તેમના પંથેથી ચળાવી શકીશ. બીજું આનાથી વધારે મારા જેવીને શું જોઇએ ? પણ એ બધુએ કરવાને મારે તો મારા મન ઉપર ફક્ત કાબુ મેળવવો પડશે એજ. માતાની મીઠી છાંયા ગુમાવેલી હોવાથી નાનપણથી જ એ સંયમ પાળવાનું તો હું શીખતી આવી છું એટલે મુશ્કેલ ન પડે. પણ ભાઇ ! મારે વધારામાં જોઇએ છે તારા સાચા હ્રદયનો સાથ અને સહકાર. આ વિશ્વમાં મારો કહી શકુ એવો તુંજ છે. ભાઇ, આપ રજા—શુભાશિષો સહીત.

બહેન ! હું સદાએ તારો ભાઇ રહ્યો છું. રહું છું અને જીવનભર રહીશ—તને બેન તરીકે ચાહીશ. જા, તારો પંથ સ્વીકાર. મારૂં અંતઃકરણ સાક્ષી પૂરે છે કે તું તારા માર્ગેથી પાછી ન પડે. જ્યારે તારે કંઇ મદદ જોઇએ ત્યારે બેલાશક વિનાસંકોચે મને જણાવજે. તારી સેવામાં આ તારો ભાઈ સદાએ તૈયાર છે. જો જીવતો રહીશ તો ફરી કોઇવાર મળીશ. ભગિનિ વિયોગનો શોક મને ખાઇ જશે એમ લાગે છે. પણ એક ભાઇને ખાતર હવે તું ન રોકાતી. મારી લીલુ ! જા, તારો પંથ ઉજાળ. સદાએ ઇશ્વરને પ્રાર્થના કરતો રહીશ કે તને સહાય કરે.

# અનસૂયા...........................

લેખક
શ્રી. સુધાકર જે. ભટ્ટ

સાદા ધોએલાં કપડાં સુઘડતાથી પહેરી ભાવનગરના સ્ટેશનની ગેઇટ ઉપર ઉભો ઉભો રમણુ ટીકીટ ચેક કરતો હતો. તેનાં કપડાં જેવું જ સામ્ય તેની કલ્પના સાધતી હતી. ભૂતકાળનો કોઇ મિત્ર તેને જુએ તો તેને તરત જ આશ્ચર્ય થાય કે રમણુ આટલો સૌમ્ય ! કલ્પનાનો ઉડ્ડયનો અને તરવરાટ વગરનું તેનું મન અને વદન કહી સંભવે !

પરંતુ માનવ જીવન માટે કોઇ પણ સ્થિતિ અકલ્પ્ય નથી અમદાવાદની ગુજરાત કોલેજમાં પહેલાં તે F. Y. Arts ભણતો હતો. તે એક કવિ હતો. તેના ચ્હેરા ઉપર હમેશાં બુદ્ધિ અને કલાની આકર્ષક ચમક તો તરવરતી જ.

ભણુવાનો તેને બહુ જ ઉમંગ હતો. પરંતુ આર્થિક પ્રતિ–વેગો તેને તેમ કરતાં અવરોધતા. છતાં ય તેમને સંકોચતો સંકોચતો તે પોતાના પન્થને આગળ ખૂસ્યો કરતો.

કોલેજમાં પ્રાધ્યાપકોના પ્રશ્નોના ઉત્તરો તે તત્ક્ષણુ આપી શકતો. તેનો ગુજરાતીનો નિબંધ બધામાં બહુ જ સુન્દર સુ–ચન અને હયોટીદાર ગણાતો...વિદ્યાર્થીનીઓ તેની નોટ–બુક મેળવવા ખૂબ જ આતુર રહેતી.

આ બધા કારણોને અંગે અભ્યાસને આગળ ધપાવવાની તેને પ્રેરણા મળી રહેતી.

કાલિદાસ, મીલ્ટન કે શેકસ્પીયરનાં કાવ્યો–નાટકો તેના હૃદયમાં સદા રમી રહેતાં. કાન્ત, નરસિંહરાવભાઇ કે ઠાકોરની કવિતાઓ તેને બહુ જ ગમતી. કોઈ વાર ' કાન્ત કોમલ ' પદાવલીમાં તો કોઇ વાર ધનિષ્ઠ પૃથ્વીમાં તે સુન્દર કાવ્યપંક્તિઓ કરતો. અને વર્તમાન માસિકો તે સ્વીકારતા.

છતાં આંતરિક જીવનની દર્દમયતા, આર્થિક સંકડામણો ડુબકી મારી તેના કલ્પનાગામિ હૃદયપટ ઉપર ફરકી જતી. તેને ખબર હતી કે F. Y. થી, આગળ ભણુવાની તેની પાસે લેશમાત્ર પણ આવક નથી.

તે તેના એક દૂરના કાકા પાસે રહેતો. તેમણે લાગવગ લગાડી રમણુ માટે રેલ્વે ખાતામાં નોકરી ખોળી કાઢી હતી.

નસીબદેવી પાસે અવનત હૃદયે તે સ્વીકારી લેવા સિવાય રમણુ પાસે બીજો માર્ગ ન હતો. એક બાજુ સાડા ત્રણુ મહીનાનું પ્રલંબ કોલેજ વેકેશન તેની સામે હતું. ' કોલેજ ઉઘડવાને હજુ ઘણી વાર છે; તેથી ઠીક પડશે તો નોકરી કરશું...નહીં તો પાછો...' એ વિચારે તે ઉપડયો.

પરંતુ તે તો માત્ર હૃદયના વિસામા પુરતું જ માનવાનું હતું. કાકાએ તો આ નોકરી શોધી કાઢી પોતાના ઉપરનો બોજો હળવો કર્યો હતો. આ મહાપ્રયત્ને મેળવેલી નોકરીમાં પણુ તેને સાત મહીનાની ઉમેદવારી કરવાની હતી. તે સાત મહીના માટે જરૂરીઆત પુરતા જ પૈસા મોકલવાનું કાકાશ્રીએ સ્વીકાર્યું હતું.

જીવનમાં બીજું કોઇ મદદ કરે તેમ હતું નહીં–ન હતું કોઇ સગું કે ન હતું કોઇ સંબંધી.

( ૨ )

રમણુ ભાવનગર આવી નોકરી પર હાજર થઇ ચૂકયો. પહેલા ચાર મહીના ગેઇટ પાસે ટીકીટ ચેક કરવાની તથા ટેલીગ્રાફ શીખવાનું હતું.

ટીકીટોના ' કટ ' ' કટ ' કપાવા વચ્ચે તેના દિવસો ગતિભેર ચાલ્યા જતા હતા.

રેલ્વેની એક નાની ઓરડીમાં તે પોતાનો સામાન રાખતો. અને વેઇટીંગ રુમ તેનો શયનખંડ બનતો.

દિવસ જતાં તેની મનોવિહારી કલ્પનાનાં, કાવ્યમય અનુપમ ભાવનાઓનાં, સ્વપ્નમય જીવનનાં વળતાં પાણી થયાં. ધીમે ધીમે મધ્યરાત્રીના પ્રશાંત સાગર નીરની માફક તેનાં હૃદય આંદોલનો સ્થિર થવા લાગ્યાં.

છતાં હજુ પણ કોઇ દરવાજે ઉભા ઉભા તેના અંતરમાં ' ગુજરાત ' કોલેજના અનુભવો તાદ્દશ થતા. ' ચાર ચાર માસથી પોતે આ ખુણામાં આવીને પડયો હતો. '

કોઇ વાર તેને આવેશ આવતો કે હવે તો અહીંથી ચાલ્યા જવું. ગમે તેમ કરી ટયુશન શોધી કાઢી—કોઇ શેઠીયાની મદદ લઇને, પણ પોતાનો અભ્યાસ પાછો ચાલુ કરવો. પરંતુ પાછી તરત જ તે મોજાને ઢાંકી દેતી બીજી વિચિમાલા તેના હૃદયપટમાં પથરાઇ જતી. તેને થતું ...' જો ત્યાં મદદ ન મળી તો ?...આ નોકરી છોડી દઉં તો હવે કાકા સંઘરે તેમ નથી...અમદાવાદ જેવા શહેરમાં ખાવા પીવાનું—રહેવાનું બહુ જ દુષ્કર...વળી બે માસમાં તો પોતે Permanent (કાયમ) થઇ જશે...

આ ચાર મહીના તેમ બે મહીના વધારે...પછી વળી આગળ ઉપર અનુકૂળતાએ B. B. & C. I. કે કોઇ બીજી મોટી રેલ્વેમાં નોકરી શોધી લેશું...આ ટેલીમાફ વગેરે તો હવે સિદ્ધહસ્ત થવા લાગ્યું છે...'

અને છેવટે તે રોકાઇ જતો.

કોઇ કોઇ વખતના આવા મંથનો સિવાય વિશેષતઃ તેનું મગજ શૂન્ય રહેતું. તે શૂન્યતામાં તે ઉતારુઓને ટીકીટો કાપી આપતો. યંત્રની નિષ્ક્રિયતાથી તે આ બધું કરતો. કોઇ વાર બહુ થાય તો સવારે મેઇલ ઉપર કે સાંજના ફ્રીકરડ ઉપર તે ફરી લેતો.

વિવિધ પ્રકારના સુન્દર કે કુ—રૂપ સૌન્દર્યો તે નિરખતો. સેકન્ડ કલાસમાં વિહરતી યુવતિઓ તેનું લાક્ષણીક આકર્ષણ બની જતી. પરાના સ્ટેશનોથી કોલેજ કે હાઇસ્કુલમાં ભણવા આવતી યુવતિઓ નિહાળી તેને ઘણીવાર ' ગુજરાત કોલેજ ' યાદ આવતી.

કોઇવાર અલૌકિક સૌન્દર્ય નિહાળતા તેના હૃદયમાં કાવ્યમય કલ્પનાઓ આવતી— ' અરર રમ્ય શી સુન્દરી ! ! ' અને પોતાની લઘુ ઓરડીમાં જઇ તે એક સુંદર કાવ્ય રચી નાખતો.

( ૩ )

એક ધારા વહી જતાં સરીતા નીરમાં વળી પાછી સપાટી ખળભળી ઉઠી—તે નિરસ્ય જાગૃતિમાં ટિકીટો કાપતો હતો ત્યાં તો એક મૃદુલ ટહુકારે તેને સહસા ચમકાવી દીધો.

' અહો રમણભાઇ તમે ? '

તેણે સામે જોયું...અમદાવાદી ભાષા—અને વસ્ત્રમાં ઓપતી એક મુગ્ધ બાલિકા તેની સામે ઉભી હતી.

' અરે અનસૂયા ! તું અહીં કયાંથી ? ' ટીકીટ કાપતાં જરા આશ્ચર્ય ભાવે તેણે પૂછયું.

' હું પણ એજ પૂછું છું કે આપ વળી આ રેલ્વેને પગથારે કયાંથી ? ' એક ખાલી થેલી હલાવતી ચાલાક શહેરી બાળાએ ચમક વેરી.

' જો ને કે આરો છે ?—નોકરી ન કરીએ તો હવે દુનિઆ સંઘરે તેમજ કયાં છે ?—પરંતુ તું આમ અચીંતી આ તરફ કયાંથી ? ' સંકોચાઇ ગયેલી શહેરી છુટને આજ ઘણા દિવસે રમણે વહેતી મૂકી.

' બાપુજીએ હવે અમદાવાદ છોડયું.

જુઓને તેમની તબીયત છેલ્લા બે ત્રણ વરસથી ક્યાં બરાબર રહે છે! આ સોનગઢમાં સ્ટેશન પાસે એક ન્હાનું મકાન ખરીદી લીધું છે. હું, મારી બા અને બાપુજી હવે ત્યાં રહીએ છીએ. વિરુભાઇ તો આનંદમાં કસરત માસ્તર થઇ ગયો છે.' અખંડ વાગ્ધારા સાથે તે તો હસતી જતી હતી.

'શું વિરુએ ભણવાનું છોડયું?' રમણનાં આશ્ચર્યની પરી–સીમા આવી ગઇ.

'છોડે જ ને! આ વખતે બીજી trialમાં પણ ભાઇ સાહેબ મેટ્રિકમાં નિષ્ફળ થયા. પણ ઠીક છે કે યોગ્યતા પ્રમાણે કસરતી નોકરી મળી ગઇ. મેં પણ આ પાંચમી પછી ભણવાનું છોડયું છે. અને બાને પણ ઠીક નથી રહેતું. હું અવાર નવાર જરૂઆતની ચીજો લેવા ભાવનગર આવું છું.'

રમણ તો મુગ્ધ થઇ આ બધું સાંભળતો હતો. ત્યાં તો અચાનક બેચાર માણસો ધસમસતા આવ્યા–અને ટ્રેઇનનો 'ટાઇમ' થઇ ગયો હતો.

અનસુયાએ પણ ટીકીટ કાઢી ચેક કરવા આપી.

'લ્યો માસ્તર સાહેબ; આ વખતે તો ખબર નહીં–હવે તો જરુર મળીશ! જો વખત રહે તો સોનગઢ આવતા હો તો...ત્યાં રમ્ય એકાંતમાં બાપુજીને પણ સારું લાગે... ઠીક...નમસ્તે...!'

સુન્દર અભિનય સાથે તે દૂરના એક ડબ્બા તરફ ગઇ.

( ૪ )

રમણની રસવૃત્તિ પાછી ધીમે ધીમે વિકસવા લાગી. નિરસ જીવનમાં આ નવિન–અકલ્પી રમણીયતા તેને બહુ જ આલ્હાદક લાગી.

પોતાના વર્તુલથી દૂર દૂર પડેલા માણસને જ્યારે કોઇ પુરીચિત જન મળી જાય છે. ત્યારે તેને તે બહુ જ મધુર લાગે છે.

અનસુયાનો ભાઇ વિરુ તેનો ખાસ મિત્ર હતો. તે બન્ને હાઇસ્કૂલમાં સાથે ભણતા, પરંતુ મગજ–મન્દતાને અંગે અને બેદરકારીના પરિપાકને કારણે વિરુ બે વર્ષ સુધી મેટ્રીકનો મિત્ર રહ્યો. નોકરીમાં જોડાઈ ગયો હતો.

વિરુની ઘનિષ્ઠ મિત્રાચારીને પરિણામે રમણ તે કુટુંબમાં સ્વજન સમો બની ગયો હતો. વળી બન્નેની જ્ઞાતિ પણ એક હતી. મધ્યમ વર્ગનું તે કુટુંબ હતું.

*

હવે તો રમણ વારંવાર અનસુયાને મળતો. વેઇટિંગ રુમમાં કલાકો સુધી બેસી તેઓ વાતો કરતાં. કોઇકવાર એકાદ દિવસની રજા લઇ તે સોનગઢ પણ જઇ આવતો.

—હવે તો આ કુટુંબમાં રમણનું સ્થાન કોઇ જુદી જ વ્યક્તિ તરીકે નિરખાતું જતું હતું. ઘણીવાર અનસુયાના માતા પિતા અંદર અંદર વાત કરતા કે 'છોકરો સારો છે... બુદ્ધિશાળી ને દેખાવડો પણ છે...'

ચાલાક અનસુયાની નજર બહાર કોઇ-પણ વસ્તુ ન થઇ શકતી.

હવે રમણને કોલેજના સંસ્મરણો બહુ યાદ આવતાં નહીં. કોઇવાર તે ઝબકતાં તો અનસૂયાનું આગમન સૌ ભૂલાવી દેતું... કોઇ વાર તો અનસુયાની શિલ્પમૂર્તિ સાક્ષાત્ ઉતરી પડતી.

( ૫ )

આનંદના અવિષ્કારમાં કેટલાયે દિવસો જતા હતા. ત્યાં એક સવારે તેના હાથમાં તારનું ફરફરીયું આવ્યું...

'Your's permanent duty begins from to day; & you have to start by evening mixed ...

# મોહનદેવ

રાગ—સારંગ

આજ મારે આંગણીએ આવ્યા મોહનદેવ,(૨)
આવ્યા અને અજવાળ્યાં અંતરીયાં,
આજ મારે આંગણીએ.

ઘુમે ને ઝુમે એની અમરત શી નજરું,
હૈયાના બોલ અમે ઝીલ્યા મોહનના,
આજ મારે આંગણીએ.

મુક્તિના પાઠ એણે પહેલાં પઢાવીઆ,
અહિંસાનો નાદ ગજાવે મોહનદેવ,
આજ મારે આંગણીએ.

વન વનના વાયરા ને વીંધી વનરાઇઓ,
દુઃખીઓનાં દુઃખડાં કાપે મોહનદેવ,
આજ મારે આંગણીએ.

ભારતને કાજ એણે સેવાના સ્વાંગ સજ્યા,
મનના મારગ એણે મેલ્યા મલપતા,
આજ મારે આંગણીએ.

જીવનના જોમથી જીતે છે જંગ આજ,
કંપી ઉઠે કૂડાં, હાકે મોહનની,
આજ મારે આંગણીએ.

શ્રી. જયંત પંડ્યા



# હોળી

આવો હો બેન આવો વીરા મારા
આવ્યા હોળી ખેલનના દીન,
રંગે રમવાને. ૧

હાથે કો રંગની ઝોળી ધરીને,
કોઇ રંગ પીચકારી સાથ,
રંગે રમવાને. ૨

કોનાં ગુલાબ ફૂલ રંગે રમ્યાં,
ના જાણું હું કોની સાથ,
રંગે રમવાને. ૩

સંધ્યા સખીએ આવી રંગો ઢોળ્યા,
નદી સાગરે રેલમ છેલ,
રંગે રમવાને. ૪

આવો હો બેન આવો મારા વીરા,
આવ્યા હોળી ખેલનના દીન,
રંગે રમવાને. ૧

શ્રી. જયમનગૌરી પાઠકજી

# અમુઝણનો ઉકેલ

[ રમુજી સંવાદ ]

:: લેખક ::
રવિશંકર નરોત્તમદાસ પાઠક

( ગયા અંકથી ચાલુ )

૨

ભૂખણ.—અરે હજુ સનાનીઆ શાસ્ત્રી કેમ નહિ આવ્યા ?

મલીદા.—હવે આવવા જોઇએ. સવારે કહ્યું છે ને. અને વળી વિષય-ચર્ચાનો-એમને જ છેડવાનો છે.

ભૂખણ.—મને આજ બપોરે પેલો ગમનલાલ ગરબડીઓ મળ્યો હતો. અહીંથી કોઈ માણસ સાથે કંઇ કામે જતો હતો. એને મેં નોતરૂં આપ્યું છે અત્યારની આપણી ચર્ચામાં ભાગ લેવા માટે. સારો તર્કવાળો માણસ છે. અને વળી નવી નવી ચર્ચાઓ કરવી એને ખૂબ ગમે છે.

મલીદા.—એ પણ હજુ આવ્યો નથી.

ભૂખણ.—આવ્યા વગર તો રહે નહિ. ચર્ચાનું નામ સાંભળ્યું છે એટલે.

( સામેથી સનાનીઆ શાસ્ત્રી આવતા જણાય છે. )

ભૂખણ.—આ લો, સનાનીઆ આવી પહોંચ્યા.

મલીદા.—બાપાશાસ્ત્રી, આ શાસ્ત્રીની અટક 'સનાનીઆ' કેમ પડી હશે ? ઘણા દિવસથી મને એ સંબંધી વિચાર આવે છે. પણ માણસ જરા ક્રોધી છે એટલે એને મોઢે પૂછવાની હિંમત ચાલતી નથી.

ભૂખણ.—આજે આપણે પૂછીએ. પૂછવામાંય ફેર હોય છે, પેરે પેરે પૂછીએ તો બધુંય જાણવાનું મળે. પેલા ડાહ્યા માણસે નથી કહ્યું ? કે—

'કાણાને કાણો કે'તાં કડવું લાગે વેણ,
પેરે પેરે પૂછતાં કે કેમ ગયાં નિજ નેણ '

( સનાનીઆ આવે છે. )

ભૂખણ.—આવી પહોંચ્યા ? ચાલો ઠીક થયું. અમે ક્યારના તમારી વાટ જોતા હતા.

સ. શાસ્ત્રી—આ એક બે જણા કથાનું કે'વા આવ્યા'તા એમની સાથે જરા વાતચીતમાં ગૂંથાયો હતો એટલે જરા વિલંબ થઇ ગયો.

મલીદા.—કંઇ નહિ. જરા મોડું વ્હેલું થયું એમાં આપણું શું બગડી જવાનું હતું ?

ભૂખણ.—સનાનીઆ શાસ્ત્રી ! આજે પેલો ગમનલાલ ગરબડીઓ પણ આવનાર છે. હવે આવવો જોઇએ. મેં કહ્યું છે ચર્ચામાં ભાગ લેવા. એ આવે તે દરમિયાન આપણે જરા આમતેમ ગપ્પાં મારીએ.

સનાનીઆ—હા, આપણને કંઇ ઉતાવળ નથી.

ભૂખણ.—ઠીક, જલપાન કરશો.

સ. શાસ્ત્રી—ના ના હમણાં જ ઘેરથી પીને આવ્યો છું.

ભૂખણ.—મલીદાવાળા તમે ?

મલીદા.—આ તમારી બે વિદ્વાનોની વાણી-રૂપી અમૃતનું પાન કરવાનું મૂકીને જલપાન કોણ કરે !

સ. શાસ્ત્રી—વાહ વાહ, માસ્તરેય હવે પંડિત થતા જાય છે.

મલીદા.—એ તો સંગતિનું ફળ.

ભૂખણ.—અરે, શાસ્ત્રીજી ! તમને હમણાં આવતાં જોઇને અમને એક વિચાર

નીઆ કેમ પડી હશે ? મલીદાવાળાને કંઇ સમજણ પડી નહિ એટલે મેં વિચાર કર્યો કે લાવ એમને જ જાતે પૂછી લઉં. એ ખુલાસો બરાબર કરશે. આપણા મંડળના માણસ છે, એટલે ખોટું લાગશે નહિ.

સ. શાસ્ત્રી—ના ના, એમ તમે પૂછો ને ખોટું ક્યાંથી લાગે ? આ તે દિવસે મેં જ તમને નોંતું પૂછયું કે, ભૂખણદાસ ! તમે આવા 'એજ્યુકેટેડ' થઇને છોકરાનું નામ બીજું કશું નહિ ને 'બેબી' કેમ રાખ્યું ? ત્યારે તમે કહ્યું હતું કે 'એ તો ફુલામણાનું નામ છે. આ સુધરેલામાં ખપવા મથતા લોકો જેમ ચુચો, બાબો, બચુ, વગેરે નામ રાખે છે તેમ આ નામ રાખ્યું છે.

મલીદા.—શું 'બાબો' નામ રાખે છે સુધરેલા ? બાબો એટલે તો રોટલો. નાનાં છોકરાં નથી કહેતાં કે, 'બાબો લાવો. મને બાબો મૂકો ' એવું તે કંઇ ફુલામણાનું નામ હોય ?

શાસ્ત્રી—અરે ભાઇ, એનો અર્થ રોટલો થતો હોય કે ગોટલો થતો હોય, એની એમને દરકાર હોતી નથી. એ તો એક વખત પકડયું તે પકડયું. અને અર્થની ભાંજગડ આવા ભાષાશાસ્ત્રીઓ વિના બીજા કોણ કરે ? આ જુઓને, મને પૂછે છે કે ' સનાતીઆ ' અટક તમારી કેમ પડી ?

ભૂખણ.—માફ કરો સનાનીઆ શાસ્ત્રી ! ' ટેવ પડી ટળતી નથી કોટી કરીએ ઉપાયજી. ' આ શબ્દો સાથે માથાકૂટ કરવાની ટેવ પડી ગઇ તે કાઢવા મથીએ તોય જતી નથી.

સ. શાસ્ત્રી—એ તો બાંધશાંબ, કહેવાની વાત છે. બાકી ગમે તેવી ટેવ પડી હોય તોય એને ઝપાટામાં વિદાયગીરી આપવાનો મારી પાસે ઇલાજ છે.

મલીદા.—શું કહો છો ? અસાર સુધી ટેવ ભૂલાવવાનો સરળ ઇલમ કોઇએ બતાવ્યો હોય એમ ખ્યાલમાં નથી.

સ. શાસ્ત્રી—ખ્યાલમાં ના હોય તો સાંભળો. અમુક ટેવ હઠીલી થઇને તમને વળગી રહે અને તમે છોડવા માગો તોય એ છૂટવા માગે નહિ, ત્યારે હિંમત રાખી ચાર પાંચ દિવસ લાગલગટ નેપાળાનો જુલાબ લઈ લેવો. તે છતાં સતાવે તો ફરી લેવો. આ ભાષાશાસ્ત્રી માત્ર ત્રણ દિવસ જો આ ઉપાય અજમાવે તો પછી બધીય શબ્દો સાથેની માથાકૂટ એ ભૂલી જાય.

ભૂખણ.—માફ કરો ઊંટ વૈ—અરે ભૂલ્યો, માફ કરો મેંરબાન, આવા ઉપચાર ત્યાં ત્યાં બતાવશો નહિ, નહીં તો કોઇ હાડકાં ખોખરાં—અરે !—નહીં તો કોઇ બિચારાનું શરીર બગડશે.

મલીદા.—એ તો જેને ગરજ હોય તે ઉપચાર અજમાવે. સનાતીઆ શાસ્ત્રી કયાં બધાંને ઘેરઘેર કહેવા જાય છે ? પણ હવે સનાતીઆ શાસ્ત્રી ! તમારી અટક સમજાવો. પાછો પેલો ગરબડીઓ આવી પહોંચશે એટલે આપણી ચર્ચા શરૂ કરવી પડશે.

સ. શાસ્ત્રી—અરે એમાં કંઇ બહુ સમજવા જેવું નથી. વાત એમ છે કે, અમારા બાપના દાદા બહુ ધર્મચુસ્ત હતા. અને બાહ્ય આચાર પાળવામાં એટલા બધા મક્કમ હતા કે ખાવાનું કદાચ ભૂલાઇ જાય પણ બાહ્યાચાર ભૂલાય નહિ. એમને એક વાતની વધારે ચીડ હતી. પોતાને કોઇ માણસ ( પછી શુદ્ધ પવિત્ર નાહેલો બ્રાહ્મણ કાં નથી હોતો ), લુગડું,

ચીથરું, કે ન અડકવા જેવી વસ્તુ અડી જાય કે તરત એ નાહી લેતા. અરે, રસ્તામાં તણખલાને પણ જો અડકાયું હોય તો સ્નાન કરતાં એ ચૂકતા નહિ. આવો સ્વભાવ હોવાથી દિવસમાં નહિ નહિ તોય એમને પાંચ પચીસ વખત સ્નાન કર્યા વગર ચાલતું જ નહિ. લોકો આથી જ્યારે એમને જુએ ત્યારે ઘણું કરીને એ સ્નાન કરતા જ હોય. એટલે એમનું નામ છપાઈ ગયું. 'સનાનીઆ' અને એ અટકથી એ ધીમે ધીમે વધારે પ્રસિદ્ધ થઈ ગયા. કાળે કરીને એ મરણ પામ્યા. એમની પાછળ એમણે સંપાદન કરેલ ધન એમના છોકરાએ ધર્માદા કર્યું. એમને પહેરવાનાં વસ્ત્રનું દાન કર્યું. લાકડી ઝાલતા અને જોડા પહેરતા એનું પણ દાન થઈ ગયું. માત્ર રહી ગયું એમનું 'સનાતીઆ' નામ. એ નામનું દાન લેનાર કોઇ બ્રાહ્મણ–ભિક્ષુક મળ્યો નહિ. એટલે વારસાઇના હકે એમના પુત્રે એટલે મારા બાપના બાપે એ નામને અટક તરીકે સ્વીકારી લીધું; અને ત્યારથી એ વંશપરંપરાના હકે ચાલતુ આવ્યું છે.

નીદ.—લો, આ બધી અંદરની હકીકત કોણ જાણે! તમે કહી ત્યારે અમે જાણી. બાકી હું તો અત્યાર સુધી એમ સમજતો હતો કે કોઇ માણસ મરી જાય અને ઔરાં સનાન કાઢે. એની વ્યવસ્થાનું કામ તમે અથવા તમારા વંશમાંના કરતા હશો. અને એથી સનાનીઆ—એવું નામ પડ્યું હશે.

શાસ્ત્રી—(અર્ધકૃત્રિમ ગુસ્સામાં) મેર,

(મગનલાલ ગરબડીઆ આવે છે.)

ગરબડીઆ—(હાથ જોડી નમસ્કાર કરતાં) માફ કરજો મેંરબાનો! વિલંબ થઇ ગયો. આવવા તૈયાર થયો અને મારી

ગૃહિણી સચિવઃ સખીમીથ પ્રિયશિષ્યા લલિતે કલાવિધૌ, એણે કહ્યું, 'આ જરા બચુના ઘોડીઆની દોરી ખેંચો. હું પાણી ભરી લઉં.' મારા મનમાં કે પાણી ભરતાં તે કેટલી વાર લાગવાની છે! નળની ચકલી છોડી કે પાણી ભરાયું. પણ શ્રીમતિએ તો ખારસી વીસ મીનીટ લીધી. પછી ઊઠવા લાગ્યો તો કહે 'આટલું જરા શાક સમારી દોને' મેં કહ્યું, 'મારે એક જણને ખાસ મળવા જવું છે.' તો કહેવા લાગી, 'હાવે મળવા કલાક મોડા ગયા તો મ શી હરકત છે! ત્યાં તમે શી મોટી મહત્ત્વની વાતો કરવાનો છો?' આ લો, બાયડીને શી વાતો કરવાની છે એની બાપડીને અમાઉથી ખબર પડી જાય છે. પણ આપણો સ્વભાવ તો તમે જાણો છો. 'કજીઆનું મોં કાળુ' એ સુત્રાનુસાર કજીઓ આપણે બનતા સુધી કરતા નથી. એટલે ચૂપચાપ શાક સમારી આપ્યું. અને અહીં આવવા ઊભો થયો. પણ જ્યાં માથે ટોપી પહેરું છું કે દશેરીઆ બરણી મારા હાથમાં મૂકી ઘરવાળીએ પાછો હુકમ કર્યો, 'આમાં જરા બે રૂપીઆનું તેલ લઇ આવો. ખિલકૂલ થઇ રહ્યું છે.' મને આખા શરીરે કંપારી વછૂટી. પણ બરણી પાછી મૂકાય એમ હતું નહિ. એટલે દીવેલ પીધા જેવું ડાચું કરી હું બહાર નીકળ્યો. પણ જ્યારે માણસ અસહાય થઇ જાય છે ત્યારે ભગવાન એની વહારે દોડે છે. મારો નાનો છોકરો રમત રમીને ઘેર પાછો આવતો હતો. એને પેલી ખાલી બરણી પકડાવી સીધા ઘેર જવાનું કહી મેં દોટ મેલી તે અહીં તમારું ઘર દેખાયું ત્યારે અટક્યો.

**મલીદા.**—શાબાશ ગરબડીઆ શાબાશ ! તમારી અહીં આવવાની ઇંતેજારી માટે અનેક વખત શાબાશ ! અમે સર્વ તમારી વાટ જ જોતા હતા.

**ગરબડીઆ**—એમ ? ત્યારે તો સારું. મારા મનમાં કે બધો રસ જતો રહેવાનો.

**ભૂખણ**—લો, સનાનીઆ શાસ્ત્રી ! હવે તમારી ચર્ચા શરૂ કરો. તમને કઇ શંકા સતાવે છે ?

**સ. શાસ્ત્રી**—ગઇ કાલે હું સવારમાં શાક-માર્કેટ તરફ જતો હતો ત્યાં રસ્તામાં મેં બે છોકરીઓ જોઇ. બન્નેવનાં માથાં ઉઘાડાં અને વાળનો અંબોડો વાળવાને બદલે ચોટલો છૂટો રાખી એને ગૂંથી વેણી બનાવેલી તે બરડા ઉપર ઝૂલાવે. આગળ ચાલતાં મેં બૈરું કહેવાય એવી મોટી ઉંમરની છોકરીઓ જોઇ. તેમણે પણ અંબોડાને બદલે વેણી રાખેલી. વળી આગળ ચાલતાં એક પ્રૌઢ વયની બાઇએ પણ અંબોડાને બદલે વેણી રાખેલી મારા જોવામાં આવી. હવે આમ રોજ બજારમાં હરીએ ફરીએ છીએ એટલે ઠેર ઠેર અંબોડાને તિલાંજલી અપાઇ ગઇ છે. એ શું જોવામાં નહિ આવ્યું હોય ? પણ સાળી શંકા જ્યારે આવવાની હોય ત્યારે જ આવે છે.

**ગરબડીઆ**—એમાં શંકા શી આવી ? બીજાની બાઇડીઓ ગમે તેમ નાચેકૂદે તેમાં આપણે શું કામ કાળજી રાખવી જોઇએ ? તમારા ઘરમાં તો અંબોડાને છોડી દઇ શાસ્ત્રાણીએ વેણી તો રાખવા માંડી નથી ને ?

**મલીદા.**—અરે શું ગમનલાલ ગરબડીઆ તમે ય ! શાસ્ત્રીજીને બૈરું જ કયાં છે ? પાંચ વર્ષ થયાં શાસ્ત્રીજી વિધુરાવસ્થા ભોગવે છે એ શું માલમ નથી ?

**ગરબડીઆ**—હા લ્યો, એ તો ભૂલી ગયો, પણ ત્યારે કોઇની બૈરી-છોકરી અંબો-ડાને બદલે વેણી રાખે એમાં સનાનીઆ શાસ્ત્રીને શું નુકશાન ?

**સ. શાસ્ત્રી**—નફા નુકશાનની વાત નથી. પણ વિચાર એમ આવે છે કે સાળા અંબોડાએ એકદમ શો અપરાધ કર્યો કે એને તરછોડી નાખી, નાની મોટી બધી ય સ્ત્રીઓ વેણી ઉપર મોહી પડી છે !

**ભૂખણ.**—કોણ કોના ઉપર મોહી પડશે, એનો વિચાર આપણાથી ના થઇ શકે. સૌ સૌ પોતપોતાના મનનાં માલિક છે. કલાપીએ નથી કહ્યું ?

> ' હવાં ચાહવું એ દિલ માત્ર જાણે,
> એમાં ન કાંઇ બનતું પરાણે. '

**સ. શાસ્ત્રી**—જેને જેના ઉપર મોહી પડવું હોય તે તેના ઉપર મોહી પડે. એમાં આપણને કંઇ લેવા દેવા નથી. પણ એની પાછળ કંઇ સમજ હોવી જોઇએને ! આ તો બધી ય વાતમાં સાળાં આંધ-ળીઆં ! આ સમાજનું થવાનું છે શું ? તે ય મારાથી તો હવે કલ્પી શકાતું નથી.

**ગરબડીઆ**—પણ સનાનીઆ ! અંબોડાને બદલે સ્ત્રીઓ એક વેણી રાખે છે એમાં આંધળીઆ જેવું શું છે ?

**શ. શાસ્ત્રી**—એજ ત્યારે વાત છે ને મારા ભાઇ ! બધી સ્ત્રીઓથી એક વેણી રાખી શકાય જ નહિ.

**મલીદા.**—કેમ કંઇ એને માટે સરકારે કાયદો કર્યો છે ?

**સ. શાસ્ત્રી**—સરકાર કાયદો કરે તો પછી એનું ઉલ્લંઘન કરી કોઇ વેણી રાખે જ નહિ. પણ આ તો વાત બીજી છે.

**ભૂખણ.**—શી વાત છે ?

**સ. શાસ્ત્રી**—વાત એ છે કે વિજોગણ સ્ત્રી હોય તે જ એક વેણી રાખી શકે.

ગરબડીઆ—વાહ વાહ શાસ્ત્રી ! આ વળી કાયદો ક્યાંનો કાઢ્યો ?

સ. શાસ્ત્રી—તમે અંગ્રેજી ભણેલા લોકોએ પુસ્તકો ક્યાં વાંચ્યાં છે ? માત્ર મોઢેથી ગરબડ કર્યા કરવી એનાથી કંઇ ચાલે !

ગરબડીઆ—શું પુસ્તકોનો આ બાબતમાં તમે આધાર આપો છો ?

સ. શાસ્ત્રી—હા હા. પુસ્તકોનો આધાર અને જગતમાન્ય પુસ્તકનો આધાર.

ગરબડીઆ—મારી નાખ્યા ત્યારે તો. સનાનીઆં ! જણાવો ત્યારે. તમે એક નવી વાત બહાર લાવશો. ક્યા પુસ્તકનો આધાર તમારી પાસે છે ?

સ. શાસ્ત્રી—સંસ્કૃતમાં અધ્યાત્મ રામાયણ છે એ કોઇ દિ' વાંચ્યું છે ?

ગરબડીઆ—વાંચ્યું તો નથી પણ નામ સાંભળ્યું છે.

સ શાસ્ત્રી—તમે નામ જ સાંભળવાના. ભાગવત, મહાભારત, ગીતા, રામાયણ, ઉપનિષદ—એ બધાંનાં તમે નામ જ માત્ર સાંભળવાના ! તમે વાંચ્યું હશે અને તમને કડકડાટ યાદ હશે હોમરનું 'ઇલીઅડ', શેકસપીઅરનાં નાટકો, બાયરનનાં કાવ્યો, વર્ડ્ઝવર્થ, શેલી, ટેનીસન, અને મિલ્ટન, ગોલ્ડસ્મિથ, લાન્ગફેલો, કાવપર, વગેરે સંખ્યાબંધ કવિ-લેખકોનાં લખાણો. તમારી જ ભાષાનો ભક્તકવિ નરસિંહ મહેતો, તમે ભૂલી જવાના ભગવતી મીરાની ભજન પ્રસાદીને, તમારા મગજનાં કવિચક્ર ચૂડામણિ પ્રેમાનંદનું પ્રતાપી હોત। છતાં નામ યાદ નહિ રહેવાનું. અને તમારે મન દયારામ, ભાલણ, અખો, નર્મદ-દલપત હિસાબ વગરના રહેવાના.

ગરબડીઆ—બાપરે ! તમે ભસી નાખ્યું તેય સનાનીઆ શાસ્ત્રી ! મને તો યાદ રહ્યું નહિ.

સ. શાસ્ત્રી—ક્યાંથી યાદ રહે ! હું અમસ્તો કહું છું કે આખો સમાજ જ આંધળીઆં કરી રહ્યો છે ! મારું બેટું કોઇ સમજતું તો છે નહિ.

મલીદા—તમારી વાત કંઇ ખરી લાગે છે શાસ્ત્રી !

સ. શાસ્ત્રી—એ તો તમારા જેવા જૂના વિચારના કોક કોક હોય છે તે એમ બોલે છે બાકી (ગરબડીઆ તરફ હાથ કરી) આવા સુધરેલું ભણેલા તો સાથે લાગું બોળે એવા હોય છે.

ગરબડીઆ—હવે સનાનીઆ ! બીજી પંચાત મૂકીને મૂળ વાત ઉપર આવો ને ! તમે કહેવા શું માગો છો ? અધ્યાત્મ રામાયણમાં શું લખ્યું છે ?

સ. શાસ્ત્રી—અધ્યાત્મ રામાયણમાં, સીતાજીને રાવણ હરી જાય છે અને અશોકવાટિકામાં રાખે છે. ત્યાં વિજોગ પામેલી, આકરી સ્થિતિમાં મૂકાએલી, મલિનવસ્ત્રવાળી, રડી રડીને આંખો સુઝાડેલી, અને રામ રામનો જાપ કરતી, જનકાત્મજા માથાનો અંબોડો નહિ રાખતાં એક વેણી રાખે છે, એ હકીકત. મારુતિ સીતાજીની ખબર લઇ આવી ભગવાન રામને સમાચાર કહે છે તે વખતે કહે છે, જુઓ.

हा राम राम रामेति
  शोचन्ती मलिनाम्बरा
एकवेणी मया दृष्टा
  शनैराश्वासिता शुभा ।

(અ. રા., સુંદર કાન્ડ સ. ૫ શ્લો. ૩૯-૪૦)

વળી સુપ્રસિદ્ધ ભક્ત કવિ તુલસીદાસજી

પણ પોતાના રામાયણમાં આજ હકીકત લખે છે, સાંભળો,

" કૃસ તનુ સીસ જટા એક બેની,
જપતિ હૃદયઁ રઘુપતિ ગુન શ્રેની "

(તુલસી. રા. સું. કાન્ડ ચોપાઇ ૮મી)

અને, કાલિદાસનું મેઘદૂત કાવ્ય વાંચ્યું છે? એમાં યક્ષ મેઘની સાથે સદેશો કહાવતી વખતે પોતાની પ્રિયતમાના શરીરનો ચિતાર આપતાં કહે છે:—
હે મેઘ સાંભળ, મારિ પ્રિયા આવી આમ દશામાં રહેતી હશે.

आद्ये बद्धा विरहदिवसे,
या शिखा दाम हित्वा
शापस्यान्ते विगलितशुचा
तां मयोद्वेष्टनीयाम्
स्पर्शक्लिष्टामयमितनखेन
सकृत्सारयन्ती
गण्डाभोगात्कठिन
विषमामेकवेणीं करेण ॥
( મેઘદૂત શ્લો. ૯૬ )

હવે આ ઉપરથી એમ સમજાતું નથી કે એકવેણી રાખવી એ વિજોગનું ચિન્હ છે? અને વિજોગની અવસ્થામાં જ સ્ત્રીઓ તેમ કરી શકે? પણ લોકોને ભાન જ ક્યાં છે! એકે કર્યું એટલે બીજાએ કર્યું. બીજાનું જોયું એટલે ત્રીજાએ તેવું આચરણ કર્યું.

ભૂખણ.—શંકા તો સારી ઉભી કરી શાસ્ત્રી!
મલીદા.—અને તે પ્રમાણસરની છે.

સ. શાસ્ત્રી—હવે જુઓ, અહીં બધી નાની મોટીઓ એક વેણી રાખે છે. તે શું બધી વિજોગણ હશે? બધી દુઃખી હશે?

ગરબડીઆ—અરે વિજોગણની વાત કેવી? જ્યારે જુઓ ત્યારે અને જ્યાં જુઓ ત્યાં હરખંડ અને વાઇફ—આપણી ભાષામાં કહીએ તો ' એ અને એલી ' સાથે ને સાથે જ હોય છે. જરા ય ભાયડો કે બાઇડી વિખુટાં પડે જ કેવાં!

સ. શાસ્ત્રી—હં, ત્યારે આ બધું ધતિંગ ખરું કે નહિ? અંબોડો શો ખોટો હતો?

ભૂખણ.—તમારી વાત સાચી લાગે છે. આ વાતની પણ આપણે ચર્ચા જમાવશું. પરંતુ શાસ્ત્રી! તમે તો એક વેણીની વાત કરો છો પણ હમણાં હમણાં તો એકને બદલે બબ્બે. વેણી નાની મોટી ઉંમરની છોકરીઓએ અને સ્ત્રીઓએ રાખવા માંડી છે એનો શો અર્થ?

સ શાસ્ત્રી—એમાં ય મને તો કંઇ અર્થ જણાતો નથી.

ગરબડીઆ કદાચ એમ હોય કે શાસ્ત્રીએ જે ' એક વેણી વિજોગણ રાખી શકે ' એ વાત કરી તેની જાણ ઘણાને થઇ હશે. એથી એક વેણીને બદલે બે વેણી રાખવાની પ્રથા શરુ થઇ હોય.

મલીદા. અરે એમ તે કંઇ હોય?

ગરબડીઆ—હા. હા. એમ જ હોય. એક વખત એક પ્રથાનો ત્યાગ કર્યો એનો, હાલના સમયનાં નરનારી સ્વીકારતાં નથી. અંબોડો વાળવો બંધ કર્યો એ ફરીથી કેમ વળાય? અને એક વેણી રાખવી એ વિજોગ ચિન્હ–અપશુકન જેવું લાગે એટલે એમણે એકને બદલે બે વેણી રાખવા માંડી.

ભૂખણ.—આપણે કોઈ કામે બહાર જતા હોઇએ અને કોઇ એક છીંક ખાય તો તે અપશુકન ગણાય છે. પણ બે છીંક ખાય તો અપશુકન ગણાતા નથી. એમ ખરુંને ગરબડીઆ?

ગરબડીઆ—હાજી. આપ કહો છો તેમજ હોવું જોઇએ. મારા વિચારને તમે કંઇ મળતા આવો છો.

સ. શાસ્ત્રી—( ઉકળી ) અરે શું મળતા આવે છે ધૂળ ? આનું તો કંઇ નિરાકરણ કરવું જોઇએ.

ભૂખણ.—ત્યારે જાહેરચર્ચાના બીજા પ્રશ્ન તરીકે એને રાખો. સવારે ગં. સ્વ. કે સ. સ્વ. નો એક પ્રશ્ન આવ્યો છે એની સાથે આ બીજો રાખો.

મલીદા.—હા. એ ઠીક છે. એમ કરો.

ગરબડીઆ—તમારી ચર્ચા ઉપરથી મને પણ એકાદ બે નાની નાની શંકાઓ ઉઠી છે. એનો ય ભેગાભેગ વિચાર થઇ જાય તો સારું. પણ અત્યારે નહિ. કારણ કે ઘરમાં ચંડિકાસ્વરૂપ તો થયું હશે. તેનું હું વહેલો ન જાઉં તો મહાકાલીસ્વરૂપમાં પરિવર્તન થઇ જાય.

ભૂખણ—મનેય સવારની ચર્ચા ઉપરથી એક પ્રશ્ન ઉઠયો છે કે વિધવાની આગળ જેમ ગં. સ્વ. મૂકવાની પ્રથા ચાલતી આવે છે. તેમ કુંવારા માટે, વાંઢા માટે, પરણેલા માટે, વિધુર માટે, પણ યોગ્ય શબ્દની યોજના થાય તો સારું.

ગરબડીઆ—બરાબર. બરાબર. મારી પણ એવી જ શંકા છે. આપણે બન્ને વિચારમાં મળતા આવ્યા ભૂખણદાસ સાહેબ !

મલીદા.—( ચમકી એકદમ ઉભા થઇ જતાં) અરે તમે તો મળતા આવ્યા. પણ મારે તો મળતા ગયા.

[ જવા માંડે છે. ]

સ. શાસ્ત્રી—પણ એકદમ શું થઇ ગયું મલીદાવાળા મહાશય ! તમને શું મળવાનું હતું અને શું ગયું ?

મલીદા.—અરે એક જણને થોડા રૂપીઆ આપ્યા હતા. તે આજે સાત વાગે બરાબર ઘેર આવવાનો હતો. મને સસરીનાને તે યાદ રહ્યું નહિ અને ચર્ચામાં ને ચર્ચામાં નવ પણ થઇ ગયા. હવે એ જો પાછો ગયો હશે તો ફરીથી આવવો મુશ્કેલ. બારે આળસુ છે અને બારે બેદરકાર છે !

ભૂખણ.—જાવ જાવ સારે. પણ પાછા કાલે મળશોને ?

મલીદા.—હા. હા. કાલે રવિવાર છે એટલે હરકત નથી.

ભૂખણ.—સનાતનીઆ શાસ્ત્રી ! કયો વખત રાખશું ? બપોરનો સમય અનુકૂળ આવશે ?

સ. શાસ્ત્રી—કેમ ગરબડીઆ ! ગૃહિણી તમને રજા આપશેને ?

ગરબડીઆ—એ તો બાપસાહેબ ! આજે ઘેર ગયા પછી વાતાવરણ જોઇને નક્કી થાય. તોય કાલે ચર્ચા ગોઠવશો તો ગમે તે પ્રકારે આપણે હાજર થવાના એ નિર્વિવાદ.

સ. શાસ્ત્રી—થયું ત્યારે આજે સભા બરખાસ્ત કરો.

[ સર્વે ઊઠે છે. અને એકમેકને નમસ્કાર કરી છૂટા પડે છે. ]

( ચાલુ )

# શો દંભ ! શો ડોળ !

એ સ્મિત તારૂં

કૃત્રિમ દંભી ઠગનાર જુઠું
નિહાળીને દીલ મહીં કંઇ થતું
તારૂ હતુ સ્મિત દીઠેલ સ્વપ્ને
ગુલાબી ગાલો પણ કલ્પનામાં
દીઠા હતા, ભાવ જગાડતા હતા
ને પાંપણો ચક્ષુની નાચતી ત્યમ્
નચાવતી દીલ ગમી હતી મને
ગમીજ માત્ર હતી એ કહું કયમ ?
ડોલાવતી એ હતી હાર્દ કુંપળો
પરંતુ દીઠું સ્મિત તારૂ સાચું
અવાક થઈને દૂર ને દૂર રહ્યો
જવાની તારી નજદીક ઇચ્છા.

જન્મી નહી : ધૂળ મહીં ભળી ગઈ
સૌ કલ્પનાઓ રમણીય સ્વપ્નની.
પરોઢનો વાયુ વહાવતો જ્યમ્
પર્ણો અને તે સુરગીત ના દીયે
પંખી ગણો ને ત્યમ તારી પાસે
મળી રહે શે કંઇ ડોલનો અને
ગુંજી રહેશે કવિ કેરૂ ઉર.

કલ્પ્યું હતું કિંતુ નિરાશ નિષ્ફળ
ડુબી ગયો હું કંઇ અંધકારના
ઘરો મહીં ને કયાં રાચીએ શકું ?
નિહાળી કૃત્રિમ સ્મિત તારૂ.

શો દંભ ! શો ડોળ !
શો લ્હાવ પામી શકું સાંભળીને
તારૂ અરે સ્મિત કઢંગુ કૃત્રિમ
હા એ ખરૂ કે નવ માનવીમાં
અમૂલ્ય એવી કંઇ ભેટ લાવ્યો.
લાવ્યો હતો ફૂલ ગુલાબનું જ
લાવ્યો હતો પ્રેમ જ શબ્દ એક.
સામ્રાજ્ય જ્યાં દંભનું હોય ત્યાં તે
રે શી રીતે ભેટ નજીવી પ્રાલવે ?
પરંતુ તારૂ સ્મિત માત્ર ન્હોતું
કૃત્રિમ કે દંભી પરંતુ એ તો
ઠગારૂને જુઠુંય તે હતું અરે
ને જીંદગીના કંઈ તાપ દાઝયા
ને જીંદગીના જખમોથી થાકયા
કવિ તણું દીલજ તોડનારૂં.
અધુરૂં સ્વપ્ન નવ પૂર્ણ થાતું
રે, કેટલાના ઉરને ઠગી ગયું
ને કેટલાને ભૂલમાં મૂકી ગયું.

એવું હશે એ સ્મિત કોણ જાણે ?
હારી શકયોના કવિ કિંતુ ત્યારે
લાલી ઉડીના તવ દીલ કેરી
પરંતુ રાચ્યો તવ કલ્પનાનું
ને સ્વપ્નનું સ્મિત નિહાળીને એ.

શ્રી. ભગીરથ મહેતા

# વચન

[ પત્રદ્વારા કહાણી ]

લખનાર :
શ્રી. વરજીવન ગો. પારેખ

—તમારો પત્ર મળ્યો. વાંચીને પારાવાર હર્ષ થયો.

તમારા પત્રમાં—તમે મારી પાસેથી સ્પષ્ટ જવાબ માગ્યો છે સ્પષ્ટ જવાબ આપવાની કેટલાએક પ્રસંગોમાં પ્રથા હોતી નથી. એ પ્રસંગોની મર્યાદા અસ્પષ્ટતામાં રહેલી હોવા છતાં એમાંથી સ્પષ્ટ—સૂર નિકળતો હોય છે. આવું જ કંઇક આમાં ન સમજો ?

આજે એક વાતથી આનંદ અનુભવું છું. હૃદય થનગની ઉઠે છે. આ પત્ર લખી રહી છું ત્યારે આકાશમાંથી શિતળ ચાંદની જગત પરે વરસી રહી છે: સૂર્યના દિવસભરના પરિતાપથી તપી જગત જાણે મીઠી શાંતિ અનુભવી રહ્યું છે. કંઇક એવી જ શિતળતા, કંઇક એવી જ મોહક શાંતિ આજે મારૂં હૃદય અનુભવી રહ્યું છે.

પણ નજરે નિહાળેલા કડવા અનુભવો—આશંકાની એકાદ ચિનગારી જાણે—અજાણ્યે સળગાવી જાય છે એ શું હશે ? મન તો પારાવાર મક્કમ છે. હૃદય પણ હર્ષપૂર્વક—સાક્ષી પૂરે છે. એ છતાં—એ સૌથી પર થઇને એકાદ શંકાભરી ભ્રમણા—એકાદ વિમાસણ ભરી કલ્પના—કેમ મુંઝવતી હશે ?

' નજરે નિહાળેલું કાંઈ બધું જ સાચું થોડું હોય છે ! ' મને તો એ મારી નિર્મળતા જ ભાસે છે. તમારા પ્રેમમાં શંકા—આશંકા—ભ્રમણા એ પાપ છે ને ? હું બનતા પ્રયત્નો વડે એ ભ્રમણાને ભૂંસી નાંખીશ. એ આશંકાને દફનાવી દઇશ.

પણ આજની ધન્ય પળે એક વચન માગું તો આપશો ને ? દુઃખ નહિ લગાડો ને ?

' જીવનભર મને વફાદાર રહેજો ! '

સ્ત્રીઓની દુનિયાનો એ સનાતન પ્રશ્ન ! તમે તો કદાચ હસી પણ કાઢશો. પણ સ્ત્રીઓને માટે એની ખૂબ કિંમત છે ! પુરૂષોની બેવફાઇ સબંધે અહીં ચર્ચામાં હું નહિ ઉતરૂં...પણ હું તો એટલું જ માગું છું. તમે તો એ શ્રેણીના નહિ બની રહોને ?

માફ કરજો, દુઃખ ન લગાડશો. તમે ડાહ્યા છો—તમે મને એ વચન આપશો જ. એથીયે વિશેષ શ્રદ્ધા તો મને એ છે કે તમે મને વફાદાર રહેશો જ !

તમારા પ્રત્યુત્તરની આતુરતા પૂર્વક રાહ જોઇશ. તમારૂં સુખરૂપ સ્વાસ્થ્ય ઇચ્છતી:

લી. પ્રમિલાના પ્રણામ...

તા. ક.—આ પત્રની શરૂઆત શા સંબોધનથી કરવી એ હજી હું નક્કી નથી કરી શકી એટલે કશું લખ્યું નથી.

( ૨ )

પ્રમિલા,

તમારો પત્ર મળ્યો, જેવો ધાર્યો હતો તેવો જ જવાબ આપવાની તમારી રીત જેટલી અનોખી છે એટલી જ અંતરને સ્પર્શી જાય તેવી છે !

તમારી આશંકાની વાત તો સામાન્ય છે પુરુષોથી સદા ડરનારી સ્ત્રીઓ—ડગલે અને પગલે આવી આશંકાઓ કર્યા જ જાય છે. એને મહત્વ આપવાથી શો લાભ ?

પણ તમારે મારી પાસેથી વચન જ જોઇતું હોય તો એની ના ન હોઇ શકે ! હું સોગંદપૂર્વક કહું છું કે હું સંપૂર્ણ વફાદાર રહીશ......

જીવન કેવું છે ! પ્રમિલા ! સ્મૃતિમાં છે

છે એ દિવસ ! પહેલ વહેલાં આપણે પેલી બજારમાં ફુલો વેચતી ફુલવાળીની દુકાને આકસ્મિક મળેલા–તમે પસંદ કરેલી 'વેણિ' મને પણ પસંદ પડેલી. અને પછી વધારે કિમ્મત આપીને મેં એ ખરીદેલી. ફુલવાળીને તમારા હૈયાના નિઃશ્વાસ કરતાં મારા ખિસ્સામાંના પૈસાની વધારે કિંમત હતી ને ?–કિંમતની હરિફાઇમાં તમે પણ ઠીક ઉતરેલા. મારે ચાંદીની એક પાવલી ખર્ચવી પડેલી !

પણ–આખરે તો એ નાની બ્હેન માટે જોઇતી હતી ને ? તાંબાના સોળ સિક્કાની તો કોઇ કિંમત ન હતી. પણ દુઃખ એક જ હતું–કે તમારા હૃદયમાં–એ ન મળવાની વેદના. હું તમારા મુખ ઉપરના પલટાતા ભાવોથી પારખી શકતો હતો. એ લઇ લીધી. ઘેરે ગયો. પણ એ આખી રાત–મને ઉંઘ ન આવી–માત્ર એક જ વિચાર મને ડંખતો હતો. " એટલો ત્યાગ પણ ન દાખવી શક્યો વિનુ ? '

આખી રાત–તમારી રોતલપણું–મુખાકૃતિ મારી મીંચાયેલી આંખો વચ્ચે પણ દરવે તરવરી રહી–જાણે એ ભાવોમાંથી ટપકો નીતરતો હતો.

' કેટલી હલકાઇ ? એક સ્ત્રી સાથે હરિફાઇ ! '

આજેયે એ રાત યાદ કરૂં છું અને દુઃખ અનુભવું છું અને આપણા જીવનભરના મિલનની પ્રથમ પગ આવીજ સખાઇ હશે એ કોને ખબર ?

ખેર, જવા દઉં એ વાતને ! હવે એ યાદ કરવાથી શો લાભ ?

સંમતિ તો મળશેજ. હું મારા વડિલોની સંમતિ મેળવી લઇશ એવી મને શ્રદ્ધા છે.

તારા પ્રત્યુત્તરની રાહ જોતો.

લી. વિનુના પઠિત.

( ૩ )

પ્રમિલા,

તારા પત્રનો જવાબ મળે એ પૂર્વે આ પત્ર લખવા આવશ્યકતા ઉપસ્થિત થઇ છે.

મારા વડિલો સમક્ષ મેં આપણા લગ્ન સંબંધે વાત કરેલી. તેઓ સંમતિ આપવા ઇચ્છતા નથી. તેઓનું એવું માનવું છે કે તમારા નવી માતા, અન્ય જ્ઞાતિનાં હોઇ–તમારા પિતાનું એ લગ્ન જ્ઞાતિ વિરૂદ્ધ હોઇ–તમારૂં કુટુમ્બ–જ્ઞાતિ બહાર ગણાય છે. આ સંજોગોમાં–જાતિમાં પ્રતિષ્ઠીત ગણાતાં અમારા કુટુંબીજનો આ લગ્નમાં સંમતિ ન દર્શાવે એ દેખીતું છે.–તો પણ હું તેમને–સમજાવવા બધા પ્રયત્નો કરીશ–પણ એક રીતે તેઓ આ સંબંધમાં સંમતિ આપે તેમ છે–તમારા પિતા મારા પિતાને–અમૂક રોકડ–રકમ આપીને લલચાવી શકે–આ બધું લખું છું–ત્યારે તમને દુઃખ થશે–પણ આ કાઇ મારા વિચારો નથી !

જ્યારે મેં પોતે આ સંબંધી વાત–ઉચ્ચારી છે ત્યારે હવે મારાં બીજે સમર્પણ કરવા સંબંધે એ લોકો ખાનગી પ્રયાસો શરૂ કરશે. અને નજદિકના ભવિષ્યમાં–વિવાહ સંબંધી અન્ય સ્થળે નક્કી કરી લે તો પણ નવાઇ નહિ. આ સંજોગો વચ્ચે તમારા પિતાને ઉપલી વાત સમજાવી ન શકો ?

એટલું ચોકકસ માનજો, કે હું બનતા પ્રયત્નો કરૂં–મારા નિર્ધારને વળગી રહીશ.

લી. વિનુના પ્રણામ.

( ૪ )

તમને જાણીને દુઃખ થશે પણ આખરે મારી શંકા સાચી નીવડી છે. પિતાએ મારૂં સગપણ અન્ય સ્થળે–મારી ઇચ્છા વિરૂદ્ધ–મારી નામરજી અવગણીને–અમારા વતનથી થોડે દુર એક ગામડામાં–અમારી જ જ્ઞાતિની–એક કન્યા સાથે નક્કી કરી લીધું છે.

પ્રમિલા ? રખે માનજો કે આ બધું મને મંજૂર છે. સગપણ તો અમારી જ્ઞાતિમાં અનેક તૂટ્યાં છે. એમ આને પણ રદ કરી શકાશે, મારે એ દરમ્યાન તમારા પિતા મેં અગાઉના પત્રમાં જણાવ્યું હતું તે મુજબ થોડીક રોકડ રકમ–પાંચ–સાત હજારનો ભોગ–આપવા તત્પર છે કે કેમ તે મને લખશો.

તમારા જવાબની આતુરતાપૂર્વક રાહ જોઉં છું. તમારો પ્રત્યુત્તર નથી મળતો એટલે મારી ચિંતા વધે છે. એક વિનંતી કરૂં ? આજે સાંજનાં અંબુભાઇને ત્યાં જવાનો છું. બકુલા ભાભીને મળવા તમે ત્યાં ન આવો ? આપણે વિશેષ રૂબરૂ વાતો પણ કરી શકીએ. આવશો એવી આશા સાથે વિરમતો.-

લી. વિનુના જયવિદ.

( ૫ )

ભાઈ વિનોદ,

તમારા બધા પત્રો મળ્યા હતા. જવાબ આપવા જેવું હતું જ નહિ એટલે નથી નથી લખ્યું. '

તમે જો કે લખવા હિમ્મત નથી કરી. પણ આ પત્ર જે દિવસે તમારા હસ્તો વચ્ચે પડશે ત્યારે તો તમે પોલી ગ્રામ્યકન્યા સાથે પરણી ચૂકયા હશો. તમારા નવ–લગ્નને મારા અંતરના આશિર્વાદ !

આ છેલ્લો પત્ર લખું છું–એટલે બધું કહી નાંખું. તમે 'વફાદાર' નથી નિવડી શકયા. એનો મને અફસોસ નથી. પુરૂષોની 'વફાદારી' બહુધા આવી હોય છે એ નજરે અનેક પ્રસંગોએ જોયેલું. આજે સ્વયં અનુભવી રહી છું. પણ–મારાં નવી માતા પર જ્ઞાતિનાં છે. અમારૂં કુટુંબ જ્ઞાતિ બહાર છે–એ બધું પ્રથમથી જ તમે જાણતા હતા. તમારા પિતા આ સામે વિરોધ ઉઠાવશે એ બધું તમે છેક છેલ્લી ઘડીએ જ સમજી શકયા ?

તમારા પિતા–આપણા લગ્નમાં તો જ સંમતિ આપે–જો મારા પિતા તેમને થોડાએક રૂપિયાથી નવરાવી શકે–અને એ પણ મારે મારા પિતાને એ માટે તૈયાર કરવા રહ્યા. કેવી વિચિત્ર સલાહ ! કેટલું હલકું માનસ !! સાચા પ્રેમની કેવી–કેટલી–ક્રુર–મશ્કરી !!!

વિનોદ ! તમે વફાદાર રહેશો કે કેમ ? એની જેમ મને શંકા ઉપજી, એવી જ શંકા મને તમારી આ કાયરતા પરત્વે પ્રથમથી જ ઉપજી હતે–તો આ વાત આટલી હદે જઇ ન પહોંચી હતે !

વિનોદ ! વફાદારી, ત્યાગ, પ્રેમ, હિંમત આ બધા સમ્બંધે તમને શું લખવું ? તમારી પાસે એ પૂરાણ–તો " ભેંસ પાસે ભાગવત" જેવું છે ને ?

ખેર ! આ બધું ભૂલી જાઓ–એજ મારી પ્રાર્થના છે. તમારૂં લગ્નજીવન સુખી નિવડો. એ મારી અંતરની અભિલાષા છે !

કૃપા કરી હવે કદી પત્ર ન લખશો. તેમજ મળવા પણ પ્રયત્ન ન કરશો.

એજ, લી. પ્રમિલાના પ્રણામ.

# પ્રેમનાં આંસું*

અનુવાદક : શ્રી. પ્રભાકર ઠાકોર

એક વાદળ ધીમે ધીમે નીલાકાશમાં ફરતું હતું. સ્વચ્છ આકાશમાં ચંદ્ર પૂર્ણ પ્રકાશ આપતો હતો; અને વિસ્તરેલા બહોળા પ્રકાશમાં નક્ષત્રોનાં તેજ સમાઈ જતાં હતાં. પાસેના ટેકરા ઊપરની વાંકીચૂંકી પગથી સુંદર લાગતી હતી. ટેકરાની ચારે બાજુએ જંગલ આવી રહ્યું હતું. આ ટેકરાની પાસે, પેલી પગથીથી જમણા હાથ તરફ એક એક ઝુંપડી આવેલી હતી. અત્યારે એનું બારણું ઉઘાડું હતું. બારણા પાસે તાજુ બગી ગયેલું ઘાસ હતું, અને એના ઉપર બે પાટલીઓ હતી—એકનો ખુરશી અને બીજાંનો ટેબલ તરીકે ઉપયોગ થતો હતો. ટેબલ ઉપર સુંદર રીતે ચોપડીઓનો ઢગલો કર્યો હતો. પાસે ખુરશી ઉપર એક જુવાન બેઠો હતો. પાસેની હોટલમાંથી અહિંઆ રહેવા આવે એને ઘણો વખત થયો નહોતો. પોતાની સિદ્ધિ–(માણસોને પશુ વૃત્તિમાંથી મુક્ત કરવાની ) એમાં એ રાતદિવસ પસાર કરતો અને આંકડા પાડતો. અત્યારે તેની પાસે એક નોટ ઉઘાડી પડી હતી. એની મુખમુદ્રા ઉપરથી એમ લાગતું કે એની વિચાર કરવાની શકિત લખવાની શકિત કરતાં હરીફાઇમાં ચડી જતી હતી. ચારે બાજુ ખાસ વસ્તી જેવું હતું નહિ—સિવાય કે બળદ કે આખલો. આ માણસ જ્યારે હોટલમાં રહેતો હતો ત્યારે તેના પ્રત્યે એક નોકરડીએ પ્રેમ બતાવ્યો હતો અને આથી કરીને આ માણસ અહિ વસતો હતો. પેલી યુવતી એ ગઇ કાલે જ અહિંઆ ન આવવા માટે જાતે સંમતિ આપી હતી પણ પાછી આજે પણ એ આવીને પાછળ ઊભી હતી. પણ આ માણસ તો એના વાંચનમાં એટલો તો મશગૂલ હતો કે એને કંઇ પણ ખબર પડી નહિ. તે પાસેના વળી ગયેલા ઝાડ ઉપર ટેકો દઇને બેઠી. એ ઝાડ ઉપર એક પક્ષી યુગલ ચંદ્રના શીતલ તેજમાં આનંદના સૂર કહાડી રહ્યું હતું. પંખીનો ફડફડાટ જીવનની કોઇ અનોખી દુનિયાનું ભાન કરાવતું હતું. આ યુવતી ઊંચી નાજુક અને રંગે ગુલાબી હતી. તેની આંખોમાં યુવાનીનું તેજ ચમકતું હતું. એની કાળી ભ્રુકુટિ એના મુખને ઓર જ ઓપ આપી રહી હતી. જમણા ગાલ ઉપર આવેલો તલ એના સૌન્દર્યને વધારે આકર્ષક બનાવતો હતો. એણે ધોળું વસ્ત્ર પહેર્યું હતું. એની નાજુક દેહલતા ઉપરથી એની ઉંમર સત્તરેક વર્ષની લાગતી હતી. પાંચ મીનીટ થઈ—પા કલાક થયો ત્યારે તે ઊઠી, એની પાસે આવી ધીમે રહી અવાજ કર્યો. સફાળો તે ઊભો થઇ ગયો. હસ્યો, તરત જ પોતાની જાતને સ્વસ્થ કરી દઇ પાછો બેઠો અને બોલ્યો, " હં, છેવટે પાછી તું આવી ખરી ? કાલે તો તેં મને કહ્યું હતું કે તું નહિ આવે. "

તેણે સંકોચપૂર્વક પોતાના ખભા દબાવ્યાં અને ગુન્ગ બોલી, " તમે ભૂખે મરી જાવ એ મને પસંદ નથી. "

" ઉપકાર, હું કંઇ નહિ મરી જાઉં. "

" જો તમારી પાસે ખોરાક ન હોય તો—" તે આગળ ના બોલી શકી.

" મારા પૂરતું તો મને મળી રહેશે. "

---

* મેરી કોરેલીના ' સીક્રેટ પાવર ' નામની ચોપડીમાંથી એક પ્રસંગનો અનુવાદ

એમ બેદરકારીથી કહી એ દૂધના વાસણ તરફ ગયો અને અંદરથી થોડી ઘડી પછી બહાર આવ્યો. પેલી સ્ત્રી ચંદ્રના તેજમાં નરમાદાની રમત તરફ જોઇ રહી હતી. ચંદ્રિકાના તેજમાં એનું મુખ અપૂર્વ લાગતું હતું, એની આંખોમાં ચમકારા થવા માંડયા. " આ પૈસા લે. " એમ એણે સાંભળ્યું હોય એમ એને ભણકાર થયો. એણે જોયું તો ખાલી વાસણ લઇ તે ઊભો હતો. જમીન ઉપર પછાડેલા પૈસા જોઈ પેલી યુવતીનો ચહેરો સખ્ત થયો. ગુસ્સાની આછી રેખાઓ પળવાર રહી શાંત થઇ ગઇ. એણે આસ્તે રહી પૈસા ઉપાડી લીધા, અને ધીમે રહી જવાબ આપ્યો.

" તમે મને પૈસા નથી આપતા, સમજ્યા ? પૈસા તો હોટલમાં જાય છે. " તે ખડખડાટ હસી પડયો. એ પુનઃ બોલ્યો. " મને ક્યાં સુધી તું એ વસ્તુ યાદ કરાવ્યા કરીશ ? " અને વળી એનો ચહેરો કડક થઇ નરમ પડયો. પછી ટોળમાં બોલ્યો, " આ હોટલ એક સુંદર રહેઠાણ છે ! ત્યાં તારા જેવાં......" એમ બોલતાં એણે લાંબુ અટ્ટહાસ્ય કર્યું.

" તમે મારી મશ્કરી કરો છો ? " મેનીલાએ પોતાનો નીચલો હોઠ ચીઢાઇને દબાવતાં કહ્યું. " અને મારી પણ ! હું તમારે મન કંઇ નથી ! "

" અલબત્ત કંઇ નહિ " એમ એણે ભારપૂર્વક કહ્યું. મેનીલાના મોંમાંથી એક નિઃશ્વાસ નીકળી પડયો. એ પાષાણની મૂર્તિ માફક સાંભળી રહી. એને કંઇ સૂઝ પડી નહિ. ચંદ્રને પેલા ધોળા વાદળાએ પળવાર ઢાંકી દીધો, પાછો પ્રદેશ પળવાર ઝાંખો બની ગયો, વૃક્ષો હાલ્યાં. પાંદડાંઓનો ફડફડાટ શરૂ થયો. તેનું મુખ દેખાવા લાગ્યું. થોડી વાર પછી એ બોલી, " પુરુષને ઘણીવાર સ્ત્રીનો શોખ થાય છે. "

" ઘણી વાર ? બલ્કે એથી પણ વધુ. પણ એમાં મારે શું ? " તે પોતાના ગલપટાનો છેડો આમ તેમ વીંટી રહી હતી. તેણે સાંભળ્યું. એ ચમકી. " તમે પુરુષ છો—" જરા ધીમે રહી એણે પ્રેમમાં જવાબ આપ્યો. તેણે લાંબું અટ્ટહાસ્ય કર્યું. પછી જરા નરમ થઇ બોલ્યો, " મારે ? તું જરૂર એમ માને છે, મેનીલા ? તું પણ એક અજબ છું. આમ આવ–મારી પાસે." તે પાસે ગઇ. બન્ને જણાં ઘણાં નજદીક બેઠાં. ધીમે રહી મેનીલાએ શરમમાં ઊંચુ જોયું. મેનીલાની કાળી તેજસ્વી આંખો ચંદ્રના પ્રકાશમાં અતિ મનોહર લાગતી હતી. તેણે તેના સુંદર નયનો સામે જોઇ વહાલથી સ્મિત કર્યું. મેનીલાનો હોઠ શરમમાં મરડાયો. અને શરમની સુરખી એના મ્હોં પર ફેલાઇ ગઇ. પેલા માણસને આજે ચંદ્રના તેજમાં પાસે પડેલા બદનનો અપૂર્વ ભાસ થયો. અને એ પળવાર એના ઝૂકી પડેલા મૂખ તરફ જોઇ રહ્યો. મેનીલાની આંખો ઢળી પડી. એને જતા યૌવનની પ્રશંસા કરતો હોય એમ તે બોલ્યો, " તું ઘણી જ સુંદર છું, મેનીલા. તું હવે તારી જાતથી સંતોષ માન. તને તો ઘણાએ પ્રેમીઓ હશે ? " મેનીલાએ પોતાનો પગ જમીન ઉપર પછાડયો અને હળવેથી જવાબ આપ્યો, " કોઇ નથી. અને તેની તમને ખબર છે. પણ તમને કંઇ દરકાર નથી. " તે એકદમ આંગળી ચીંધી બોલ્યો. " મેનીલા, મેનીલા ગાંડી થઇ ગઇ છે કે શું ? અલબત્ત હું દરકાર કરતો નથી. પણ મારે શા માટે દરકાર કરવી જોઇએ ? " તે એકદમ ઊભો થઇ ગયો. મેનીલા આસ્તેથી ઝાડના થડ ઉપર હાથ રાખી બોલી રહી હતી. તેના ચહેરા ઉપર ગુસ્સાનાં ચિન્હો સ્પષ્ટ દેખાતાં હતાં. એકદમ ગુસ્સામાં એ બોલી, ' તમારે શા માટે દરકાર કરવી જોઇએ એમ તમે પૂછો છો !

મને કંઇ ખબર પડતી નથી ! પણ મને તમારી પડી છે ! હું તમારી સ્ત્રી તરીકે રહીશ ! હું તમારી દાસી તરીકે રહીશ ! હું તમારૂં નીમકહલાલીથી કામ કરીશ ! હું સારી નોકરડી છું ! તમે તમારે વાંચજો–લખજો." એમ બોલી એ ઝાડ આગળ બેસી ગઇ. એની આંખોમાંથી આંસુની અખંડધાર એના ગાલને ભિંજાવી બહાર ચાલી રહી હતી. તેનું મોં રડવાને લીધે લાલ થઇ ગયું હતું. તે શાંતિથી છેલ્લાં વાકયો સાંભળી રહ્યો હતો. એના હૃદયમાં એ દુઃખ ભોગવી રહ્યો હતો પણ તેની પાસે ભાષા નહોતી. રાત્રિ ઝડપથી ચાલી રહી હતી. સમીર સુસવાટા કરતો ફૂંકાતો હતો. ચારે બાજુએ વૃક્ષો હાલી રહ્યાં હતાં. વાતાવરણ લગભગ શાંત હતું. ઝાડના ઓળાઓ વિકૃત સ્વરૂપ ધારણ કરતા હતા. એટલામાં દૂર દૂર કંઇ ચિચિઆરીઓ થઇ. પવન પુષ્કળ ફૂંકાયો. પાસેનું ઝાડ કડાક કરતું જમીન ઉપર પડી ગયું. ચંદ્ર પળવાર ઢંકાઇ ગયો. તેણે એકદમ મેનીલાને ઢંઢોળી. એને મૂર્છા આવી હતી. અંદર જઇ પાણી લાવી એના મૂખ ઉપર સાવચેતીપૂર્વક છાંટયું. તેણે આંખ ઊઘાડી–જ્યારે એણે પોતાનું મૂખ એના ખોળામાં જોયું ત્યારે તેને લજ્જાને લીધે કંપારી છૂટી. તેણે એકદમ પોતાની જાતને બરાબર કરી લીધી. વસ્ત્રોને ખંખેરી નાખી પાસેની ખુરશી ઉપર બેઠી. બંન્ને જણાં પળવાર મૌન રહ્યાં. થોડી વાર રહી એણે મેનીલાને મજાકમાં કહ્યું. "મેનીલા કેટલું મહેનતાણું આપવું પડશે ?" તે એના સામું જોઇ શકી નહી. તેના દર્દને વધારો કરતા શબ્દો એ સાંભળી રહી હતી. એણે પોતે જ જવાબ આપ્યો, "તું કહીશ કે મારે પગારની બીલકુલ જરૂર નથી. મારે કોઇ પણ વસ્તુની જરૂર નથી–સિવાય કે તમારો પ્રેમ. તું કહે છે કે તું મારી સ્ત્રી તરીકે રહીશ. હા, હું એ બધુ સમજી શકું છું, મેનીલા. તું મારા નોકર તરીકે રહેવા ખુશી છે એમ પણ તેં કહ્યું ખરૂંને, મેનીલા ? એ બધાનો ભાવાર્થ હું સમજી શકું છું." થોડીવાર રહી વળી આગળ ચલાવ્યું, "તું ઇચ્છે છે કે હું તને પ્રેમ કરૂં !–મેનીલા, પ્રેમ જેવી વસ્તુ જ નથી !–આ દુનિયામાં પણ નહિ. એ પશુ આકર્ષણ છે કે જે સ્ત્રીને પુરુષ તરફ અને પુરુષને સ્ત્રી તરફ ખેંચી લાવે છે જેથી કરીને વસ્તિ કાયમ રહે ? ' સમજી, મેનીલા ? પ્રેમ–પ્રેમ જેવી તો કોઇ વસ્તુ જ નથી !" મેનીલા એકદમ ખુરશીને ધક્કો મારી ઊભી થઇ ગઇ. એને આ વાતની અસર ના થઇ. એની આંખો પ્રેમના તોફાનમાં મસ્ત થઇ ગઇ હતી. તેનાં ભવાં સંકોચાઇ ગયાં. એ બોલવા જતી હતી પણ પેલા માણસે બળ–પૂર્વક એને બેસાડી દીધી, અને આગળ બોલ્યો, "મેનીલા, તારામાં રહેલો એ પશુ બીજા સાથીદારની શોધમાં છે. અને તેથી કરીને તું અહિંઆ આવી છે, તેનાથી તું મારી સ્ત્રી બની શકીશ પણ હું તારો નહિ બનું ! હું સારી રીતે સમજું છું કે દરેક સ્ત્રીનો અધિકાર છે કે તે પોતાના સાથિદારને શોધી લે. પણ હું એ વાતથી પર છું.– હું ઘણો જ જક્કી માણસ છું. મારે માણસોને પશુ–વૃત્તિમાંથી મુક્ત કરવા છે. હું એ પણ સારી રીતે સમજું છું કે મારે પણ મારે લાયક સ્ત્રી શોધવાનો અધિકાર છે. હું શોધી શકું છું–પણ મારે જરૂર નથી, પડશે પણ નહિ. તેના કાળી આંખો આંસુને લીધે ચમકારા મારી રહી હતી. તેની આશા જમીનદોસ્ત થઇ જતી હતી. તે બળપૂર્વક પોતાની જાતને સમાલી રહી હતી.

"બોલો, તમે બોલ્યા કરો ! એમ ડૂસકાં ખાતી ખાતી એ બોલી. હું બોલું છું

તે તમે મજાકમાં ઊડાડી મૂકો છો. હું સમજી શકતી નથી. હું ગરીબ નિર્દોષ બાળા છું. હું વાતો કરી શકતી નથી હું ચાહી શકું છું ! હા, હું ચાહી શકું છું ! તમે કહો છો કે પ્રેમ જેવી વસ્તુ નથી ! કેવું ગાંડપણ ? ત્યારે હું તમને પૂછું છું કે એ તો વળી કઈ વસ્તુ છે કે એકજણુ બીજા માણસ પ્રત્યે રાતદિવસ પ્રાર્થના કર્યા કરે છે ? અને એને કોઈ પણ વસ્તુની સૂઝ પડતી નથી. જ્યારે એક જણુ એને બચાવવા માટે પોતાની જાત કુરબાન કરે છે તે કઇ વસ્તુને લીધે ? જવાબ આપો ? તમે એને શું કહો છો ? "

તે હસ્યો. જરા આસ્તેથી જવાબ આપ્યો.

" ભ્રમણા ! કે જેનો ભોગ દરેક યુવતી થઇ પડી છે. જ્યારે કોઇ પણ યુવતીની નજરને કોઇ યુવક ગમે છે ત્યારે તે રાત દિવસ એની પ્રાર્થના કરે છે અને ભગવાનની માફક એની પૂજા કર્યા કરે છે, કે જ્યારે એ શયતાન સિવાય કંઇ નથી ! " તે આથી વધુ ચીઢાઇ અને તેની સામુ તિરસ્કાર અને ધૃણાથી જોવા લાગી. પછી તેણે જવાબ આપ્યો " હવે મને ખબર પડે છે કે તમે દુષ્ટ માણસ છો. તમને હૃદય નથી ? તમે પ્રેમ કરવા બીલકુલ યોગ્ય નથી ! "

" ખરેખર તું સાચું કહે છે." એમ એણે બેદરકારીથી કહ્યું. આ શબ્દો એના કાનને વિંધી દૂર દૂર ચાલી ગયાં. એ અવાકની માફક જોઇ રહી. એનાં ભવાં પળવાર સંકોચાયા અને આછી દુઃખની રેખાઓ પસાર થઇ ગઇ. મૌન બહુવાર ટક્યું નહિં. ગળપટ્ટાના છેડાથી આંસુ લૂંછી નાખી એણે આખરી પ્રાર્થના શરૂ કરી.

" ભલે તમે એમ માનો. હું નમ્રતાપૂર્વક અરજ કરૂં છું કે તમે અહિઆ હશો એટલા દિવસ તો મને તમારી પાસે રાખો. પછી જાવ ત્યારે મને છોડી દેજો–ભૂલી જજો. તમને હું પછી જીવતી છું એમ કહી કોઇ દિવસ સતાવીશ નહિં. મને આત્મસંતોષ થશે કે મારે એક દિવસ પણ આનંદ હતો. ! ! અને એ પૂરતો હતો ! " એનું દીલ પીગળી ગયું પણ જલદીથી નહિ. એને ઊંડે ઊંડે કંઇ દર્દ થયું. એની આછી રેખાઓ એના મોં પર ફરી વળી પણ સાવચેતીથી સમાવી દઇ એણે જવાબ આપ્યો. " મેનીલા, હું તારૂં દુઃખ સમજું છું, પણ હું તે માટે કંઇ કરી શકું એમ નથી. મને માફ કરજે ! પ્રયત્ન કરી મને ભૂલી જજે ! તું મારા વિચારો સારી રીતે સમજે છે. પ્રેમ વસ્તુમાં હું માનતો નથી તો હું તને ક્યાંથી સુખ આપી શકીશ ? ! મેનીલા, સાથે સાથે મને કહેવા દે કે હું તને ધિક્કારતો નથી, પણ બલ્કે તારા પ્રત્યે મને માન છે. તું જાણે છે મારી આ સિદ્ધિ '......હા મેનીલા જ્યારે તને મારી જરૂર પડે ત્યારે નિઃશંક આ તરફ દોડી આવજે. પ્રભુ તને સુખ અને આરામ અર્પે.

મેનીલા આ બધું સાંભળી રહી હતી. પ્હો ફાટવાને હવે જરા વાર હતી. સમીરના સુસવાટાઓ જોરથી આવી રહ્યા હતા. બે પાનની આકૃતિઓ એક બીજાની નજદીક ઊભી હતી. એક નર હતો બીજી માદા હતી. ચંદ્ર બીજી દિશા તરફ ઢળી ગયો હતો. મેનીયાએ મનને મારવા ઘણા પ્રયત્નો કર્યા પણ એક તીણો આર્દ્ર સ્વર તેના હોઠમાંથી નીકળી પડયો. તે નીચુ મ્હોં રાખી ઊભો હતો. મેનીલા ખાલી વાસણ તરફ ગઇ અને ઊંચકી લીધું. તે એકદમ આવેલા રસ્તા તરફ ચાલી ગઇ–દોડી ગઇ. ડુંગર ઉપરથી એક પથ્થર ગડગડાટ કરતો ગગડી પડયો. એણે ઊંચુ જોયું તો ચારે બાજુએ પવને સામ્રાજ્ય બિછાવેલું હતું. એટલામાં ડાળ ભાંગવાથી માદા ભાંગી ગઇ. એણે આમતેમ જોયું તો મેનીલાની ઝાંખી છાયા ડુંગરની ઉપરથી બીજી દિશા તરફ જઇ રહી હતી. તે એકાએક બોલી ઊઠ્યો, ' મેનીલા ! '.

# પ્રોફેસર
# ઇન્દિરાબેન રામશંકર ત્રિવેદી,
## એમ. એ.

પરિચય કરાવનાર :
પ્રો. ગોવિંદલાલ ભટ્ટ



પ્રો. ઇન્દિરાબેન રામશંકર ત્રિવેદી, એમ. એ.

પ્રોફેસર ઇન્દિરાબેન ત્રિવેદી પાટણનાં વતની છે. તેમના પિતા વડોદરા રાજ્યમાં નાયબસુબા હતા અને હાલમાં તેઓ નિવૃત્તિ પરાયણ ધાર્મિક જીવન વ્યતીત કરે છે. ઇન્દિરાબેનનું કુટુંબ ઘણું સંસ્કારી છે. તેઓ પહેલેથી જ ભણવામાં ઘણાં હોંશિયાર હતાં. વડોદરા કોલેજમાં ઇન્ટર સુધી અભ્યાસ કરીને તેઓ મુંબઇ એલફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરવા ગયાં. ત્યાં બી. એ. માં ગણિતનો વિષય લઇને ઑનર્સ સાથે તે પરીક્ષા પસાર કરી અને એમ. એ. માં પણ તે જ વિષય લઇને પ્રથમ વર્ગમાં બહુ માન સાથે તેઓ ઉત્તીર્ણ થયાં. ગુજરાતમાં સ્ત્રીઓમાં આ પ્રકારનું માન મેળવનાર આ બહેન પ્રથમ જ છે. ત્યાર પછી તેમણે બી. ટી. ની ડિગ્રિ બહુ માન સાથે પ્રાપ્ત કરી અને ઇ. સ. ૧૯૪૪ના ડિસેમ્બરમાં વડોદરા કોલેજમાં ગણિતનાં પ્રોફેસર તરીકે તેમની નિમણુક કરવામાં આવી. યુનિવર્સિટીની સાથે જોડાએલી કોલેજોમાં ગુજરાતી સ્ત્રીઓમાં ઇન્દિરાબેનને પ્રોફેસરનું પદ પ્રથમવાર પ્રાપ્ત કરવાનું માન મળે છે. તેમની બુદ્ધિ ઘણી તીવ્ર છે. તેઓ સાત્ત્વિક, ધર્મપરાયણ અને નીડર છે, અને પોતાની અસાધારણ પ્રતિભાથી સર્વને આશ્ચર્યચકિત કરી નાખે છે. તેમના મોટા ભાઇ પ્રો. નન્દશંકર ત્રિવેદી કેમ્બ્રિજના રેંગ્લર છે અને એલફિન્સ્ટન કોલેજમાં ગણિતના પ્રોફેસર છે. તેમના બનેવી શ્રીયુત ધોળકીઆ પણ કેમ્બ્રિજના રેંગ્લર છે, અને પહેલાં ભાવનગરની સામળદાસ કોલેજમાં ગણિતના પ્રોફેસર હતા અને હાલમાં ત્યાં બીજા મોટા અધિકાર ઉપર છે. તેમનાં નાનાં બેન જી. એ. નો અભ્યાસ કરે છે. તેમનું આખુ કુટુંબ ધર્મ અને સંસ્કૃતિને માટે આદર્શભૂત છે; ઇન્દિરા બેનની અસાધારણ બુદ્ધિ જોતાં તેઓ પણ ભવિષ્યમાં કેમ્બ્રિજનાં રેંગ્લર થાય એવી ભવિષ્યવાણી ઉચ્ચારતાં જરા પણ સંકોચ થતો નથી. પરમાત્મા તેમને દીર્ઘ આયુષ્ય, સુખ અને ઉચ્ચ પદવીઓ અને માન આપે એ જ અભિલાષા વ્યક્ત કરતાં ઘણો આનંદ થાય છે.

# સાસુની વેદી પર..................લેખક : શ્રી. " તરંગી "

કેમ, તમે પણ આવા થઇ જશો. ગાંધી યુગના નૌજવાન છો. દેશ માટે ત્રણ ત્રણ વાર જેલમાં જઇ આવ્યા છો. સમાજમાં કાન્તી માગો છો. સ્ત્રીઓને દેવીઓ જેટલું જ માન આપો છો. ઉપરાંત ભાષણમાં ભારતની માતાઓ કહી સંબોધો છો. અને ત્યાં ઘેર આવો છો ત્યાં ' બા ' આગળ [મારી [કુથળીમાં હા એ હા ભણી મને ઠપકો આપવા આવો છો. જરા તો વીચાર કરો. ચાલુ જમાનો તો જુઓ. અમારી સ્ત્રી સમાજને તમારા જેવાનો જ આશરો. તમારા જેવા આગળ પડતા યુવાનો આમ કરશે પછી અમારો આરોજ કયાંથી આવશે.

જો ને કમુ ! મોહનલાલે કહ્યું. તારી બધી વાત સાચી પણ ' બા 'નો સ્વભાવ જ એવો છે. ઉપરાંત તેઓ મુરબ્બી જે કહે તે સાચુ જ કહે છે. હમેશ તારો ઝગડો હોય જ. જો હું તને ચોખ્ખુ કહી દઉં છું, ભલે હું બહાર સ્ત્રી સમાજની તરફેણમાં બોલતો હોય. દેવીઓ, માતાઓ સંબોધી યુવતીઓને છાપરે ચડાવતો હોઉં. પરંતુ હુ બોલું છું તેવી સ્વતંત્રતા મારા ઘરમાં ' બા ' હોય કે ન હોય તો પણ લાવી નહી જ શકું. બીજી વાત રહી ' બા 'ની. તું પણ સમજી શકે ' બા ' આપણા મુરબ્બી છે. ઉપરાંત ' બા 'ના સ્વભાવની તું પરીચય છો. એક જ વાત. જે વાતમાં ' બા ' ટીકા કરે એવી વાત જ ન કરવી. એવી ઉચ્છરખાઇ ન બતાવવી, આપણે સંસાર ચલાવવો છે તું પણ સાસુ થાય ત્યારે આવું જ કરજેને. તને પણ એ હોદો મળવાનો જ છે ને !

ઉપર મુજબ વાતચીત મોહનલાલ તેમજ તેમના પત્ની કમળાદેવી. વચ્ચે થતી હતી. મોહનલાલ વીલ્સન કોલેજનો ગ્રેજ્યુએટ હતો. મુળવતની કાઠીઆવાડનો પરંતુ ત્રણ પેઢીથી મુંબઈમાં જ હોય. મુંબઇનો હતો. મોહનલાલના બાપ પાસે સારો કસ હતો. હાલમાં મોહનલાલ રૂઇ બજારમાં બાપની પેઢી સંભાળતો. મોહનલાલના બાપ કરમચંદ કાપડની દુકાન સંભાળતા. મોહનલાલની ' બા ' ' જેકુર ' ચાર અંગ્રેજી ભણેલી હતી. સ્ત્રી સમાજમાં આગળ પડતી હતી. પરંતુ ઘરમાં કમળા અને જેકુરને હમેશ બોલાચાલી થતી. કમળાનો બાપ પણ મુંબઇનો જ વતની હતો. પૈસે સારો હતો પરંતુ છોકરામાં એક જ કમળા હતી. કમળા ચંદા રામજી. હાઇસ્કુલમાં છ અંગ્રેજી ભણેલી હતી. અને વનીતા વીશ્રામમાં અભ્યાસ ચાલુ રાખ્યો હતો. આવા અરસામાં ગાંધીની હાકલે મુંબઇને ગાંડુ બનાવ્યું. એક વખતે સમાજના અળખામણા ' મુનશી, લીલા 'ની જોડી મેદાને પડી. કમલાદેવીએ સ્ત્રીઓને પાગલ બનાવ્યા. મોહનલાલ પણ ઝડપાણો, કમળા પણ ઝડપાણી, જેલની વાસી બન્યા. ' જેકુરબા ' બચી ગયા. મોહનલાલને જેલમાં, ' રસીયન ' લીટરેચર વાંચવા. મલ્યું. બહાર નીકળી. ' સમાજવાદી ' ' લેનીનવાદી '. થયો. કમળા વધારે સ્વતંત્રતાથી નીકળી. જેથી ' જેકુરબા ' ને તેની વયમાં ઇર્ષાએ વધારે મુળ પકડયું. કમળા સ્ત્રી સમાજની માનીતી થઈ. તે ' જેકુરબા ' ને ન ગમ્યું. જેથી હંમેશ ઝગડા થવા લાગ્યા, અને આપણા ' સમાજવાદી ' ' લેનીન વાદી ' મોહનલાલ ' જેકુરબા 'નું રમકડુ બની કમુની ટીકા કરવા લાગ્યા. કમું એક તો જેલમાંથી વધારે કાટેલી–ઝેરીલી બની નીકળી હતી. તેમાં આ

વડીલશાહીની ટીકાએ તેને ઉશ્કેરી. 'તેનાથી આ સહન નહોતું થતું. તેણે સ્ત્રી સમાજનો ઉદ્ધાર યુવાનોથી જ થશે તે ખોટું ધાર્યું યુવાનો ગુલામ જ રહેવાના. તેથી તેને ગાંઠ વાળી કે જ્યાં સુધી અમારી બ્હેનો જ સામનો નહી કરે ત્યાસુધી આનો ઉપાય નહી આવે. આખા દેશના સ્ત્રીસમાજના ઉદ્ધાર માટે અને બહેનોની સ્થતિ સુધારવા માટે આ સાસુના જુલ્મને મુળમાંથી ઉખેડી નહી નાખીએ ત્યાંસુધી બેનોનો ઉદ્ધાર જ નથી. આના માટે કમુએ કાંઈક મનમાં ગાંઠ વાળી અને પોતાની ઉમરની યુવતીઓને ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળમાંથી ઉશ્કેરી એક મંડળ બનાવવા લાગી. આશ્રમ ગુપ્તપણે ચાલ્યું. સાસુ શાહીને કાંઈ ખબર ન પડી.

( ૨ )

કેમ હંસા ! બધી બહેનો આવી ગઇ છે. સંખ્યામાં કેટલી તેર જ છે. બાકીની હીંમત નથી કરી શકતી. ' સાસુ શાહી ' અને ' વડીલ શાહી ' સામે બળવો મચાવવા નથી માંગતી.

નહી કમુબેન ! હંસાએ કહ્યું. ' હજુ આપણે જેવી હીંમત લાવવા માંગીએ છીએ તેવી નથી આવી. બધીઓને હજુ ભોગ-વીલાસમાં દીવસો કાઢવા ગમે છે.

કુલીનશાહીમાંથી આવતી બ્હેનો કુલીન-શાહી સામે લડવા નથી માંગતી. એક જ ઉપાય છે, જેવી રીતે ભગતસિંહે દાખલો બેસાડવા પોતાના જાનની આહુતી આપી. યુવાનોને ગાંડા કર્યા તેવી રીતે કાંઇ ' વીરાંગના ' બની. ' શહીદ ' બને તો જ દેશની સ્ત્રીઓનો સારો ટેકો મેળવી શકાએ.

જો હંસા, પાછી ઉતાવળી થઈ. હજુ પગ ઉપર ઉભા રહેવા મજબુત મંડલને તો, બનાવવા દે. છાપાના તંત્રીઓને પક્ષમાં લેવા દે. અને પછી આવા મહાનકાર્યને છાપરે ચડાવવા હંમેશ આપણા ગુલામો (યુવાનો) તો છે જ. ' લેનીનવાદી ' અને સમાજવાદીઓનો તો ધ્યેય જ તે છે. કેમકે તેમ કરવાથી જ તેઓ નામ કમાઈ શકે છે.

લીઓ આ જડાવ, કુમુદ, કુસુમ, લીલા, તારા, સુશીલા, મણી આવી ગયા. ચાલો આજની મીટીંગ મારે ત્યાં છે. એમ કહી બધી બહેનો સાથે હંસા પોતાને ઘેર ગઇ. કમુને પ્રમુખપદ આપ્યું.

કમુએ બીજી બહેનોને ઉદ્દેશી ભાષણ ચલાવ્યું: બહેનો સૌથી પ્રથમ તમારો ઉદ્દેશ શો છે. તે તમને જણાવવાની જરૂર છે. જુલ્મી સાસુશાહીના જુલ્મનો નાશ કરી. બહેનોની પરતંત્રતાની બેડીને તોડી નાખી, અમારી બહેનોને હીંદુ સમાજથી કચળાતીને ઉગારવી.

બહેનો અમારા આ મંડળમાં એકપણ બહેન એવી નથી. કે જેને સાસુશાહી, યુવાનશાહી, અને વડીલશાહીના પૈશાચીક અત્યાચારો, અને નીષ્ઠુર નીર્યાતનોથી સહન ન કરવું પડયું હોય, એ પીશાચોના જુલ્મ-થીજ અમારે આ બળવો જગાવવો પડશે. અમારી લાખો કુમળી કળી બહેનો જેઓ આ સાસન નીચે કચરાઇ છે. આપઘાત કરે છે. મુસ્લીમ થઇ જાય છે. આ કુળ અપમાનીત જીંદગી ગાળવા કરતા તો મરવું ભલુ, મરવું પણ 'શહીદ' બનીને મરવું.

બહેનો યથેચ્છચારી, સાસુશાહી, યુવકશાહી અને વડીલશાહીના અત્યાચારથી અમારા સુખના અસીત્વનો લોપ થયો છે. એ અત્યા-ચારથી બેનોની રક્ષા કરવી. એજ અમારો ઉદ્દેશ છે. વગર 'રક્તપાતે' જો આ ઉદ્દેશ સીદ્ધ થાય તેમ હોત તો અમે જરૂર તે ઉપાય ગ્રહણ કરત. પરંતુ તે આશા નથી. તેથીજ અમોએ સંકલ્પ કર્યો છે કે " ગમે તે રીતે પણ શત્રુઓનો ધ્વંસ કરીશું. એક

પણ શત્રુ ઉપર અમો દયા નહી કરીએ. ગમે તેવું નીષ્ઠુર. કાર્ય કરતા પણ અમે અચકાશુ નહી. અમો સાસુશાહીના જુલ્મનો નાશ કરશું. તેનો આપણુંદી માટીમાં ખેલવી દેશું. અને આ વીશાળ હીંદુસમાજની સ્ત્રી સમાજને સુખી કરીશું. અને દેશના હૃદય ઉપરનો પાષણનો બોજો ખસેડી નાખીશું. એજ અમારી કામના. એજ અમારૂં વૃત્ત. એ વૃત મારે અમારૂં સર્વસ્વ, અમારૂં જીવન અમે અર્પણ કરીશું.

બહેનો અમો જાણીએ છીએ કે આ વૃત ઘણુંજ કઠીણુ છે. અમો જે અગ્નિ પ્રજ્વલીત કરીએ છીએ. તેમાં અમારા જીવનની જ આહુતી અપાશે. અમારે મૃત્યુને આલિંગવું પડશે. પણ તેમાં નુકશાન નથી. અમારી ખોટ બીજી બહેનો પુરી પાડશે. એક, બે, ત્રણ ફાંસીએ લટકતા અમારી દરેક બહેનો બમણા ઉત્સાહથી તેની ખોટ પુરશે. ભલે પછી સાસુશાહી, ધુવાનશાહી, વડીલશાહી મળી નોકરશાહીનો આસરો લીએ. અમને લટકાવે ટુકડે ટુકડા કરે પરંતુ બે ત્રણ જુલ્મી સાસુઓના ખુન બધી સાસુઓના હાજા ગગડાવશે. વહુઓથી ભડકતી રહેશે અને છેવટે બહેનપણીઓ થઇને જ રહેશે તો જ ઉપાય છે. અમારો આ સંકલ્પ સીદ્ધ થતા સુધી આ રીતે કામ ચાલશે. કોઇ તાકાત અમને અમારા સંકલ્પથી હઠાવી નહી શકે.

અમારો ઉદ્દેશ સંકલ્પ તમો બધી બેનો સાંભળ્યો. બોલો અમે બધી મન વચન કાયાથી અમારા મંડળમાં જોડાવા રાજી છો ? જો તમારી ઇચ્છા ન હોય તો હજુ પણ છુટી થઇ શકો છો.

શું અમને આવી નાચીજ સમજો છો ! કુસુમ બોલી ઉઠી. અમો દ્દઢ સંકલ્પ કરીને જ મંડલમાં જોડાણા છીએ. હજુ સુધી ઉદ્દેશ નહોતો સાંભળ્યો, પરંતુ આવી જ આશા રાખી હતી. તાજો જ નમુનો મારી પીઠમાં જુઓ. હજુ માયકાંગલા. ગુલામ (ધુવાન)ના ધાનાસોર પડેલા જ છે. સાસુની નીચ ભાષા હલકા શબ્દો. અને વેળણુના ઘા હૃદયમાં ચોંટી છે. બે ત્રણ વાર. આપઘાત કરવા વીચાર કર્યો. જીવન ચાલ્યો ત્યાં હંસા સાથે વાતચીત થઇ. અમોએ દ્દઢ થઇને જ આવે છે, અમારા વ્યર્થ જીવનનો સદઉપયોગ થાય એ જ અમારી ઇચ્છા.

બધી બેનો જુલ્મથી ઉશ્કેરાઇ ગઈ હતી. બધીએ પ્રતીજ્ઞા લીધી કે " અમો મંડળના હુકમને જીવનના જોખમે માન આપીશું અને વખતે અમારી માતાપણ. પોતાની દીકરા, વહુ ઉપર, જુલ્મ કરતી હશે. અને તેને શીક્ષા કરવાનો ( મારવાનો ) મંડળ, હુકમ આપશે તો પણ માતૃપ્રેમ એક બાજુ રાખી. જુલ્મીને જુલ્મનો બદલો આપવા સહર્ષ સ્વીકારીશું. અને લાગણી વશ થઇ કામ નહી કરી શકી તો અમો મરીશું.

બહુ સારૂં કુસુએ કહ્યું. આ મંડલના મેમ્બર બનનારી બેનોએ દીક્ષા લેવી પડશે. બધી બેનો ઉભી થઈ અને કુસુએ ચલાવ્યુંને " અમો સૌ. ગુપ્ત-મંડળ "ની મેમ્બરો સર્વશકતીમાન પરમાત્માની સામે પ્રતીજ્ઞા કરીએ છીએ કે " મંડલ અમારો પરમાત્મા છે. અને મંડળના હુકમને અમારા જીવનના જોખમે માન આપીશું. અને ખરાબમાં ખરાબ નાચીન કામ પણ સ્વર્ગની સીડી સમજી વધાવીશું.

પ્રતીજ્ઞા થઇ ગયા. પછી મંડળની કેપ્ટન કુસુ તથા મંત્રી હંસાની ચુંટણી થઇ.

( ૩ )

મારબાવડી પોલીસ સ્ટેશન પર બપોરના બે વાગ્યે ઘંટી વાગી.

• એલાઉ કોણ ઇન્સ્પેકટર સાહેબ હું કરમચંદ નેમચંદની પેઢીનો માલીક કરમચંદ વાત કરૂં છુ. મારા ઘેર, વાંકીઆ

બીલ્ડીંગમાં જલદી આવો. મારી બાઇનું 'જેકુર'નું બેદી રીતે ખુન થયું છે. હજુ જીવ છે. ધમકી પત્ર પણ પડેલો છે.

હું, ચાલો આવ્યો. દશ મીનીટમાં ઇન્સપેક્ટર ઘેર આવ્યા. આજુબાજુનું અવલોકન કરી. એક પત્ર પડેલો હતો જે કબજે કર્યો. હજુ જેકુરમાં જીવ હતો. ઇન્સપેક્ટરે 'પુછયું', બોલો જેકુરબેન શું બનાવ બન્યો.

લગભગ બેના સુમારે જેકુર બોલી, ત્રણ ચાલુ જમાનાની યુવતીઓ મારે ત્યાં આવી. ઘેર હું એકલી જ હતી. મારી વહુ 'કમુ' અઠવાડીયા થયા પીયર ગઇ છે. મેં સારા ઘરની જાણી આવકાર આપ્યો. મને કહે—અમારે જરા 'સમાજ'ની ખાનગી વાત કરવી છે. નોકરોને બહાર મોકલી બંધ કરી બેસોને. મેં તેમ કર્યું. ત્યાં હું બેઠી ત્યાં એએ ઉછળી મને પછાડી મોંમાં ડુચો ઘાલ્યો અને બે રીવોલ્વર ટાંકી ઉભી રહી. એકે છરો કાઢી મને માથામાં છાતીમાં અને પીઠમાં ત્રણ ઉંડા ઘા કર્યાં. હું બેશુદ્ધ બની. બેશુદ્ધ બનતા એટલા શબ્દો સાંભળ્યા "સાસુની વેદી પર પહેલો ભોગ" 'ગુપ્તમંડલ જીંદાબાદ'. હું આટલુ સાંભળી શકી. પછી શું થયું. યુવતીઓ કયાં કયારે ચાલી ગઇ તે ખબર નથી. આટલું બોલી જેકુરે છેલ્લુ ડચકું લીધુ. અને ઘરમાં રોકકળ થઇ રહી.

ઇન્સપેક્ટરે પત્ર હાથમાં લઇ વાંચ્યો તેમાં લખ્યું હતું જે "અય જુલ્મી સાસુઓ અમો તમારી દીકરીજ છીએ. છતાં એક ગુલામડી માફક સમજી અમારું અપમાન કરી મારી ઝુડી અમારી જીંદગી બગાડો છો તેનો બદલો. હજુ ચેતજો નહી તો એકેએક જુલ્મી સાસુઓને વીણી વીણી લોહીની નદી વહેવડાવીશું.

લી. ગુપ્તમંડલ."

# : : : સુખ, સામર્થ્ય અને આનંદ : : :

લેખક : સંચાલક–શ્રી રામતીર્થ યોગાશ્રમ, ચંદારામજી સ્કુલ સામે, મુંબઇ ૪

મનુષ્યનું પંચભૌતિક સ્થૂલ શરીર શાસ્ત્રોના મત પ્રમાણે, શરીર એ મનુષ્યનું ખરૂં શરીર નથી. સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ શરીરથી પર અવિનાશી આત્મા કે જેના અસ્તિત્વનું, દરેક સ્ત્રી પુરૂષોને થોડું ઘણું અનુભવ હોય છે; તે સ્થૂલ દેહ નથી, પણ ચારે શરીરની અંદર રહેવાવાળો છે. સ્થૂલ શરીર તો આત્માને ધારણ કરવાનાં વસ્ત્રો છે. આ પ્રમાણે આત્મા કરતાં શરીરની કીંમત ઓછી છે, છતાં અવિનાશી આત્મા શરીર દ્વારા જ પ્રાપ્ત થઇ શકે છે.

સૂક્ષ્મ વિચાર કરતાં જણાશે કે ચાર શરીરો ( સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ ) આત્મ દેવનું પવિત્રમાં પવિત્ર અને નિકટમાં નિકટ મન્દિર છે, તે મન્દિર શા આધારે સ્વચ્છ, સુશોભિત, મનોહર થઇ શકે તે વાસ્તે પહેલાં પ્રયત્ન કરવાનો અત્યંત આવશ્યકતા છે; તેથી જ દરેક સ્ત્રી પુરૂષો શરીર આરોગ્ય અને વિકાસને અર્થે અસાધારણ ઉત્સાહથી પ્રયત્ન સેવવો જોઇએ.

### ગહન અને અત્યંત ચમત્કારી યંત્ર

રેડીઓ, ટેલીફોન, એરોપ્લેન, ફેનોગ્રાફ વગેરે પુષ્કળ ચમત્કારીક યંત્રો ઇન્દ્રિયોને અલ્પ સુખ આપનાર તૈયાર થાય છે; પરંતુ તે દરેક મનુષ્ય કૃત નથી, મનુષ્યનું શરીર મનથી ઉત્પન્ન થતાં સંકલ્પ બળ, ચિત્ત, બુદ્ધિ અને અહંકારના અમલ નીચે આત્માના આધારે ચાલે છે. અને તે સજીવ યંત્ર છે. આ મનુષ્ય શરીર રૂપી યંત્રની સંપૂર્ણ સંભાળ રાખવી અને આ અતિ મહત્વ ભરેલા યંત્ર દ્વારા ઇશ્વરનો દર્શન કરવો; એ યોગ વિદ્યાનું રહસ્ય છે.

બ્હેનો ! તમારે ભલે સંસારિક સુખ ભોગવવાની તીવ્ર ઇચ્છા હોય તો પણ જ્યાં સુધી પોતાનું શરીરનું દરેક રીતે સંરક્ષણ કરતાં ન આવડે ત્યાં સુધી ખરૂં ક્ષણિક ઇન્દ્રિય સુખ કેમ મેળવી શકશો ? કદાપી નહિ. માટે જે શરીર કુદરતમાંથી ઉત્પન્ન થયેલું છે તેને બનાવટી દવા કે બીજા ઉપચારો આપીને રોગી, નિસ્તેજ, શક્તિહીન, કદરૂપ અને નિર્બળ બનાવવા કરતાં કુદરતના અડગ અડગ નિયમ પ્રમાણે સાત્વિક આહાર સતસંગ, સતશાસ્ત્રનું વાંચન, સુવિચાર અને યોગીક વ્યાયામ કરીને તમારા શરીર ; અને મનને દેદીપ્યમાન, ઓજસવાન, સર્વાંગ સુંદર અને સબળ બનાવતા શીખો. તમારા ચિરંજીવીઓને પણ ભલામણ કરજો કે તેઓ મોટા થયા પછી કુમાર્ગે ન ચડતાં પોતાની અમૂલ્ય જીંદગી એળે જવા ન દેતા મનુષ્ય જન્મનું મુખ્ય કાર્ય ઇશ્વર પ્રાપ્તિ સાધી લોક કલ્યાણ કરવામાં તત્પર થાય.

### કસરત નં. ૩

પ્રથમ પગ પહોળા કરીને ઉભા રહો પછી પીઠ સમ રેખામાં રાખીને એક પગને ઢીંચણમાંથી વાળવા દઇને તેનો એક હાથે અંગુઠો પકડો. બીજો હાથ અને બીજો પગ સીધી લીટીમાં હતા તેમ રહેવા જોઇએ. થોડીવાર શ્વાસ ભરી આવી રીતે કર્યા પછી પાછા સીધા ઉભા રહીને રોકી રાખેલા શ્વાસને બન્ને નસકોરા દ્વારા કાઢી નાખો. તત્પશ્ચાત શ્વાસ ભરીને બીજી બાજુએ એ પ્રમાણે જેટલીવાર વાયુ રોકી શકો તેટલી વાર ઢીંચણ વાળીને પગના અંગુઠા પકડીને જ રાખો, જ્યારે ડાબી અને જમણી બન્ને

બાજુએ બરાબર કસરત થઇ શકે, ત્યારે સમજવું કે તમારી કસરત એક વખત પૂર્ણ થઇ છે. આવી રીતે પાંચ દહાડા સુધી ચાર વખત કર્યા બાદ શકિત અનુસાર ૧૨ થી ૧૫ સુધી વધારી શકો છો.

આ કસરત કરવાથી કેડ, પગ, હાથ, પેટ વગેરે અવયવોને વધારે અસર પહોંચવાનો સંભવ હોવાથી ૩ થી ૫ દહાડા સુધી દુઃખાવો થઇ આવે, તો થોડો વખત આસન ચાલુ રાખવાથી એવો દુઃખાવો ઉત્પન્ન નહિ થાય. આ કસરત ચતા સુઇ જઇને પણ થઇ શકે છે. પરંતુ ઉભા રહીને કરવાથી વધારે લાભ મળવાનો સંભવ છે. આ કસરત ગર્ભવતી સ્ત્રીઓએ પણ કરી શકે છે.

### કસરત નં. ૪

પ્રથમ જમીન ઉપર ચતા સુઇ જવું અને એક પગ જમીન ઉપર લાંબો રહેવા દઇને, બીજો પગ ઢીંચણમાંથી વાળી શ્વાસ પેટમાં ભર્યા પછી ઢીંચણને બન્ને હાથ વડે જોરથી શ્વાસ રોકાય તેટલી વાર દાબી રાખવો. તે પછી તે પગને પુનઃ સીધો જમીન ઉપર મુકી દેવો અને બીજા પગને પણ પહેલો પગનો જેવો જ ઢીંચણથી વાળી બન્ને હાથ વડે યથાશક્તિ પેટ પર દબાવી રાખવો; આવી રીતે કરવાથી પેટ ઉપર અને ખાસ કરીને પેડુનાં આંતરડાં ઉપર ઘણી જ સારી અસર થશે.

### ફાયદો

પેટમાંનો વાયુ નાભિથી નીચે જઇને અપાન વાયુને હડસલે છે. થોડુ પાણી પીધા તરત લગભગ ૨ થી ૩ મીનીટ આ કસરત કરવાથી મલ શુદ્ધિ થવામાં વિશેષ ફાયદો જણાશે. ભૂખ. સારી લાગશે. આ કસરત ૬ દહાડાથી ૧૫ દિવસ સુધી ૨ાા થી ૩ાા મીનીટ સુધી ૧૫ દિવસ પછી શકિત અનુસાર ૫ મીનીટ સુધી વધારવામાં હરકત નથી આ કસરત સગર્ભા સ્ત્રીઓએ કદાપિ કરવી નહી.

# કૌમુદી

લેખક :
શ્રી. " પ્રકાશમ્ "

છોકરી જન્મી એટલે તેને પરણ્યા વિના છૂટકો નથી. લાડઘેલી બહેન ઘરમાંથી વિદાય લે તે પ્રસંગ કરૂણ છે. એકની એક બહેન પરણીને સાસરે જાય ત્યારે ઘર સુનું બની જાય છે, બહેન વિના કુટુંબ જીવન કેટલું અધુરૂં લાગતું હશે ?

તુષાર અને કૌમુદી સગાં ભાઇબહેન હતાં. બન્ને વચ્ચે અત્યંત સ્નેહ હતો. નાનપણથીજ તેઓ માતપિતા વિહોણાં બન્યાં હતાં. દાદાના હાથ નીચે ઉછરીને તેઓ મોટાં થયાં હતાં. તુષારથી કૌમુદી બે ત્રણ વર્ષ મોટી હતી. દાદાજીના અવસાન પછી તે ભાઇની કાળજી રાખતી. કુટુંબમાં માત્ર ભાઇ બહેનજ હતાં.

કૌમુદી થોડા દિવસ પછી પરણવાની હતી. ઘરમાં એકલા પડી જવાના ખ્યાલે તુષારને દુઃખ થતું હતું. ઉદાસ થઇને તે ઘરમાં ફર્યા કરતો હતો. કૌમુદી પરણે એટલા માટે નહિ પણ પરણીને તે વીખુટી પડશે એ વિચારથી તેને ઓછું આવી જતું હતું. સદાય સાથે રહેલી બહેનનો સાથ છોડવો પડશે એ જાણે તેનાથી સહન થતું નહોતું.

એક દિવસ મુઝાતા હૃદયે તેણે કૌમુદીને કહ્યુઃ

' મને જરાય ગમશે નહિ. '

' શું નહિ ગમે ? '

' તું અહીંથી જઇશ તે. '

' કેમ ? '

' હું એકલો પડી જઇશ. '

' એકલો ? એમ શા માટે બોલે છે ? '

' ધાર કે મને તાવ આવ્યો; માથું દુખ્યું— '

' તો ? '

' તો મારી પાસે કોણ બેસશે ? માથે હાથ કોણ ફેરવશે ? '

' તું એમ ધારે છે કે હું અહીં આવીશ નહિ ? '

' ના. એમ તો નહિ. પણ, હું નિરાધાર બની જઇશ. '

' ભાઇ, તને ઓછું લાગે છે તે મને ગમતું નથી. '

' આપણે બન્ને જૂદાં પડીશું—તું તારે રસ્તે અને હું મારે રસ્તે. છૂટા પડતાં દુઃખ ન થાય ? કોલેજમાંથી આવીશ ત્યારે હું એકલો એકલો લાગીશ. એક બીજી વાત પણ કહું. તારા વિના મારા ઓરડામાં સફાઇ કોણ લાવશે ?, ચોપડીઓ કોણ ગોઠવશે ? મારાં કપડાંની કોણ સંભાળ રાખશે ? મારી ભૂલો કોણ નભાવશે ? મારી બેદરકારી—'

' બસ, બસ ! હું આ બધું સુરભીને કહીશ. '

' સુરભીને ? હું જાણું છું કે તે બહુ સ્નેહાળ છે. એના આવ્યા પછી ઘર ભર્યું ભર્યું લાગશે. પણ તારા વિના તો મને મોટી ખોટ સાલશે. '

કૌમુદી પણ ભાઇથી છૂટા પડવાનું દુઃખ સહન કરી શકતી નહોતી. તુષારને અણગમો ન આવે માટે તેણે સુરભીને યાદ કરી. તુષારનો વિવાહ સુરભી સાથે થયો હતો. સુરભી યાદ આવતાં તુષારનું મુખ હસુ હસુ

થઇ રહ્યું. પણ બહેનનો વિયોગ સહેવાશે નહિ એવી સ્પષ્ટ છાયા તેના મુખ પર જણાયા વગર રહી નહિ.

માસ બે માસ પછી કૌમુદી ધામધુમથી પરણી સાસરે ગઇ. તેનું સાસરૂં શહેરમાંજ હતું.

તુષાર એકલો પડયો, ભાઇની ખબર લેવા તે કોઇ કોઇ વખત આવશે એમ માની તેણે સંતોષ માન્યો.

કૌમુદીના ગયા પછી તુષારને કેટલો વખત ગોઠયું નહિ. ઘરમાં તેને ઠેર ઠેર પદાસીનતા લાગવી હતી. જ્યાં જ્યાં કૌમુદી ઘરમાં આમતેમ ફરતી ત્યાં ત્યાં તે ફરતો. જ્યાં તે બેસતી ત્યાં તે બેસતો. જે પ્યાલે તે પાણી પીતી તે પ્યાલે તે પાણી પીતો. કૌમુદીના કાંસકાથી જ તે પોતાના વાળ સમારતો. કૌમુદીના ગયા પછી તેને આવી ઘેલછા થઇ હતી,

કૌમુદી તુષારને ભૂલી શકી નહિ. ભાઇ તેને રોજ યાદ આવતો. પ્રથમ તો એકાદ બે વાર તે ભાઇને મળી આવતી. કૌમુદી ઘેર આવે ત્યારે તુષાર આનંદ ઘેલો થઇ જતો. બહેન સાથે સ્નેહ અને મમતાથી તે ગાંડી ઘેલી વાતો કરતો કરતો. કૌમુદી આવે ત્યારે તેને ઘર ભર્યું ભર્યું લાગતું હતું,

આઠેક દિવસથી કૌમુદી જણાઇ નહોતી. તુષાર તેની રોજ વાટ જોયા કરતો. બહેન આવશે એમ તેને દર પળે લાગ્યા કરતું હતું. તે આવી નહિ ત્યારે તેને ભારે ઉદ્વેગ થયો. તુષાર જાણતો હતો કે બહેનનું લગ્ન અનિવાર્ય છે, છતાંય હંમેશાં સાથે રહેલી બહેન છૂટી પડે અને એક પ્રકારની જે ગ્લાની આવી જાય તે ગ્લાની તેને થઇ. ગ્લાની સાથે બહેનનું સંભારણું કંઇ શાન્તિ આપે છે. તુષારને કંઇક આવું જ થયું,

કૌમુદીને સાસરાના વિશાળ કુટુંબમાંથી વખત મળતો નહિ, સાસરે તેને કામ પણ ઘણું પહોંચતું. બધાંની મરજી તેને સાચવવી પડતી. આમ, કૌમુદીને વખત મળતો નહિ અને તુષાર તેના આવવાની રાહ જોઇને અકળાઇ ઉઠતો. બહેનને સાસરે તો તે કદિ જતો જ નહિ.

એક દિવસ કૌમુદીને સંભારતો તે વાંચવાની તૈયારી કરી રહ્યો હતો. બપોરનો સમય હતો. ધીમેથી બારણું ખોળી સુરભી અંદર આવી. કંઇક શરમ અને મુંઝવણથી તે લપાઇ છૂપાઇને આવી હતી.

સુરભી અને તુષાર બન્ને એક જ શેરીમાં રહેતાં હતાં, સુરભીને ન જૂએ ત્યારે તુષારનો આખો દિવસ ખરાબ જતો. સુરભીને જોવાની સંતોષવૃત્તિમાં પણ બહેનનો શાળો અને નિખાલસ ચહેરો તે વિસરી શકતો નહિ. સુરભીને જોઈ તે રાચતો; ઘેલો બનતો. પત્ની ઘરમાં હોય ત્યારે એકલવાયાપણું ન લાગે. પણ તુષાર તો હજી પરણ્યો નહોતો. સુરભી ઘરમાં આવી નહોતી. એટલે, ઘરમાં તેને એકલવાયા પણું ન લાગે તેમાં નવાઈ નહોતી. પત્ની અને બહેન ! તેને બન્ને જણ સાંભરતાં. પત્ની તો ઘરમાં આવશે. પણ બહેન મળશે ! પત્ની તો રોજ સાથે રહેવાની છે. હંમેશાં બહેન સાથે રહી શકીએ એવા પ્રસંગો બહુ થોડા હોય છે. માટે જ બહેન વધારે યાદ આવે.

સુરભી તુષારની પાછળ એક ખુરસી પાસે ચૂપકીદીથી ઉભી રહી. ખંડમાં અપાર અપાર શાન્તિ હતી. તુષારની ચોપડીઓ ટેબલ પર વીખેરાએલી પડી હતી. એક ચોપડી અર્ધી ઉઘાડી પડી હતી અને બારીમાંથી આવતા પવનથી તેના પાના ઉડતાં હતાં.

તુષાર સીસાપેનથી એક કાગળ પર કૌમુદીની છબી ચિતરતો હતો. વાંચતાં વાંચતાં તેને બહેનની છબી ચિતરવાનું મન થયું. એક ધ્યાનાઃ તેણે ભાવવાહી ચિત્ર છિતરવા માંડયું. બહેનના મુખને યાદ કરી તે રેખાઓ દોરતો હતો.

સુરભી આવી તે તુષારને ખબર ન પડી. તુષારની ખુરશી પાછળથી તે કૌમુદીનું ચિત્ર જોઇ રહી. ચાર પાંચ દિવસમી સુરભીએ તુષારને જોયો નહોતો. એટલે, તે અધીરી બનીને આવી હતી. ઘણા વર્ષનો વિયોગ સાલતો હોય એમ પ્રિયતમના મિલન માટે ઝંખતી ઉત્સુકતાથી તે આવી હતી. કૌમુદીનું ચિત્ર જોઈ ઘડીભર તે થંભી ગઈ. બહેન ઘેલા તુષારને તે કયાંય સુધી જોઇ રહી. હૃદયના સ્વાર્પણ માટે ઝંખતી સુરભીને એક પ્રકારની ખિન્નતા થઈ. હૃદય જાણે તંગ થઈ ગયું હોય એમ તે ઉભી રહી. સુરભીએ તો ધાર્યું હતું કે ઘેલો તુષાર પોતાની જ છબી ચિતરતો હશે પણ ચિત્ર જોઇ તેની ધારણા ખોટી પડી.

તુષાર તો તેની બહેનનું ચિત્ર ચિતરતો હતો. સુરભી અકળાઇ ઉઠી. પત્ની સિવાય પતિ બીજા કોઇનું ચિત્ર ચિતરીજ શકે નહિ?

સુરભીના મુખ પર કંઇક એવો જ ભાવ તરી આવ્યો હતો. પતિ અને પત્નીની દુનિયા જૂદી છે. એ દુનિયામાં કોઇનું કંઇ છીનવી લેવાય નહિ. છીનવણી શરૂ થાય ત્યારે એ દુનિયા પર પ્રલયના પૂર ફરી વળે છે.

તુષાર પોતાની બહેનનું ચિત્ર ચિતરતો હતો એમાં કંઇજ છીનવી લેવાજેવું નહોતું. છતાં પણ, સુરભીને તો અહીંથી જ છીનવણી શરૂ થતી લાગી. સુરભીના હૃદયમાં ઇર્ષા જન્મી. ઇર્ષા જન્મે ત્યારે કોઇ ને કોઇ પ્રકારની છીનવણી શરૂ થાય. સુરભીને લાગ્યું કે કૌમુદીએ તુષારને છીનવી લીધો. સુરભીથી મૂક ઉભા રહી શકાયું નહિ.

'તુષાર, જરા તો સામે જો!' સુરભી આખરે બોલી ઉઠી.

સ્વપ્નમાંથી જાગ્યો હોય એમ તુષાર ખુરસી પરથી ઉભો થઇ ગયો. ઢળેલા નયને, હતાશ હૃદયે ઢીલી બની સુરભી ઉભી હતી. તુષાર તેને યંત્રવત જોઇ રહ્યો. એકાદ મિનિટ પછી તે બોલ્યોઃ

'સુરભી, તું આવી? મને બહુજ ગમ્યું.' સુરભીએ તુષાર સામે નજર કરી.

'હા. તને કયાં ભાન છે?'

'બહેનના ગયા પછી હું ભાન વગરનો બની ગયો છું.'

'બહેનઘેલો ન થઇશ. હું આવું તોભાન રાખતોજા.'

'એમ તો મારૂં ભાન છેક ગયું નથી.'

'જૂઠો! હું આવી તે ખબર પડી હતી?'

'ના. હું બહેનના વિચારમાં હતો.'

'એન જેટલી હું કંઇ યાદ આવું?'

'તું યાદ ન આવે એમ હોય? તું તો મારા હૃદયમાં છે.'

'હમણાં તારા હૃદયમાં કોણ હતું?'

'કોણ હતું? તું જ કહેને!'

'કહું? કોણ હતું તે? તારા હૃદયમાં એન હતી; પત્ની નહિ.'

'ના. તું ભૂલે છે. હૃદયમાં કોણ હોય?' આમ કહી તુષાર મંદ મંદ હસ્યો. તેણે સુરભી સાથે આંખો મિલાવી.

'તું જાુઠું બોલે છે, તુષાર!'

'તું એમ શા પરથી કહે છે?'

' હમણાં કોની છબી ચિતરતો હતો ?'

' કૌમુદીની. '

' માટે જ કહું છું કે તારા હૃદયમાં બેન હતી. '

' લુચ્ચી ! આમ આવ !' હાથ પકડી સુરભીને પોતાની સાથે ખુરસી પર બેસાડી દીધી. બન્ને જણ સંકડાઇને બેઠાં. થોડી જગામાં પણ સુરભીને ગોઠી ગયું. ખુરસી પરથી ઢળી ન પડાય માટે તેણે તુષારને ગળે હાથ પરોવ્યો.

' જો, સુરભી ! આ શું છે ? '

ટેબલ પડેલી એક બંધ ચોપડીમાંથી ચિત્ર કાઢી તુષારે સુરભી તરફ ધર્યું.

સુરભી ચિત્ર જોઇને આભી બની ગઇ. તુષારે સુરભીનું ચિત્ર દોર્યું હતું. સુરભીનું ચિત્ર પુરૂં કરી તે કૌમુદીનું ચિત્ર દોરતો હતો. બેનને બેન જેવી ચિતરી હતી અને પત્નીને પત્ની જેવી ચિતરી હતી.

સુરભીનું ચિત્ર સારૂં અને ભાવમય હતું. કોઇ મસ્ત લલના તોફાને ચઢી હોય એવો મુખ પર ભાવ બતાવ્યો હતો. ડોક પર નમી પડતા ઢીલા અંબોડામાં એક ફૂલ તેણે કલાપૂર્વક ગોઠવ્યું હતું. સુરભીના હોઠનો મરોડ અને આંખ પર ઝઝુમતી મૃદુતા રસિકતાપૂર્વક ચિતરી હતી. કુમાશ ભર્યા કાન પર પહેરાવેલું ઝુમ હમણાં હાલી ઉઠશે એમ લાગતું હતું.

સુરભી પોતાની છબી જોઇ રહી.

' સુરભી ! કહે, તું મારા હૃદયમાં છે કે નહિ ? ' તુષારે કહ્યું.

સુરભી કંઇ જ બોલી નહિ. તેને તુષાર હવે ખરેખર પત્ની ઘેલો લાગ્યો. તે માત્ર બેન ઘેલો જ નહોતો એમ તેની ખાતરી થઇ. ચુડ ભરવતી હોય એમ તેણે પોતાના બન્ને હાથ તુષારને ગળે સરવી દીધા

' મારા તુષાર ! '

તુષારે તેના બન્ને હાથ હળવેથી પકડી લીધા અને સુરભીના માથા પર વેરણ ઘેરણ થએલી એક લટ તેણે ઠીક કરી. પણ આમ કરતાં તો આખી ખુરસી હાલી ઉઠી. સુરભીએ ચુડ છોડી જ નહિ.

' સુરભી, તું પડીશ. '

' છો, પડાય. ' આમ કહી તેણે હાલની ખુરસીને વધારે હલાવી. તુષાર ઉભો થવા ગયો અને હાલની ખુરસી એક બાજૂ નમી ગઇ. સુરભીની ચુડ જરા ઢીલી થઇ.

' અરે ! અરે ! ' તુષાર બોલી ઉઠ્યો. તુષારની સાથે તે અદ્ધર ઉંચકાઇ અને ખાલી ખુરસી નીચે પડી ગઇ.

' આવું તોફાન થાય ? '

' હું તો રોજ તોફાન કરીશ. ' આમ કહી સુરભીએ ચુડ છોડી, એક બાજૂ ઉભી રહી.

' સુરભી, કૌમુદીએ તને કંઇ કહ્યું હતું ? ' તુષારને એક વિચાર આવતાં ખામુખો પ્રશ્ન કર્યો.

' હા. એવું એવું કહ્યું હતું ! '

' શું કહ્યું હતું ? '

' તારી સંભાળ રાખવાનું. '

' તું તોફાન કરીશ તો મારી સંભાળ કેવી રીતે લઇશ ? '

' તોફાનેય કરીશ અને સંભાળ પણ રાખીશ. '

' સુરભી, તું નહોત તો મારી શી દશા થાત ? '

' અરે, જોવા જેવી દશા થાત ! તારી અને મારી !

'સુરભી, મને માત્ર એક જ વાતનું દુ:ખ થાય છે.'

'હું પાસે હોઉં તોય તને દુ:ખ થાય?'

'ના. એમ નહિ. કાલે રાત્રે હું મુંબઇ જઇશ. કૌમુદીને મળાશે નહિ એટલે દુ:ખ થાય છે.'

'અરે, કૌમુદીબહેન તો અહીં આવવાનાજ છે!'

'હેં? તે આવશે? ક્યારે આવશે?'

'આજે જ આવશે.'

'તું કેવી રીતે જાણે?'

'તે મને મળ્યાં હતાં. અહીં આવવાનું તે કહેતાં હતાં.'

'જરુર આવશે?'

'હા. જરૂર આવશે. આમ બહેનઘેલો શું થઇ જાય છે?

'એકની એક બહેન છે. બહેન વિના મને દોહ્યલાં આવે છે.'

આમ કહી તુષારે બહેનનું ચિત્ર હાથમાં લીધું. તેણે તેના તરફ ભાવમયતાથી જોયા કર્યું.

સુરભી તુષારને એક ટપલી મારી દોડી તેને અહીં આવે પણ વખત થયો હતો.

'એવી છે! તુષારે સુરભી તરફ નજર કરી.

ઝડપથી જતી સુરભીએ પાછળ ફરીને જોયું અને તે હસી પડી, હસમુખા ચહેરે તે ગઈ.

સુરભીના ગયા પછી એકાદ બે કલાકમાં કૌમુદી આવી ત્યારે ઘડિયાળમાં પાંચના ટકોરા વાગી ગયા હતા, તુષાર કૌમુદીની વાટ જોતો હતો.

'ભાઈ!' દ્વાર ઉઘાડી કૌમુદી આવી. આઠ દસ દિવસથી ભાઇને તે મળી નહોતી. મુંબઈ જવાનો છે એમ જ્યારે તુષારે તેને કહેવડાવ્યું ત્યારે તે સાસરેથી પડતું નાખીને ભાઇને મળવા આવી. તુષાર પરીક્ષા આપવા મુંબઇ જવાનો હતો. ભાઇ મળ્યા વગર જતો રહેશે એ ખ્યાલે તે ત્વરાથી આવી હતી.

'કૌમુદી, તું આવી?' બહેનનો અવાજ સાંભળી તુષાર એકદમ સામો આવ્યો. બહેનને જોઇ તેને અત્યંત આનંદ થયો. તે સંતોષ પૂર્વક હસ્યો.

'હા, આવી. રોજ તો નથી આવી શકાતું.'

'કંઇ હરકત નહિ. તું આવી એટલે મને ગમ્યું.'

'તું મને બહુ યાદ આવતો હતો. એ દિવસ મને ઉંઘ પણ ન આવી.'

'હું પણ એ દિવસ ઉંઘ્યો નથી.'

'એમ કંઇ હોય?'

'તદ્દન ખરું કહું છું. તને ઉંઘ ન આવે તો મને પણ ઉંઘ ન આવે!'

'ત્યાર તો હું ઘસઘસાટ ઉંઘીશ.'

'બસ, હવે તેં ખરું કહ્યું!'

'શું ખરું કહ્યું! જોને, તું કેટલો સુકાઇ ગયો છે!'

'તદ્દન ગલત! હું માનતોજ નથી.'

'હું ખોટું કહું છું?'

'હા. એક વખત નહિ પણ હજાર વાર!'

'કેમ?'

'સુરભી હમણાં જ આવી ગઇ. તેણે મારા શરીર માટે કંઇ પણ ટીકા કરી નથી.'

'તારી સુરભી તે મોટી કોણ થઇ ગઇ?'

'તારી ભાભી ! બીજું કોણ ?'

'બોલતાં જ આવડે છે !'

'તું ચિડાતી હોઉં તો હું સૂકાઇ ગયો છું એ કબુલ કરી દઉં.'

ભાઇની સહૃદયતા જોઇ કૌમુદી હસી પડી. ભાઇ પર અવિરત હેત આવી ગયું હોય એમ તે તેને હીંચકા પાસે લઇ ગઇ. બન્ને જણ હીંચકા પર બેઠાં.

'ભાઇ, મુંબઇ કાલે જ જવું છે ?' હીંચકાને સહેજ વેગ આપતાં કૌમુદીએ પૂછ્યું.

તુષારની પરીક્ષા આજ અઠવાડિયામાં થવાની હતી એટલે પરીક્ષા આપવા તે મુંબઈ જવાનો હતો.

'હા બહેન, એક વિનંતી કરું ?'

'વિનંતી શા માટે ? હક્કથી ન કહેવાય ?' તુષારે વિનંતી કરવાનું કહ્યું તે કૌમુદીને ગમ્યું નહિ.

'ના તું પરણી એટલે મારાથી તારા પર હક્ક ન થાય. હક્ક કરી તને કંઇ કહેવાય નહિ.'

'શું ગાંડુ ગાંડુ બોલે છે ? ભાઇ અને બેનના પરસ્પર હક્કને કોઇ છિનવી શકશે નહિ, સમજ્યો ? બોલ, તું શું કહેતો હતો ?'

'માત્ર એક જ ઇચ્છા છે.'

'શી ?'

'હું મુંબઇ જાઉં તે પહેલાં તારા હાથની રસોઇ જમવી છે.'

'ઓ હો ! એટલું જ ને ?'

'જમ્યાનો મને કદિ સંતોષ થયો નથી. રસોઇ કરી તું જ મને જમાડ !

જરૂર જમાડીશ મારા ભાઇને ? પણ કાલે તો તું મુંબઇ જવાનું કહે છે ?

'તે તો હું રાતની ગાડીએ જઇશ ને ? સવારે તું આવી શકીશ ?'

'હા. શા માટે નહિ ? હું જરૂર આવીશ.'

'જરૂર આવીશ ?'

'હા.'

'ચોક્કસ ?'

'હા, ચોક્કસ.'

'ભૂલી નહિ જાઉં ?'

'ના. નહિ ભૂલી નહિ જાઉં.'

આનંદ અને હર્ષના અતિરેકમાં તુષાર હીંચકા પરથી ઉભો થઈ ગયો. કૌમુદી પણ તેની સાથે જ ઉઠી, કૌમુદીને હસતી જોઇ તેને ચિત્ર યાદ આવ્યું. ટેબલના ખાના તરફ તુષાર ઝડપથી ગયો. એનનું ચિતરેલું ચિત્ર તેણે સાચવીને ખાનામાં મૂક્યું હતું. ખાનામાંથી ચિત્ર લઈ તેણે તે કૌમુદી તરફ ધર્યું.

(અપૂર્ણ)




**બરોડા કોલેજનાં પહેલાં સ્ત્રી–પ્રાધ્યાપક:**

બેન ઇંદીરાબેન રામશંકર ત્રિવેદી બરોડા કોલેજમાં સ્ત્રી–પ્રાધ્યાપક (પ્રોફેસર) હાલમાં જ નીમાયાં છે તે માટે 'ગુણસુંદરી' તરફથી તેમને અભિનંદન આપતાં અમે હર્ષ અને ગૌરવ અનુભવીએ એ સ્વાભાવિક છે. કેળવણીના ક્ષેત્રમાં સ્ત્રીઓ પણ પુરુષોની સરખામણીમાં પાછી પડે તેમ નથી એની સાબિતી આ બેનની કેળવણી વિષયક કારકિર્દીથી મળે છે સન ૧૯૧૯ ના ડિસેમ્બરની ૧૧ મી તારીખે એમનો જન્મ. અત્યારે એમનું વય માત્ર ૨૫ વર્ષનું જ છે છતાં કેળવણીના વિષયમાં એમણે આશ્ચર્યજનક સિદ્ધિ પ્રાપ્ત કરી છે. એમણે મેટ્રિક સુધીનો અભ્યાસ વડોદરાની ન્યુ ઇરા હાઇસ્કુલમાં કરેલો. મેટ્રિકમાં તેમને ઇન્દિરા રાજે સ્કોલર શિપ ( શિષ્યવૃત્તિ ) ૧૯૩૬ માં મળી હતી. એ પછી આ બેને બે વર્ષ બરોડા કોલેજમાં અને ચાર વર્ષ મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. મુંબઇમાં તેમને જુનીઅર બી. એ. ની વાર્ષિક પરીક્ષામાં સ્કોલરશિપ મળી હતી. ગણીતનો વિષય લઇને બી. એ. માં તેઓ બીજા વર્ગમાં પસાર થયાં હતાં. ૧૯૪૨ માં તેઓ ગણીતનો વિષય લઇ એમ. એ. માં પહેલા વર્ગમાં આવ્યાં હતાં. ગણીતનો વિષય લઇને મુંબઇ વિશ્વવિદ્યાલયમાં એમ. એ.ની ડીગ્રી મેળવનાર સ્ત્રીઓમાં સૌથી પ્રથમ આ વિદુષી બેન જ છે. જે કોલેજમાં તેમણે બે વર્ષ સુધી અભ્યાસ કરેલો એ બરોડા કોલેજમાં જ હાલ તેઓ પ્રાધ્યાપક નીમાયાં છે. આ બેનનું જીવન અતિ નિયમિત, નિરાડંબરી, ઉદ્યોગી, સાદું અને ઉચ્ચ આદર્શોવાળું છે. અમે એમને હાર્દિક અભિનંદન આપીએ છીએ અને ભવિષ્યે તેમને આથી પણ વધારે સફળ કારકિર્દી ઇચ્છીએ છીએ.

વૈશ પાયની વાણીને
"યંગઇન્ડીયા"
રેકર્ડ પર

સેટ નં. ૨

## રેશનીંગના રોદણાં

નંબર ૧૧૫૪૯

છતે દામે મળે ન દાણા
...પાણા

વધારાં રોદણાં બંધ કરી
આજે સાંભળોઃ-વસાવો

નંબર ૧૧૫૪૯

○

હોળી આવી માર—

તૈયાર છે
રેકર્ડ નંબર ૧૧૫૬૦-૬૧

રેકર્ડ બે—આવો, હોળી એમે
રચ્છઃ—મોહે માર ગયો
પીચકારી

આ હોળી
મશહૂર સીતારા બેગમ
રેકર્ડ પર ઝીલે છે.

○




પ્રભાતમાં ચર્ચિલનું નામ
સાંભળો—

અખિલ આ હિંદમાં
એક જ ચર્ચિલ
તપાસ રાખજો હોં !

બીજી બાજુ:—
ગોરાજી ઘરમાં ઘૂમે છે

સાબરમતીના સંતવાળી
ગુજરાત કોકીલા—
જ્યોત્સ્ના મહેતાએ
ગાયેલ છે

○

ભજન વિના જીવતર
શું કામનું ?

સંગીતને મોખરે જેનું
નામ છે તે
કુમારી મધુરી ખરે
તમને રામરસ પીવરાવશે

ટી. એમ. ૮૪૨૬

○

વધુ વિગત માટે લખોઃ—

## ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ
## મેન્યુ. કંપની લિ.

નવા વરસમાં તમારી લાયબ્રે
નીચેનાં પુસ્તકો વસાવી લ્યો

ગુજરાત અને એનાં સીમાપ્રાંતોના પર
અને ચૌહાણોના વીરતા અને નેકને
ઇતિહાસનું મૂર્ત સ્વરૂપ હુબહુ રીતે
કરતો વાર્તાનો અનોખો ઐતિહાસિક

## પૂરમાર ધારાવષિ

ભાગ ૧—૨ ] 卐 [ મૂલ્ય રૂ.

## અલહઠણ કાં દેવડા

ભાગ ૧—૨ મૂલ્ય રૂ

આ ઐતિહાસિક નવલને દરેક પુસ્તકાલ
વસાવવી જ પડશે.

હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ
જાણવા માટે વસાવો

## મહાસભાનો ઇતિહાસ

ભાગ ૧-૨-૩
મૂલ્ય ત્રણે ભાગના-રૂા. ૧૧)

ગુજરાતનાં બે મહાનગરો

## વડોદરા અને સૂરત

મૂલ્ય ૦-૮-૦ . ભા. ૧-૨ મૂલ્ય રૂ. ૧
બાળકો અને મોટેરાંને આ બે મહાનગરો
નો પરિચય રસમય શૈલીએ આપે છે.

મંગાવવા માટે આજેજ લખોઃ

## લુહાણામિત્ર પ્રિ. પ્રેસ—

# દીપક

લેખક :
શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

( ગયા અંકથી ચાલુ )

૮

દામુને તો કાંઇ ભણુ વાગ્યું નથી એટલે તે તો એક બે દિવસમાં સાજો થઇ જાય છે. પિતા સોલિસિટરને બોલાવીને વસિયતનામું કરે છે. તેમાં બધી મિલકત નિર્મળાના નામ પર ચઢાવે છે. નિર્મળા ચાહે તેને તે આપે, એવી શરત તેમાં રાખે છે.

વસિયતનામું તૈયાર થઇને આવતાં અમરબાબુ પોતાના ઉશીકા નીચે તે રાખે છે. દામુ તે વસીયતનામું જોઇ જાય છે. એના હૃદયમાં ભયંકર વિચારો આવે છે અને તે કાવત્રું રચે છે.

એક રાતે તે વસિયતનામું જોઈ જાય છે.

તેના એક બદમાશ મિત્ર નામે લાલુને ત્યાં જઇને એક બનાવટી વીલ તૈયાર કરાવે છે, જેમાંથી નિર્મળાનું નામ કાઢીને દીપકનું નામ મૂકે છે.

અસલ વીલ લાલુ પાસે રહે છે. બનાવટી વીલ બે-ત્રણ દિવસ બાદ એક રાત્રે દામુ જ્યારે અમરબાબુના ઉશીકા નીચે મૂકવા જાય છે ત્યારે તેનું હૃદય રાક્ષસી ભાવોથી ભરપૂર હોય છે. ઉશીકાથી સહેજ બહાર દેખાય તેવી રીતે તે વીલ રાખીને દામુ આમ તેમ જુએ છે. પિતા–પુત્રના ખાટલા તે ખંડમાં જોડાજોડ છે. અન્ય કોઇ ત્યાં નથી. બેઉ જણુ નિરાંતે ઉંઘે છે, એમ તેનું માનવું છે. અમરબાબુને ક્લોરોફોર્મ સુંઘાડીને તે બેશુદ્ધ કરે છે. પછી ખંજરથી એમનું ખૂન કરે છે.

દીપક આ વખતે જાગે છે. દામુનું કૃત્ય જોઇને પોતાના ખાટલામાં અર્ધો બેઠો થઇને ઉઠવા જાય છે, ત્યાં તેના પગમાં ચસકો આવવાથી તે પાછો પછડાય છે. દામુનું ધ્યાન તેના તરફ જતાં તરત જ તેની પાસે જઇ તેને ક્લોરોફોર્મ સુંઘાડી બેશુદ્ધ કરે છે અને સાવચેતીને ખાતર ક્લોરોફોર્મવાળો રૂમાલ પોતાના ખિસ્સામાં મૂકી દે છે. દીપક બેશુદ્ધ થતાં ખંજર તેની પથારીમાં તેની નજીક મૂકીને દામુ પસાર થઇ જાય છે.

મળસ્કું થવાની તૈયારી છે. ત્યાં અમરબાબુના ખંડમાં એક નોકર આવે છે. ખૂન જુએ છે! બૂમાબૂમ પાડે છે!

સૌ આવે છે. નિર્મળા, રાધા અને દામુ વગેરે આવતાં દીપકની પથારીમાં ખંજર છે, એવું તેઓ જુએ છે. નિર્મળા બેશુદ્ધ થઇ જાય છે. રાધા અને દામુ, દીપકને ખૂની કહે છે. દીપક-કાંઇ જ બોલતો નથી. એ નથી કહેતો કે, ખૂન કોણે કર્યું છે. એ નથી બચાવ કરતો કે, મેં ખૂન નથી કર્યું.

"આ કૃત્ય કોણે કર્યું?"

નોકરાદિના આવા સવાલના જવાબમાં રાધા અને દામુ, દીપક પર જ શક જાહેર કરે છે.

પોલિસને બોલાવવામાં આવે છે. દીપકના બિછાનામાં ખંજર છે એ દર્શનિક પ્રથમ પુરાવો.

બીજો પુરાવો બનાવટી વીલનો છે. દામુ આમ તેમ દંભથી તપાસ કરતો કરતો ઉશીકા નીચેથી વીલ કે જે અર્ધું બહાર દેખાતું હોય છે તે ખેંચી કાઢીને વાંચે છે અને પોલિસ અમલદારને કહે છે: "જુઓ,

આ વીલ બનાવટી લાગે છે ! દીપકે અસલ વીલમાંથી નિર્મળાનું નામ કાઢીને આ બનાવટી વીલમાં પોતાનું નામ મૂક્યું છે ! મિલ્કત માટે દીપકે આ ખૂન કર્યું છે ! નિર્મળા તેની સાવકી મા હોવાથી રખેને તેને મિલ્કત ના આપે એટલા ખાતર આ કૃત્ય તેણે કર્યું છે ! "

દીપક, આ આક્ષેપથી, બેશક આશ્ચર્યચકિત થાય છે તેમ છતાં તે કાંઇ જ બોલતો નથી. પોલિસ અમલદાર તેને ગીરફતાર કરે છે. એમ્બ્યુલેસમાં તેને લઇ જવામાં આવે છે. અમલદારનું માનવું છે કે—કોઇક પોતાના ગ્રામોત મારફત દીપકે આ ખૂન કરાવ્યું છે; કેમકે તે પોતે તો પગનું હાડકું ભાંગી જવાથી પથારીમાંથી ઉઠી બેસી શકે એવી સ્થિતિમાં નથી !

૯

નિર્મળા શુદ્ધિમાં આવે છે. રાધા બધી વાત તેને કહે છે. નિર્મળા કહે છેઃ દીપક દુષ્ટ નથી.

રાધાઃ બહેન, તું ભોળી છે. તું અપરમાતા છે. વીલમાં તારે નામે બધું ચઢાવેલું છે. દીપકથી તે સહન થયું નથી. તેથી તેણે આ માર્ગ લીધો છે.

નિર્મળાઃ મેં પોષેલા પુત્રના ગુણ હું જ જાણું. તું શું જાણે ? દીપક એના પિતાનું ખૂન ન જ કરે. હળાહળ કલિયુગ નથી આવ્યો, હું એને બચાવીશ.

રાધાઃ બહેન, તું એને બચાવવા નિરર્થક કોશિષ કરે છે !

અસલ વીલ ક્યાં ગયું; એવો પ્રશ્ન ઉઠે છે. રાધા તો એમ જ કહે છે કે. દીપકે તેનો નાશ કર્યો હોવો જોઇએ; યા તો ક્યાંક છુપાવ્યું હોવું જોઇએ.

નિર્મળા વિચારે છેઃ શું એ શક્ય છે ? દીપકને શું મેં ઓરમાન પુત્ર ગણ્યો છે ? શું એણે મને કદાપિ ઓરમાન મા ગણી છે ? ના. અમો વચ્ચે સગાં માદીકરા જેવો સંબંધ છે.

અને વિચારોના મંથનને અંતે માતા, જેલમાં દીકરાને મળવા જાય છે.

" બેટા શું મેં તને મારી કુખે જન્મેલા પુત્ર સમાન નથી ઉછેર્યો ? શું તારામાં મેં સંસ્કાર નથી મૂક્યા ? શું એ સાચું છે કે, તારા પિતાનું ખૂન તેં ક્ષુદ્ર આર્થિક સંપતિ માટે કર્યું છે. ચારિત્ર ઉત્તમ છે—આર્થિક સંપત્તિ નહીં. આ મારો નિરંતર તને સદ્‌બોધ દેવાતો. શું એ વ્યર્થ ગયો છે ? બેટા, સત્ય કહી દે. હું તને માફ કરીશ."

" મા, તારું અંતઃકરણ શું કહે છે !"

" હું તને નિર્દોષ ગણું છું. "

" મા, ઇશ્વર પર ભરુંસો રાખ."

" પણ એનો અર્થ શો ? તું ખૂની છે કે નહીં ! "

એનો સીધો જવાબ નહીં દેતાં દીપક એટલું જ કહે છેઃ " ઐશ્વરી ન્યાય પર ભરુંસો રાખ, માતા ! "

ઇશ્વર ! ઇશ્વર ! " એમ પુકાર કરતી મા જેલ છોડી જાય છે.

૧૦

દામુ યશોધરા પાસે જાય છે. પ્રેમમાં દીવાનો બન્યો છે. યશોધરા પાસે તે લવારા કરે છેઃ " ઠીક થયું કે, મારા માર્ગનો કંટક સદાને માટે દૂર થયો ! " યશોધરા પૂછે છેઃ " કોણ ? " દામુ " નહીં કહું નહીં કહું " એમ બોલી જતો રહે છે. યશોધરાને શક ઉપજે છે. દામુ તેની પાસેથી વિદાય થતાં યશોધરા તેની હીલચાલ છૂપી રીતે તપાસવા તેની પાછળ જાય છે. દામુ, બદમાશ લાલુને ત્યાં જાય છે. યશોધરા તેની પાછળ હોય છે. દામુને ખબર નથી.

લાલુ અને દામુ વચ્ચે બનાવટી વીલના પૈસા માટે તકરાર થાય છે. લાલુ આગ્રહ કરે છે કે મને આજે ને આજે પૈસાની સખ્ત જરુરીયાત હોવાથી લાવી આપ.

દામુ પૂછે છે: શેના પૈસા ?

લાલુ: મેં બનાવટી વીલ તૈયાર કર્યું તેના.

દામુ: જા, જા; હવે ! પૈસા શેના ને વાત શી ?

લાલુ યાદ રાખ, મને મૂર્ખ બનાવ્યે નહીં ચાલે. અસલ વીલ મારી પાસે છે.

યશોધરા, આ સાંભળીને એકદમ ત્યાંથી જતી રહે છે. જાહેર ટેલીફોન બોક્ષમાં જઇને પોલિસ ઑફિસે ટેલિફોન કરીને પોલિસ પાર્ટી સાથે અમલદારને આવવા કહે છે. જવાબ મળે છે: "આવીએ છીએ—દશ મિનિટમાં."

૧૧

બદમાશ લાલુ અને દામુ વચ્ચે ઝઘડો વધી જતાં બન્ને મારામારી પર ચઢે છે. લાલુ અસલ વિલ નથી આપતો. દામુને પૈસા આપ્યા વિના તે લેવું છે. મારામારી દરમ્યાન દામુ, લાલુને એક મોટા ચપ્પુથી જખ્મી કરી અસલ વીલ સાથે નાસે છે. ત્યાં પોલીસ-પાર્ટી આવી લાગે છે. દામુની ધરપકડ. જખ્મી લાલુનો એકરાર. લાલુને હોસ્પિટલે મોકલાય છે. દામુને પોલિસ ઑફિસે લઇ જવામાં આવે છે.

૧૨

સાવકી મા પ્રભુ પૂજામાં છે.

એને કાને અવાજ સંભળાય છે: "મા ! મા !"

"કોણ ?"

"માતા, તારો બાળક."

અને દીપક તેનાં ચરણમાં પડે છે. સાથે યશોધરા હોય છે, તે પણ ચરણે પડે છે. યશોધરા વિગતો વર્ણવે છે:—

લાલુને હોસ્પિટલે લઈ જવામાં આવ્યા બાદ થોડીવારે તે મરણ પામ્યો છે. તેણે કરેલા એકરાર પરથી દામુની બદમાશી ખુલ્લી પડી ગઇ છે. દામુ પર કેસ ચાલતાં ખૂની તરીકે તે પુરવાર થયો છે. ખૂનના તેના હેતુઓ ખુલ્લા થઇ ચૂક્યા છે કે—દીપકને માર્ગનો કાંટો ગણીને દૂર કરવા તેને આ કારસ્થાન રચેલું છે. દામુનો હેતુ નિર્મળાની ખુશામત કરીને નિર્મળાની મિલ્કત પોતાને નામે લખાવી લેવાનો જણાયો છે.

યશોધરાએ અદાલતમાં જુબાની આપી: કેવી રીતે તેને દામુની વાતચીતમાંથી શક પડ્યો, કેવી રીતે તેણે તેની પૂંઠ પકડી અને તકરાર સાંભળીને કેવી રીતે અમલદારને તેણે ટેલિફોન કર્યો તે બધું તેણે કહી દીધું છે.

ન્યાયાધીશનો અભિપ્રાય:—ચાલાક બાળા !

દીપકે ન્યાયાધીશે છૂટકારો કર્યો છે અને દર્શાવ્યું છે:—"તેં તારા પર અપકાર કરનાર ઉપર ઉપકાર કરવા યત્ન કર્યો છે, દામુ ખૂની છે એમ જાણવા છતાં તારા પોતાના ઉપર તેં આરોપ આવવા દઇને તારી સાત્વિક વૃત્તિનો અને સંસ્કારિતાનો અનુપમ નમૂનો દર્શાવ્યો છે."

માતા કહે છે: "ધન્ય કુલદીપક ! ધન્ય કુલવધૂ !"

યશોધરા અને દીપકનાં લગ્ન.

દામુને ફાંસી. રાધાનો આપઘાત.

(સંપૂર્ણ)

# અપૂર્વ ભેટ

લેખક :
શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ
બી. એ.

( ગયા અંકથી ચાલુ )

આપણે આચાર્યશ્રીના વીરમગામના નિવાસ સંબંધી વાત કરતા હતા. દરમ્યાનમાં ઉપરોક્ત પધરામણીનો પ્રસંગ વર્ણન કરવામાં આવ્યો, તે હવે પછીના વીરમગામની પધરામણીના પ્રસંગને સમજવામાં સૂચક અને સહાયક છે. અત્રે કથન કરવાની જરૂર નથી કે તેઓશ્રીની વ્યવહારનીતિનો આછો ખ્યાલ આપવા સારૂ, આવા એક બે પ્રસંગોનું જ માત્ર અત્રે વર્ણન કરવામાં આવેલું છે.

× × ×

વીરમગામમાં જીવરામભાઇ નામના એક સાધક, સાધકોમાં વધારે પડતા પ્રખ્યાત હતા. તેમને સૌ ઓળખે તેનું મુખ્ય કારણ, કહે છે કે, તેમનો ' ક્રોધ ' હતો. પૂજ્ય બાપજીશ્રીના સદુપદેશથી, દુર્બળ અન્તઃકરણ ઉપર વિજય મેળવવા પોતે અત્યંત પ્રયત્નશીલ રહેતા. પરંતુ પ્રસંગ પ્રાપ્ત થતાં, સ્વાભાવિક ક્રોધાવેશને—નિરોધપ્રયાસ કરવા છતાં—તેઓ પૂર્ણતઃ રોકી શકતા નહી. એક પ્રસંગે, શ્રી. નૃસિંહાશ્રમ ( વડોદરા ) માં તેઓ શ્રી સદ્‌ગુરૂના ચરણમાં અશ્રુધારા વહાવી અને હૃદય ઠાલવ્યું.

" બાપજી ! મારી પ્રકૃતિ જ પ્રબળ હોઇ, મારો વિગ્રહનો યત્ન કાંઇ પણ કરવા અસમર્થ થાય છે. હવે હું શું કરૂં ? "

" નિરાશ થવાની જરૂર નથી. જીવરામભાઇ ! તમારૂં નામ જ કહે છે કે તમે તો જીવાત્મા છો, ભૂતાત્મા નથી. જેને એકવાર ભાન થયું છે કે ' અમૂક વિકાર સારો નથી, ત્યજવા યોગ્ય છે તો કોઇ વખતે વિચારની પ્રબળતાથી વૃત્તિ ઉપર જરૂર વિજય મેળવશો ગભરાવાની જરાય જરૂર નથી, ભાઇ ! " શ્રી નૃસિંહાચાર્યજીએ કોમળતાથી પીઠ પર હાથ ફેરવતાં, પૌરૂષવાણીનો પડકાર કર્યો.

" પરંતુ, બીજા સાધકો વિકારમાં ઘસડાતા હોય એમ જણાતું નથી. એવી કૃપા મારા પર કેમ થતી નથી ! નિખાલસતા પૂર્વક જીવરામભાઇએ નિવેદન કર્યું.

" બીજાઓની ઉન્નતિના વિચારથી તમારી ઉન્નતિ નથી થતી, એવી કલ્પનાથી તમે દુઃખી શા માટે થાઓ છો ? અને બીજાઓ તમારી જેમ વિકારવશ નથી થતાં એની સાબિતી ? "

" બાપજી ! મારો ક્રોધ મારી મુખમુખમુદ્રાઓ, વાણી, વર્તમાન અને ભ્રુકુટિ ઉપર પ્રત્યક્ષ જણાઇ આવે છે. તેમનામાં તેવું ક્વચિત જ દેખાય છે. "

" ત્યાં જ આપણી ભુલ થાય છે. હું તો તમને સદ્‌ભાગી લેખું છું. જુવો તમને સમજાવું. પ્રકૃતિને સહાય કરનાર મનના સંકલ્પો અને બુદ્ધિની વૃત્તિઓનું શાસ્ત્રોએ અસંખ્ય વર્ણવી છે વિકારોની સંખ્યા તો અકલ્પ્ય અને અસીમ છે, તેમાંનાં કામ. એવ: ક્રોધ: રજ—કામક્રોધાદિ પ્રધાન દોષોનું જ વિસ્તારથી નિરૂપણ કરવામાં આવ્યું છે. તે પૈકી, કેટલાક વિકારોનું સ્વરૂપ જ એવું છે કે તે ગમે તેટલા અલ્પ પ્રમાણમાં હોય તો પણ તે પ્રકટ આકાર પામ્યા વિના રહેતા નથી. આ વિકારની રીતે જ તે દુર્ગુણ ખીલે છે. જ્યારે અન્ય કેટલાક દોષો મોટા પ્રમાણમાં અને દીર્ઘકાળ પર્યંત અપ્રકટ રહેવા પામે છે. એકશતાંશ ક્રોધનો વિકાર બાહ્યતઃ પ્રસિદ્ધ થવા મથવાથી ક્રોધાંશી મનુષ્યને અપયશ અપાવે છે, તેને દુર્ગુણી તરીકે તરતજ જાહેર કરે છે. પરંતુ લોભ, ઇર્ષા, કપટ, વ્યભિચાર આદિ ઇતર દોષો તેથી દશ ઘણા પ્રમાણમાં હોવા છતાં, તે દોષિત મનુષ્યની છૂપાવવાની વૃત્તિને અનુકૂળ રહેવાનાં લક્ષણ હોઇ, બહારથી તે મનુષ્ય અલ્પક્રોધાંશી કરતાં અનેકધણો સારો સદ્‌ગુણી દેખાય છે. જો કે અંતરથી તો ક્રોધી પુરૂષ કરતાં અનેકધણો અધમ અને દુર્ગુણી છે. પરંતુ જ્યારે ત્યારે અંતર્હિત કે બહિર પ્રસિદ્ધ થયેલું પાપ તેનાં ફળ આપ્યાં વિના રહેતું નથી.

માટે જીવરામભાઇ ! મારૂં તો એમ કહેવું છે કે ક્રોધાદિનાં ફળ મનુષ્યને બાહ્ય જીવનમાં જલદીથી ભોગવવા પડતાં હોવાથી, તે મનુષ્યને દોષાદિ ઉપર વિજય મેળવવાની—જીવનસુધારણાના સંકલ્પની સિદ્ધિની દિશામાં વહેલી તક સાંપડે છે..." વિગેરે વચનોથી, જીવરામભાઇના દિલમાં જે લઘુભાવ

( enferiority complex ) સ્થાન કરી રહ્યો હતો તે નષ્ટ થયો; અને તે પછી, તેમનામાં આત્મનિષ્ઠા વધી તથા પ્રતિકૂળ પ્રસંગોમાં પ્રસન્નતાપૂર્વક ક્રોધનિરોધ કરવા તરફ યથાશક્તિ યત્નમગ્ન રહેવામાં અધિકતર ઉત્સાહ પ્રકટ્યો.

× × ×

કેટલાંક વર્ષો પછી, શ્રી. નૃસિંહાચાર્યજી હરિભાઇને ત્યાં પધાર્યા છે એમ જીવરામભાઇએ જાણ્યું; એટલે તેમણે તેઓશ્રીને પોતાને ઘેર પધારવા વારંવાર વિનંતી કરી. અત્યાગ્રહને વશ થઇ, તેમના ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી જ, શ્રી. નૃસિંહાચાર્યજીએ તેમના નિમંત્રણને માન આપ્યું. ભાવવિધિથી પૂજન–અર્ચનાદિથી સ્વાગતાભિનંદન થયા પછી, સૌએ સ્વાભાવિક સવતા ખોધામૃતનું પાન કર્યું. વિદાય વખતે, જીવરામભાઇએ સદ્ગુરુના ચરણ સમીપ, સાષ્ટાંગ દંડવત સહ, પાંચ રૂપીયા ભેટ મૂકી. જીવરામભાઇની આર્થિક સ્થિતિથી શ્રીમનૃસિંહાચાર્યજી સારી રીતે વાકેફ હતા. છતાં દિલની ભાવનાની ભેટનો પ્રથમ સ્વીકાર કરી, તેઓશ્રીએ થોડીવાર પછી, જીવરામભાઇને પેલા પાંચ રૂપીયા પાછા આપ્યા. જીવરામભાઇએ બહુ આનાકાની કરીઃ તેમના ચિત્તમાં અનેક શંકા–સંકલ્પો થવા માંડ્યા. પણ શ્રી. નૃસિંહાચાર્યજીએ તેમને પ્રેમપૂર્વક પૈસા પરત લેવા ફરજ પાડી અને નેહ નીતરતા નયનો વડે દૃષ્ટિપાત કરી કહ્યું.

" જીવરામજી ! તમે રાજી હો તો આજે હું માગું તે વસ્તુ આપશો ? "

" જરૂર, બાપજી; મારાં એવાં કયાં ભાગ્ય કે આપ મારા વડે સમર્પણ કરાયેલી ભેટ પાછી આપીને, સ્વમુખે મનપસંદ વસ્તુની માગણી કરો ! "

" પાંચ રૂપીયા તો તમે આપી ચૂકયા, છતાં તમારી પાસે ફરી રૂપીયા જેવી ચીજ તો રહેવાની જ. દાનનો ધર્મ છે કે વસ્તુનો ત્યાગ નિરંતર હોવો જોઇએ. મારે તો આજે એવી વસ્તુ જોઇએ છે કે જેનું તમે હંમેશાને માટે મારી પાસે અર્પણ કરી શકો, અને એ વસ્તુ તમારી પાસે છે જ એ મને એક વખત આપી દીધા પછી, ફરી તમારી પાસે તે વસ્તુ કોઇ દેખી શકે નહી ! "

જીવરામ ગંભીર વિચારણામાં પડી ગયા. પોતાના સાધકોનું પરમ શ્રેય કરવા સિવાય અન્ય કોઇ હેતુથી શ્રી. નૃસિંહાચાર્યજીની પ્રવૃત્તિ હોવી ઘટતી નથી, એવી એમનામાં અનન્ય શ્રદ્ધા હોવાથી, તેમણે હસતાં મુખે જણાવી દીધું.

" બાપજી ! સારૂં ખોટું જે કાંઇ મારી પાસે છે. તે સઘળું આપનું જ આપેલું છે. મારૂં તેમાં શું છે ? આપ તેને સ્વેચ્છાથી સદાને માટે લઇ શકો છો ! " એટલું બોલી, જીવરામભાઇએ પ્રેમથી, આનંદાશ્રુપૂર્ણ આંખોવડે, મસ્તક નમાવી, જાણે જીવસ્વરૂપ શ્રી સદ્ગુરૂચરણમાં અભિષેક કર્યો !

શ્રી. નૃસિંહાચાર્યજીએ તેમના શિર ઉપર હાથ મૂકયો, પીઠ થાબડી, અને સિંહનાદથી છટાથી કહ્યુંઃ

" જુઓ જીવરામ ! તમારા કહેવા પ્રમાણે, તમે જેનો નિત્ય ત્યાગ કરવા મથતા હતા, એ તમારી ' ક્રોધ 'ની કમાણીનું હું સમર્પણ માગું છું. આપો છો ને ? "

જીવરામજી તો ક્ષણભર સજડ થઇ ગયા. પણ શ્રી. નૃસિંહાચાર્યજીની પોતાના પ્રતિ સ્થિર રહેલી આંખોમાં પોતાનું પ્રતિબિંબ પેખતાં, સાવધ થઇ, ગદ્દગદ્દ થઇ બોલ્યા.

" ધન્ય, બાપજી શ્રી ધન્ય ! આપ શ્રી જેના ઉપર અનુગ્રહ કરવા ધારો છો તેની પાસેથી કદી ભીખ માંગીને કદી લૂંટ તો કદિ અપહરણ કરીને લેવા યોગ્ય લઇ જ લ્યો છો. પણ પછી જેનો બદલો કદિ વાળી ન શકાય, એવી કૃપાવર્ષણનું અમૂલ્ય દાન કરો છો. "

આ પ્રસંગ પછી, કહે છે કે, જીવરામભાઇ તેમના ક્રોધનિરોધના પ્રમાદરહિત પ્રયત્નમાં સત્વરે અને સરળતાથી સફળ થયા. તેમના અંતઃકરણની સ્થિતિ, સ્વલ્પ સમયમાંજ ઉચ્ચ અધિકારયુક્ત થઇ. દેહત્યાગ વખતે તેઓની વૃત્તિ શ્રી. નૃસિંહાનુસંધાનમાં હતી.

પધરામણીના પ્રસંગે ક્રોધની ભેટ મૂકાવે એવા પરોપકારી, નિર્લોભી, સમદર્શી ગૃહસ્થાશ્રમી સદ્ગુરૂઓ સમાજમાં વિરલ જ હોય તેવી અપૂર્વ ભેટ ! ( સંપૂર્ણ )

ગુજરાત-કાઠીયાવાડ અને કચ્છની

# સ્ત્રી સંસ્થાઓની પરિષદે પસાર કરેલા ઠરાવો*

ઠરાવ ૧—ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છમાં સ્ત્રી અને બાળકોના વિકાસને અંગે કામ કરતી સંસ્થાઓનું સમન્વય સહકાર અને સંગઠન કરવા માટે "ગુજરાતી સામાજીક સંસ્થાઓનું મધ્યસ્થ મંડળ" આ નામની એક મધ્યવર્તી સંસ્થા સ્થાપવાનું આ પરિષદ ઠરાવે છે. અને તે મંડળનું કાચું બંધારણ જે અત્રે રજુ કરવામાં આવ્યું છે તે મંજુર રાખે છે. અને તે સંસ્થા અંગેનું કામ કરવા માટે એક વર્ષ સુધી નીચે જણાવેલા ૧૬ સભ્યોની આ કાર્યવાહક સમિતિ નીમવામાં આવે છે.

આ કાર્યવાહક મંડળ વર્ષ દરમ્યાન નીચેના કાર્યો કરશે.

(૧) ઘડેલા અને મંજુર કરેલા બંધારણ પ્રમાણે સભ્યો નોંધી બંધારણ અમલમાં મુકાશે.

(૨) કાર્યક્રમના ઠરાવો મુજબનું કામ કરવામાં સભ્ય સંસ્થાઓને જરૂરી સહકાર અને માર્ગદર્શન આપશે.

(૩) ધ્યેયને અસંગત ન હોય તેવી અન્ય પ્રવૃત્તિ કરશે.

આ સમિતિના સભ્યોના નામ નીચે પ્રમાણેઃ—

પ્રમુખ—સરલાદેવી સારાભાઇ, ઉપપ્રમુખ—શારદાબેન મહેતા, જ્યોત્સનાબ્હેન, મંત્રી—શારદાબ્હેન મજમુદાર, ચિતશાંતિ દિવાનજી, કોષાધ્યક્ષ—ચંદુલાલ સતિયા, કુસુમબ્હેન શાહ.

૧૧ સભ્યો—(૧) હરિજન સેવક સંઘ શ્રી પરીક્ષિતલાલ મજમુદાર, (૨) નુતનબાળ શિક્ષણ સંઘ, (૩) ભીલ સેવા મંડળ, (૪) રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, (૫) રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળ, (૬) કસ્તુરબા રાષ્ટ્રીય સ્મારક નિધિ, ગુજરાત શાખા, (૭) મજુર મહાજન (૮-૯) બે કો-ઓપ્ટ કરવાના.

ઠરાવ ૨—પૂજ્ય કસ્તુરબા સ્મારક નીધી અંગે થયેલી યોજના અને તેને અંગે કરવા ધારેલ કાર્યોને આ પરિષદ આવકારે છે. અને સ્ત્રીઓને અને સ્ત્રી સંસ્થાઓને તે કાર્યોમાં પોતાનો શક્ય સક્રિય હિસ્સો આપવા વિનંતિ કરે છે.

ઠરાવ ૩—સ્ત્રી અને બાળકોના સાચા હિતની દિશામાં કામ કરવા માટે વર્ષ દરમ્યાન નીચેના કાર્યક્રમોમાંથી બને એટલા કામ ઉપાડી લેવા પરિષદ સંસ્થાઓને સુચવે છે.

क. તાલીમ લીધેલા કાર્યકરો મેળવવાનો પ્રશ્ન હળવો કરવા જ્યાં જ્યાં કાર્યકરોને તાલીમ લેવા માટે સ્ત્રીઓને ઉત્તેજન આપવું અને સગવડ આપવી.

ख. રાષ્ટ્રભાષાનો અભ્યાસ જેમ ઘેર બેઠા કરી શકાય છે તેમ ગુજરાતીનો પણ સર્વાંગી અભ્યાસ પણ ઘેર બેઠે કરવાની વ્યવસ્થા કરવી.

ग. આરોગ્ય વિષયક કાર્યક્રમનો અમલ કરવો.

घ. લોહિયાળા વેપારની સામે ઝુંબેશ ઉઠાવવાના કાર્યમાં જરૂરી સહકાર આપવો.

च. પોતાના વિભાગમાં કેટલા ઉદ્યોગો ચાલે છે અને તેને વિશેષ ખીલવવા માટે શી શક્યતા છે તેની તપાસ કરી તે ઉદ્યોગોને ઉત્તેજન આપવા માટે જરૂરી પ્રયત્ન કરવા.

छ. રાષ્ટ્રીય ભાવના કેળવવા પ્રયત્ન કરવા.

ઠરાવ ૪—ગુજરાત કાઠિયાવાડ અને કચ્છની પ્રજાને તેમાંય ખાસ કરીને સ્ત્રી અને બાળકની શારીરિક હાલતમાં દિવસે દિવસે જે ઝડપી અધોગતિ થઇ રહી છે અને તેમનું મૃત્યુ પ્રમાણ વધી ગયું છે તે સ્થિતિ પ્રત્યે આ પરિષદ ચિંતા વ્યક્ત કરી આ પરિસ્થિતિના મૂળમાં અસહ્ય મોંઘવારી, બેહદ નિર્ધનતા, જીવનની જરૂરીયાતોની ભારે અછત, રોગચાળામાં પ્રસંગે, ઉપચારના સાધનોનો અભાવ જેવા કારણો છે એમ આ પરિષદનું માનવું છે. આ કારણો દુર કરવાનો મુખ્ય માર્ગ તો પ્રજામાન્ય રાષ્ટ્રીય સરકાર છે એમ આ પરિષદ માને છે પરંતુ પ્રજા સંગઠીત થઇ પ્રયત્ન કરે તો આ પરિસ્થિતી કેટલેક અંશે હળવી બનાવી શકે એટલું જ નહિ પણ આ વિકાસને ભોગે આજે પૈસા

---

* ગઇ તા. ૨૦, ૨૧, ૨૨ મીએ અમદાવાદમાં શ્રીમતિ હંસા મહેતાના પ્રમુખપદે મળેલી પરિષદમાં નીચે મુજબના મહત્વના ઠરાવો પસાર થયા હતા.

મેળવવા જે દોડાદોડી ચાલી રહી છે. તેને રોકી શકે એમ આ પરિષદ માને છે. એટલે આ દિશામાં શું થવું જોઇએ અને શું થઇ શકે એમ છે તેનો અભ્યાસ દરેક સંસ્થાને કરવાની આ પરિષદ આગ્રહ પૂર્વક ભલામણ કરે છે અને તેને અંગે નીચે મુજબ સૂચનાઓ કરે છે.

(૧) સ્થાનિક ડૉ., વૈદ, હકિમ વગેરેની મદદ લઇ સ્ત્રી અને બાળકોના અનારોગ્યની સ્થિતિ જાણી લે અને તેના કારણો દૂર કરવા પ્રયત્ન કરે. આ ઉપરાંત જ્યાં પૂર્વગ્રહ અને ખોટી વિચારસરણીના કારણે શરીર જાળવી રાખવાની ફેશન ચાલતી હોય ત્યાં તેવા ખ્યાલોને પ્રચારદ્વારા અંત લાવવાનો પ્રયત્ન કરે.

(૨) રોજના ખોરાક માટે જે નાણાં મધ્યમ અને તેથી ઉતરતા વર્ગોમાં ખર્ચવામાં આવે છે તેના ચોકકસ આંકડા મેળવી એટલાં જ ખર્ચમાં જરૂરી પૌષ્ટિક તત્વ મેળવી શકાય એવા ખોરાકની નીયોજનાની માહીતીનો પ્રચાર કરવો.

(૩) નાનકડી માંદગીઓ માટે ઘરગથ્થુ દવાઓનો ખ્યાલ સમાજમાં ફેલાવીને તેની દવાઓ જાતે બનાવી લેવામાં માર્ગદર્શન કરવું.

(૪) વ્યાયામ, રમતગમતો, પ્રસુતી પૂર્વે લેવી જોઇતી સંભાળ વગેરે સગવડોની વ્યવસ્થા કરવી અને માંદાની સારવારનું જ્ઞાન આપી અને તેના સાધનો વસાવી તેનો જ્યાં જરૂર પડે ઉપયોગ કરવો.

**ઠરાવ ૫** હાલના યુદ્ધના લીધે ઉભી થએલી વિકટ આર્થિક હાલત, બેકારી મોંઘવારી તેમજ સમાજના કઢંગા રિવાજો અને અવિચારી માનસને કારણે ગુજરાત-કાઠિયાવાડમાં સ્ત્રી અને બાળકોનું વેચાણ મોટા પ્રમાણમાં ચાલી રહ્યું છે તેની સામે ઝુંબેશ ઉઠાવવાની જરૂર તરફ પ્રજા અને સ્ત્રી હિતમાં કામ કરતી સંસ્થાઓનું ધ્યાન આ પરિષદ ખેંચી છે. અને એ સ્થિતિના નિવારણ માટે નીચે જણાવેલા માર્ગો દ્વારા જરૂરી પગલાં તાત્કાલીક ભરવા સંસ્થાઓને આ પરિષદ આગ્રહ કરે છે.

**ક.** ગરીબાઇ અને બેકારીના ભોગ બનેલા સ્ત્રી અને બાળકોને કામદ્વારા આર્થિક મદદ, વ્યવસ્થા કરીને તેમની અસહાયતા દુર કરવાનો પ્રયત્ન કરવો.

**ખ.** સમાજ અને કુટુમ્બની રૂઢિચુસ્તતાને કારણે ત્રાસની ભોગ થએલી સ્ત્રી અને બાળકોને પડખે ઉભા રહી તેમને જરૂર પડે તાત્કાલિક આશ્રય આપવો અને એવા નિરાશ્રીતોને રાહત આપતી સંસ્થાઓના સંપર્કમાં તેમને મુકવા. આવી સંસ્થાઓ દરેક જીલ્લામાં ઓછામાં ઓછી એક હોવી જોઇએ એવું પરિષદ માને છે.

**ગ.** સ્ત્રીઓને સ્વતંત્ર વ્યક્તિત્વ છે અને તેમને સ્વતંત્ર મનુષ્ય તરીકે જીવવાનો અધિકાર છે એવી મનોવૃત્તિ ઉત્પન્ન કરવા જરૂરી લોકમત કેળવવો.

**ઘ.** વેચાણ ટોળીઓની ફસામણ લશ્કરના માણસોની કનડગત અને બીજા જેતું જેતું દબાણ થતું હોય તેની સામે નિડરતાથી ને સ્વાશ્રયથી પોતાનું સંરક્ષણ કરવાની શક્તિ કેળવવાનો પ્રયત્ન કરશે.

આ ફસામણ અથવા બળાત્કારની ભોગ થયેલી સ્ત્રીઓ પ્રત્યે સમાજ જે ક્રુર અને વિકૃતમાનસ પ્રવૃત્તિ જો તે દુર કરે તેવી સ્ત્રીઓને સહાનુભુતીથી અપનાવી લેવાં માટે લોકમત કેળવવો.

**ઠરાવ ૬**—સ્ત્રી અને બાળકો માટેની સંસ્થાઓમાં વિવિધ પ્રકારની જે શિક્ષણ પ્રવૃત્તિઓ ચાલે છે અને શિક્ષણ પદ્ધતિઓ લેવામાં આવે છે તેમાં સુમેળ સાધવાની ખુબ જરૂર છે. તે આ પરિષદ અને તેથી નીચે મુજબની એક અભ્યાસક્રમ પેટાસમિતિ નીમે છે આ પેટા સમિતિનો કાર્યપ્રદેશ નીચે મુજબ રહેશે.

(૧) વિવિધ સંસ્થાઓમાં હાલ ચાલતી શિક્ષણક્રમોની માહીતી મેળવવી.

(૨) માહીતી એકઠી કર્યા પછી સ્ત્રીઓ અને બાળકો માટે જરૂરી અભ્યાસક્રમ ઘડવો અને તેનો અમલ જોડાયલી અથવા જોડાવા માગતી સંસ્થાઓ પાસે કરાવવો.

(૩) અભ્યાસક્રમ સ્વીકારવાં પછી વખતો-વખત પરિક્ષાઓ લેવી અને અભ્યાસક્રમ પુરો થયા પછી પ્રમાણપત્ર આપવાની વ્યવસ્થા કરવી.

(૪) જરૂરી સાહિત્ય તૈયાર કરવા અને તેને પસંદગી કરી અપનાવવાં.

આ પેટા સમિતિએ મધ્યસ્થ મંડળના કાર્યવાહીની પેટાસમિતિ તરીકે કામ કરવાનું રહેશે.

# ગુણસુન્દરી

## દીપોત્સવી અંક

સંપાદકો : શ્રી. રાજુ ઠક્કર અને શ્રી. શંકર પંડ્યા

## —કેટલાક અભિપ્રાયો—

ગુણસુંદરી દીપોત્સવી અંકના સંપાદક એ અંકને તૈયાર કરવામાં સારી મહેનત લીધી છે એવું તુરત દેખાઇ આવે છે. 'બેસતે વર્ષે' એ કાવ્યદ્વારા શ્રી. મનસુખલાલ ઝવેરી વિશ્વમાં સમતા અને બન્ધુતાનો પ્રસાર થાઓ એવી ભવ્ય ભાવના રજુ કરે છે, ક્યાંય એંધાણના પ્રેમશંકર ભટ્ટનું એ કાવ્ય પણ તેવી જ ભવ્ય ભાવના રજુ કરે છે. જીતુભાઇ મહેતા, સુંદરી સંગીત એ લેખદ્વારા ગુજરાતનાં નવલકથા લેખકોએ સ્ત્રી પાત્રોને પાના પર કેવી રીતે મુકવાની શરૂઆત કરી તે સારી રીતે બતાવ્યું છે.

જ્યારે અકાળે વૃદ્ધ એ લેખ દ્વારા મસ્તફકીર ગુજરાતી સ્ત્રીઓ વિષે હળવો તેમજ ગંભીર કટાક્ષ કરે છે. અન્ય કાવ્યો, વાર્તાઓ અને લેખોએ પણ ગુણસુંદરી માસીકનું ધોરણ ઠીક પ્રમાણમાં જાળવી રાખ્યું છે. અંકની કીંમત રૂા. બે છે તે લુહાણા પ્રીન્ટીંગ પ્રેસ, વડોદરા ત્યાંથી મળી શકે છે. —'યુગાન્તર'

જાણીતાં સ્ત્રી-માસિકના આ અંકમાં જાણીતી કલમો એમની પ્રસાદી પીરસી જાય છે. આખા અંકમાં વસ્તુવૈવિધ્ય છે. 'દેરીનાં અવશેષ' એક સરસ વાર્તા છે. 'રાંડ મોંઘી' એ સમાજજીવનનું એક સુંદર શબ્દચિત્ર છે. શ્રી. મણિલાલ પ્ર. વ્યાસે ટુંકાણમાં બધું કહી દીધું છે. આ અંકમાં શ્રી. જીતુભાઇ મહેતા, શ્રી. કેશવ શેઠ, પુષ્પા શુક્લ વગેરેનો સહકાર મળ્યો છે. આખો અંક આ રીતે સુંદર વાચન-સામગ્રી પૂરી પાડે છે. —'વંદેમાતરમ'

દર વર્ષે સાહિત્ય જગતમાં પોતાના વિશિષ્ટસ્થાન સાથે વિશિષ્ટ અંકો રજુ કરનાર 'ગુણસુંદરી' એ આ વખતે પણ દિવાળી ટાંકણે ખાસ અંક બહાર પાડ્યો છે. આ અંકનું સંપાદન આપણા બે યુવાન સાહિત્યકારોએ કરેલ હોવાથી આખાએ અંકમાં નૂતન-દૃષ્ટિબિન્દુના છાંટણાઓ ઠેર ઠેર વેરાએલાં દેખાય છે. એકસો ને પાંત્રીસ પાનાનો આ અંક 'આપણા સાહિત્યજગતના ઝળકતા તેજધારીઓ'ની વિવિધ કૃતિઓથી દીપી રહ્યો છે. ચારે તરફ ઉભરાતી જાહેર ખબરોથી ઉપજતો કંટાળો અંદરથી રસપ્રદ ને મનરંજક સામગ્રીથી હળવો થાય છે. આમ એકંદર આખોયે અંક સુંદર ને પ્રશસ્ય એવા પ્રયત્નથી ઉજ્જવલ બની રહ્યો છે. —'લોહાણા હિતેચ્છુ'

દીપોત્સવીના સારા અંકોમાં "ગુણસુન્દરી"ના સારા અંકનો ઉલ્લેખ પણ આવશ્યક છે. એમાંનાં ચિત્રો અમને બહુ ગમ્યાં નથી; એટલા માટે નહિ કે એ પુનર્મુદ્રિત છે પણ, અપ્રાસંગિક છે મુદ્રણ સુઘડ નથી. જાણે ચિત્રો આપવા ખાતર આપ્યાં હોય એવું લાગે છે. લેખસામગ્રી રોચક છે ને સ્ત્રીવાચકોનું ધોરણ જોતાં હળવી પણ છે. એમાંનાં કાવ્યોની કક્ષા જોઇએ એટલી ઉચ્ચ નથી જાળવી શકાઇ. ગુજરાતમાં કવિયત્રીઓનો અભાવ તો છે જ; પણ જે છે તેમનો કદાચ સમયાભાવને લીધે સહકાર નહિ મળ્યો હોય. એમાં ય ખાસ કરીને શ્રી. "મ"નો "પુરુષનું પ્રતિકાવ્ય" લેખ તો બધા ય લેખોમાં સર્વોત્તમ ઠરે એવો છે. આ ઉપરાંત શ્રી. જીતુભાઇ મહેતાનો "સુન્દરી સંગીત"નો લેખ પણ મૌલિક છે. આ સિવાય બીજા કેટલાક લેખો પણ ગુજરાતની સ્ત્રીજનતાને યોગ્ય છે ને વિષયોની વિવિધતા જાળવે છે. કિંમત જરા વધારે છે. બાકી તે સિવાય અંક ગમી જાય એવો છે. —'ગુજરાતમિત્ર'



## (૧) રશિયાએ સહશિક્ષણને રૂખસદ કેમ આપવી ?

રશિયાએ અન્ય ક્ષેત્રોની જેમ સહશિક્ષણના ક્ષેત્રને પણ સંપૂર્ણ રીતે વિકસાવ્યું હતું અને રશિયામાં હાલ દષ્ટિગોચર થતી સ્ત્રી–પુરૂષોની સમાનતામાં તેણે ઘણો ભાગ ભજવ્યો છે એમ પણ સ્વીકારી લેવામાં આવતું હતું પરંતુ સહશિક્ષણની શાળાઓને હવે ત્યાં તિલાંજલિ આપવામાં આવી છે. હિંદુસ્તાનમાં સહશિક્ષણના હિમાયતીઓને રશિયાનો અનુભવ માર્ગદર્શક થઇ પડે તેમ હોઇ તે અત્રે રજુ કરવામાં આવ્યો છે.

રશિયાના કેળવણી ખાતાને સુપરત કરવામાં આવેલા અહેવાલમાં એક નોંધપાત્ર હકીકત તરફ લક્ષ ખેંચવામાં આવ્યું છે કે કિશોર વય દરમ્યાન છોકરાઓ અને છોકરીઓ વચ્ચે વિશિષ્ટ પ્રકારનો તફાવત રહે છે. દસ અને ચૌદ વર્ષ વચ્ચેના છોકરાઓ તાકાતવાન બનતા જાય છે પરંતુ તેમનો શારીરિક વિકાસ કંઇક મંદ પડતો જાય છે; બીજા હાથે એજ વર્ષો દરમ્યાન છોકરીઓનો શારીરિક વિકાસ ઝડપથી થતો જાય છે અને ઉંચાઇમાં અને વજનમાં તેઓ છોકરાઓ કરતાં આગળ રહે છે. ' ચૌદ અને સત્તર વર્ષની વય દરમ્યાન તેથી ઉલટું બને છે. છોકરીઓ કરતાં છોકરાઓનો વિકાસ વધુ ત્વરાથી થાય છે. ' અહેવાલમાં જણાવવામાં આવ્યું છે કે આવા અસમાન વિકાસને લીધે પાડો સમજવાની શક્તિમાં અસમાનતા રહે છે અને આ રીતે છોકરાઓ અને છોકરીઓની પ્રગતિ એકસરખી થતી નથી.

પરંતુ સહશિક્ષણની વિરૂદ્ધ જનારો આ એકજ મુદ્દો નથી. છોકરાઓ અને છોકરીઓ તેમના વિકાસના જુદા જુદા તબક્કાઓમાં હોય ત્યારે તેમને આપવાના શિક્ષણ અંગેનું દૃષ્ટિબિંદુ પણ બદલાતું રહે તે આવશ્યક છે. છોકરાઓ અને છોકરીઓને જુદા જુદા પ્રકારનું કાર્ય સોંપાવું જોઇએ, વસ્તુતઃ કાર્ય અને શિક્ષણપદ્ધતિ એ બન્ને ભિન્ન પ્રકારનાં હોવાં જોઇએ. જો છોકરાઓ અને છોકરીઓ એકજ વર્ગમાં હોય તો એ ન બની શકે.

આ કારણથી રશિયાએ છોકરાઓ અને છોકરીઓ માટે જુદા જુદા શિક્ષણક્રમો દાખલ કર્યા છે, આ નવી પદ્ધતિએ સંગીન પરિણામો દેખાડયાં છે એવો કેટલાક માસના અનુભવ પછી રશિયાએ દાવો કર્યો છે. પરંતુ ભિન્ન શિક્ષણ દ્વારા રશિયાએ જાતીભેદ પર ભાર મૂકયો હોય તેમ નથી જ. શાળાઓમાં હાજરી આપવાના કલાકો સિવાયના બાકીના સમયમાં છોકરાઓ અને છોકરીઓ ' પરસ્પર આદરભાવ અને સમાનતા 'ના વાતાવરણમાં ઉછરે તેવી રીતે તેમની વચ્ચેની અનેક પ્રવૃત્તિઓ યોજવામાં આવે છે. સોવિયેટ શિક્ષણશાસ્ત્રીઓ આ બાબતમાં ખૂબ કાળજી રાખે છે. સોવિયેટ સત્તાધારીઓ માને છે કે ભિન્ન કેળવણીનું પરિણામ ટૂંક સમયમાં જ વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓની ત્વરિત પ્રગતિ પરથી, તેમની શિસ્ત પરથી અને કૌટુંબિક સંગઠન પરથી દેખાઇ આવશે.

રશિયાએ કેળવણીના ક્ષેત્રમાં અન્ય સુંદર પ્રયોગો પણ કરેલા છે. રાજા પીટર ધી ગ્રેટે ૧૬૯૯ માં મોસ્કો ખાતે જગતભરની રૂઢિબદ્ધ શાળાઓથી નોખી પડી આવે તેવી એક શાળા ખુલ્લી મૂકી હતી. આ શાળામાં ૫૦૦ વિદ્યાર્થીઓ હતા અને તેમાંથી ગણિતશાસ્ત્રીઓ, ઇજનેરો, નાવિકો અને બીજા નિષ્ણાતો બહાર પડયા હતા. ' કિતાબના કીડા ' સર્જાવનારી આપણી શિક્ષણ સંસ્થાઓ રશિયાના શિક્ષણપ્રયોગોનો લાભ ન ઉઠાવી શકે?

—'અબાબંધુ'

શ્રી લુહાણામિત્ર પ્રેસ : વડોદરા

